णमो त्थु णं भगवओ महावीरस्स

# શ્રી જૈન સત્ય પ્રકાશ

[ પર્યુષણ પર્વ વિશેષાંક ]

सिरि रायनयरमज्झे संमीलिय सव्वसाहुसंमइय ।
पत्तं मासियमेयं भव्वाणं मग्गयं विमयं ॥ १ ॥

પુસ્તક ૪ : : ક્રમાંક ૩૭–૩૮ : : અંક ૧–૨

વિક્રમ સંવત ૧૯૯૪ : વીર સંવત ૨૪૬૪ : સન ૧૯૩૮
શ્રાવણ ભાદ્રપદ વદિ ૧ ગુરુવાર ઓગસ્ટ સપ્ટેંબર ૧૫

## वंदना




कल्याणपादपारामं,
श्रुतगङ्गाहिमाचलम् ॥
विश्वाम्भोजरविं देवं,
वन्दे श्रीज्ञातनन्दनम् ॥

# ● श्री पर्युषणा स्तोत्रम् ●

कर्ता–आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

॥ आर्यावृत्तम् ॥

सिरिकेसरियाणाहं पणमिय हियणेमिसूरिचरणकयं ॥
वुन्छं सुत्ताणुगयं, पज्जोसवणाइ माहप्पं ॥ १ ॥

पज्जोसवणावसरो, कम्मक्खयसमविहाणनिउणयरो ॥
सच्चाणदणिहाणो, लब्भइ पुण्णेण पुण्णेण ॥ २ ॥

जह वंभोपमुहाणं, अणुहावो दीसए विसिट्ठयरो ॥
कालस्स तहा णेओ, आगमवयणेण भव्वेहिं ॥ ३ ॥

अस्सिं पहाणसमए, अप्पभवा भाविणो पमोया जे ॥
पकुणंते दाणाई, चिच्चा सयकोहमाणाई ॥ ४ ॥

निसुणंति कप्पसुत्तं, तवम्मि पवरट्ठमं विहाणेणं ॥
वरिसाहसुद्धिकरणं, मणवंछियदाणसामत्थं ॥ ५ ॥

आवस्सयजिणपूया, पोसहगुरुभत्तिभाववंदणयं ॥
साहम्मियवच्छल्लं, तहप्पयारं परं किच्चं ॥ ६ ॥

साहंति ते लहंते, खिप्पं संतिं समोवसग्गाणं ॥
वरबुद्धिकित्तिरिद्धी, सिद्धिं पवरट्ठगुणललियं ॥ ७ ॥

इंदो जह देवाणं, चंदणरुक्खो तरूण सिट्ठयरो ॥
मेरु गिरीण सिट्ठो, पसूण सीहो पहाणयरो ॥ ८ ॥

गंगा णईण मुक्खा, कमलं पुप्फाण तेयसालीणं ॥
भाणू पहाणभावो, कंदप्पो रूवसालीणं ॥ ९ ॥

हंसो जह पक्खीणं, सिट्ठो मंताण वरणमुक्कारो ॥
जलहीण च सयंभू, तहेव पज्जोसणा णेया ॥ १० ॥

पज्जोसवणापव्वं, जिणसासणमंडणं पवरसुहयं ॥
आराहंता भव्वा, मंगलमाला लहंतु सया ॥ ११ ॥

रइय सपहियट्ठं, गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पोम्मेणं सुइसियं, पज्जोसवणाइ माहप्पं ॥ १२ ॥

# તંત્રીસ્થાનેથી





**આ** 'શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક' સાથે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ચોથા વર્ષનો પ્રારંભ થાય છે.

શ્રી રાજનગર-અમદાવાદ-માં, સંવત્ ૧૯૯૦ની સાલમાં મળેલ અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસમ્મેલનના દસમા ઠરાવ પ્રમાણે જૈનધર્મના વિવિધ અંગો ઉપર થતા આક્ષેપોનો યોગ્ય પ્રતીકાર કરવાના ઉદ્દેશથી શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિની સ્થાપના કરવામાં આવી હતી, એ વાત જાણીતી છે. આ સમિતિએ, સમસ્ત મુનિમંડળે પોતાને સુપ્રત કરેલા કાર્યને સુસંપન્ન કરવા માટે, 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક પ્રગટ કરવાનો પ્રારંભ કર્યો. આ રીતે સમસ્ત મુનિસમુદાયના માનીતા માસિક બનવું, એ આ માસિકનાં ગૌરવ અને મહત્તા છે.

ગયા ત્રણ વર્ષ દરમિયાન પોતાના ઉદ્દેશ અને નીતિ-રીતિ પ્રમાણે 'શ્રી જૈન સત્ય પ્રકાશે' કાર્ય કરવાનો પ્રયત્ન કર્યો છે અને તેમાં પ્રતીકારલક્ષી સાહિત્ય પ્રગટ કરવા ઉપરાંત જૈન તત્ત્વો, જૈન ઇતિહાસ, જૈન સાહિત્ય કે જૈન કળા અને શિલ્પ સંબંધી યથાશક્ય સાહિત્ય શ્રીસંઘને ચરણે ધર્યું છે. આપણે ત્યાં જૈન ઇતિહાસ કે સાહિત્ય વિષયક માસિકની જે ખામી હતી તેને 'શ્રી જૈન સત્ય પ્રકાશે' કેટલેક અંશે પૂરી કરી છે એમ એના ત્રણ વર્ષનું કાર્ય જોતાં લાગ્યા વગર નહીં રહે.

ગયા ત્રણ વર્ષના પ્રતીકારના કાર્યમાં ખાસ કરીને દીગંબરોએ કે સ્થાનકવાસીઓએ તેમજ જૈનેતરોએ જૈનધર્મ ઉપર કરેલા જે આક્ષેપોની અમને જાણ થઈ તેનો યોગ્ય ઉત્તર અમે આપ્યો છે. ઉપરાંત હિંદી કલ્યાણ માસિકમાં પ્રગટ થયેલ ભ. મહાવીરસ્વામીના બિલકુલ અશાસ્ત્રીય ચિત્ર માટે, શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે 'રાજહત્યા' પુસ્તકમાં જૈનધર્મ

ઉપર કરેલ આક્ષેપ માટે અને શ્રી ઝ. પી. રાજરત્નમે કનડીભાષામાં લખેલ 'ગૌતમબુદ્ધ' પુસ્તકમાંના 'તીર્થંકર' શબ્દથી આપણા સમાજમાં થયેલ ઊહાપોહ માટે તે બધાની સાથે સીધો પત્રવ્યવહાર કર્યો છે અને એ જણાવતાં અમને હર્ષ થાય છે કે એ પત્રવ્યવહારનું ઘણે અંશે ધાર્યું પરિણામ આવ્યું છે. માસિકના વાચકો આ બધી હકીકતથી પરિચિત છે એટલે એ માટે વિશેષ લખવું જરૂરી નથી.

માસિકના સંચાલન માટે સમિતિએ જે મર્યાદાઓ આંકી છે તેમાં એક અને ખાસ અગત્યની મર્યાદા એ છે કે કોઇ પણ સંયોગોમાં 'શ્રી જૈન સત્ય પ્રકાશે' કોઇ પણ જાતની આપણા સમાજમાં ફૂટની આંતરિક ચર્ચામાં જરા પણ ભાગ લેવો નહીં. ગયા ત્રણ વર્ષના અમારા કાર્યનું અવલોકન કરનારા કોઇ પણ સજ્જનને લાગ્યા વગર નહીં રહે કે અમે અમારે માટે નક્કી કરવામાં આવેલી આ મર્યાદાને બહુ જ સચોટ રીતે વળગી રહ્યા છીએ, એનું રજ જેટલું પણ ઉલ્લંઘન નથી કર્યું. માસિકના શરૂ થયા પછી સમાજમાં કેટલીય ચર્ચાઓનો વંટોળ આવી ગયો, છતાં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' એ બધાથી તદ્દન અલિપ્ત રહ્યું છે. અને અમારા ત્રણ વર્ષના અનુભવથી અમને એ જણાવતાં અતિ હર્ષ થાય છે કે માસિકે પોતાના ઉદ્દેશ પ્રમાણે કાર્ય કરીને સમાજની જે પ્રીતિ સંપાદન કરી છે તેના જેટલી જ-કદાચ તેના કરતાં વિશેષ-પ્રીતિ આવી રીતે કોઇ પણ જાતની આંતરિક ચર્ચામાં નહીં ઉતરવાથી સંપાદન કરી છે.

અત્યાર સુધીમાં અમને માસિકના અંગે જે કાંઇ અભિપ્રાયો જાણવા મળ્યા છે તેથી માસિકની ઉપયોગીતા વિશેનો અમારો મત વધુ દૃઢ બન્યો છે. એ વાતમાં અમને આનંદ થાય છે કે દિવસે દિવસે આ માસિક પૂજ્ય મુનિરાજોમાં વિશેષ વિશેષ આદરપાત્ર બનતું જાય છે અને જૈન વિદ્વાનો અને સદ્ગૃહસ્થો પણ એને પોતાનું માસિક માનવા લાગ્યા છે. માસિકના સંપાદનમાં અમને આ બધા તરફથી ખૂબ સહકાર મળ્યો છે અને ભવિષ્યમાં વિશેષ પ્રમાણમાં મળશે એવી અમને ખાત્રી છે.—

પૂજ્ય મુનિમહારાજો તરફથી અમને જે સહકાર મળ્યો છે-મળે છે તેના કરતાં વિશેષ સહકારની આશા, આ માસિક સમસ્ત મુનિસમુદાયનું હોવાના દાવે, રાખીએ તો તે જરાય અસ્થાને નથી. અમને લાગે છે કે આપણા પૂજ્ય મુનિમહારાજો આ પ્રમાણે અનેક રીતે સહકાર આપીને આ માસિકને વિશેષ સમૃદ્ધ બનાવી શકેઃ

૧ માસિક માટે વિશેષ પ્રમાણમાં લેખો મોકલીને. આપણે જાણીએ છીએ કે આપણા પૂજ્ય મુનિરાજોને પોતાના આચારોનું યથાસ્થિત પાલન કરવા ઉપરાંત સદા જ્ઞાનધ્યાનમાં રત રહેવાનું હોય છે. આ રીતે તેમના જ્ઞાનનો લાભ, તેઓ વિવિધ વિષયના વિદ્વત્તાભર્યા લેખો લખીને આપી શકે. ઉપરાંત આપણા ભૂતકાળની ગૌરવગાથા સમા ઇતિહાસ અને સ્થાપત્યના કેટલાય પ્રદેશો હજુ સાવ વણખેડાયેલા પડયા છે. ચોમાસાના સમય સિવાય હમેશાં પાદ-વિહાર કરીને ગામેગામ અને દેશેદેશ ફરતા આપણા પૂજ્ય મુનિરાજો, તે તે ગામ કે દેશના જૈન ઇતિહાસની વિગતો મેળવીને અત્યાર સુધી અંધારામાં રહેલ ઇતિહાસ ઉપર ખૂબ પ્રકાશ પાડી શકે. સેંકડો રૂપિયાનું ખર્ચ કરવા છતાં જે કાર્ય ન થઇ શકે તે કાર્ય આ રીતે સહજ માત્રમાં થઇ શકે! અમને આશા છે કે પૂજ્ય મુનિમહારાજો અમારી આ વિનંતી તરફ અવશ્ય ધ્યાન આપી અમને એવું સાહિત્ય પૂરું પાડવાની કૃપા કરશે.

આપણા પૂજ્ય મુનિરાજોમાં લેખો લખવાની પ્રણાલિકાનો હજુ વિશેષ પ્રચાર નહીં

થયો હોવાથી, દરેક વિષયના પ્રખર વિદ્વાનો આપણે ત્યાં હોવા છતાં, લેખો મેળવવામાં મુશ્કેલી નડે છે. પણ અમારી તો એ ઉમેદ છે કે ધીમે ધીમે આ માસિક દ્વારા એ પૂજ્યોની વિદ્વત્તાનો વિશેષ લાભ સમાજને આપવો. અમારી આ ઉમેદ કેટલેક અંશે સફળ પણ છે. વળી આ માસિક તો એ પૂજ્યોનું જ છે એટલે જરા પણ સંકોચ રાખવાની જરૂર જ ક્યાં રહી!

૨ માસિકનો પ્રચાર કરીને સારા સાહિત્યનું વાચન એ ધર્મ-સત્કારનું આવશ્યકીય અંગ છે. પોતાના વિહાર દરમ્યાન ગામેગામ ફરતા પૂજ્ય મુનિરાજો ત્યાં ત્યાંની જૈન જનતાને આ માસિકથી પરિચિત કરીને તે માટે પ્રેરણા કરી શકે. કોઇ પણ પત્રનું મુખ્ય જીવન એના ગ્રાહકો છે ગ્રાહકોની સખ્યા જેમ વધુ તેમ એ પત્ર વધુ સદ્ધર ગ્રાહકો વધવાથી પત્રને બે રીતે લાભ થઇ શકે: એક તો નિયમિત આર્થિક આવક થતી રહે અને બીજું એ પત્રના વાચનનો ફેલાવો થાય. આપણા પૂજ્ય મુનિરાજો "શ્રી જૈન સત્ય પ્રકાશ" માટે આ તરફ લક્ષ્ય આપે તો માસિકને પુષ્કળ લાભ થઇ શકે. આ ઉપરાંત શક્ય હોય ત્યાં માસિકને આર્થિક મદદ કરવાનો પણ ઉપદેશ આપી શકે.

૩ યોગ્ય સૂચનાઓ મોકલીને. સમયે સમયે, માસિક કઇ રીતે વધુ આકર્ષક અને સારું બને તે માટે જરૂરી સૂચનાઓ અમને મળતી રહે તો અમને અમારા કાર્યમાં વિશેષ સરળતા રહે. વળી પ્રતીકારને યોગ્ય જે જે સાહિત્ય તેઓના જોવામાં આવે તે તરફ અમારું ધ્યાન દોરીને પણ તેઓ અમને સહકાર આપી શકે. આ માટે તો અમે પૂજ્ય મુનિરાજોની જેમ સૌ જૈન ભાઇઓનો પણ સહકાર માગીએ છીએ

માસિકના ગત ત્રણ વર્ષ દરમ્યાન જે જે પૂજ્ય મુનિરાજો તથા અન્ય વિદ્વાનો તરફથી અમને સહકાર મળ્યો છે તેમનો તથા જે જે સદ્‌ગૃહસ્થો તરફથી આર્થિક મદદ મળી છે તેમનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ અને ભવિષ્યમાં પણ તેમનો એ સહકાર ચાલુ રહેશે એવી આશા રાખીએ છીએ.

પ્રસ્તુત વિશેષાંકની યોજના લગભગ છએક મહિના પહેલાં તૈયાર કરવામાં આવી હતી. આ યોજના પ્રમાણે આ વિશેષાંક 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના 'શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક' નામના પ્રથમ વિશેષાંકના અનુસંધાનરૂપે પ્રગટ કરવાનો હોઇ આમાં ભગવાન મહાવીરના નિર્વાણ પછીના એક હજાર વર્ષને લગતા જૈન ઇતિહાસ ઉપર પ્રકાશ પાડતા લેખો આપવામાં આવ્યા છે. આ રીતે અમારા આ બે વિશેષાંકથી ભગવાન મહાવીરસ્વામી અને તેમની પછીના એક હજાર વર્ષના ઇતિહાસને લગતું કેટલુંક સાહિત્ય પ્રકાશિત થયું છે. હવે પછીનો ત્રીજો વિશેષાંક અમે ત્યારપછીના બીજા હજાર-બારસો વર્ષના જૈન ઇતિહાસને લગતો પ્રસિદ્ધ કરવાની ઉમેદ રાખીએ છીએ, કે જેથી એક સળંગ જૈન ઇતિહાસને લગતી સામગ્રી એક જ ઠેકાણેથી મળી શકે.

આ વિશેષાંકમાં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમય સુધીના ઇતિહાસની સામગ્રી આપવાની હોવાથી અને કલ્પસૂત્રના જાહેર વાચનનો પ્રારંભ તેઓના સમયમાં થવાથી તેમજ આ અંક પર્યુષણ પર્વની લગભગ પ્રકાશિત થવાનો હોવાથી આનું નામ 'પર્યુષણ પર્વ વિશેષાંક' રાખ્યું છે. અમારી ઇચ્છા તો પર્યુષણપર્વ દરમિયાન જ આ અંક અમારા વાચકો પાસે પહોંચી જાય એવી હતી. પણ લેખો મોડા મળવા વગેરે અનિવાર્ય સંયોગોને લઇને અમે તેમ કરી શકયા નથી.

ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ પછીના એક હજાર વર્ષનો જૈન ઇતિહાસ ઘણો અંધારામાં છે તેમજ તેમાં વિદ્વાનોના મોટા મતભેદો પણ છે. આ સ્થિતિમાં આવો વિશેષાંક તૈયાર કરવો એ ઘણું કઠિન કાર્ય છે. અને અમારે કબુલ કરવું જોઇએ કે અમે જોઇએ તેવું સાહિત્ય આ વિશેષાંકમાં આપી શકાય નથી છતાં જે કંઇ મેળવવું શક્ય હતું તે માટે પૂરતો પ્રયત્ન કરીને અમે આ વિશેષાંકને સમૃદ્ધ બનાવવા પ્રયત્ન કર્યો છે. જૈન ઇતિહાસના શોધક અભ્યાસીને દિશા–સૂચન જેટલી પણ સહાયતા જો આમાંથી મળશે તો આની યોજના સફળ થઇ લેખાશે

આ વિશેષાંકમાં જે લેખો છે તે બધાય, ઐતિહાસિક સત્યથી ભરેલા જ છે કે એ લેખો ઇતિહાસનું આખરી સત્ય રજુ કરે છે એમ અથવા તો એ લેખોમાંના બધાય નિર્ણયો અમને માન્ય જ છે એમ કોઇ ન માને! અમે તો એક પ્રકારે, અમુક ઇતિહાસને લગતી સામગ્રી ભેગી કરવાનો પ્રયત્ન કર્યો છે. ઇતિહાસનું ક્ષેત્ર જેમ જેમ વધુ ખેડાય તેમ તેમ તેમાંથી નવુ નવું જાણવાનુ મળી રહે છે. એટલે કોઇ પણ નિર્ણયને આખરી સત્ય તરીકે સ્વીકારતા પહેલા બહુ વિચાર કરવો જોઇએ.

આ વિશેષાંકમાં ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત કનુભાઇ દેસાઇએ દોરેલ ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર આપવામાં આવ્યું છે. ભગવાન મહાવીરસ્વામીના એક સુંદર ચિત્રની માગણી, આપણે ત્યાં લાંબા વખતથી થતી હતી, પણ અત્યાર સુધીમાં એવું સરસ ચિત્ર બહાર પડયાનું જાણુમાં નથી. એ જણાવતાં અમને હર્ષ થાય છે કે અમે આવું સુંદર ચિત્ર આપીને સમાજની એ માંગણી પૂરી કરી છે.

આ ચિત્રમાં ભગવાન મહાવીરસ્વામીના ધ્યાનમગ્ન ચિત્ર ઉપરાંત, ચિત્રની અંદર કવિતાનો ભાવ વ્યક્ત થઇ શકે તે માટે, આસપાસ કુદરતનો દેખાવ આપેલો છે. આ માટે બીજી કોઇ તરફ દૃષ્ટિ ન નાખતાં ભગવાન મહાવીરસ્વામને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે વખતના આસપાસના વાતાવરણને આ ચિત્રમાં મૂર્ત કરવામાં આવ્યું છે. આ રીતે આમાં દૂર જૃંભિગ ગામ, તેની આગળ ઋજુવાલુકા નદી, એક તરફ યક્ષનું જીર્ણ મંદિર અને મોટું શાલવૃક્ષ અને તે વૃક્ષની નીચે ભગવાનની બેઠક–આટલી વસ્તુ આપવામાં આવી છે. આસપાસનું કોઇ પણ દૃશ્ય કે કોઇ પણ વસ્તુ મૂળ ચિત્રને જરા પણ ઢાંકી ન દે એટલું જ નહી પણ દરેક વસ્તુ મૂળ ચિત્રના ઉઠાવમાં સહકાર આપે તે માટે ચિત્રકારે ખૂબ જ ચીવટ રાખી છે. આ ચિત્ર પોતેજ પોતાની સુંદરતા બોલે એવું છે એટલે એ માટે વિશેષ વર્ણનની જરૂર નથી. આ ચિત્ર માટે શ્રી કનુભાઇ દેસાઇનો અને તેનો વખતસર બ્લોક બનાવરાવી આપવા માટે નવચેતનના તંત્રી શ્રી ચાંપશીભાઇ ઉદેશીનો અમે આભાર માનીએ છીએ.

આ વિશેષાંક માટે જે જે પૂજ્ય મુનિમહારાજો તથા અન્ય વિદ્વાનોએ લેખો મોકલવાની ઉદારતા બતાવીને અમને સહકાર આપ્યો છે તે સૌનો અમે આભાર માનીએ છીએ

છેવટે–અમે જાણીએ છીએ કે આપણા સાહિત્ય કે ઇતિહાસના ક્ષેત્રમાં જે વિપુલ કાર્ય કરવાનું પડ્યું છે તેના પ્રમાણમાં અમે બહુ જ ઓછું કાર્ય કરી શકયા છીએ. છતાં અમારાં શક્તિ અને સાધનોના પ્રમાણમાં અમે કાર્ય કર્યું છે અને ભવિષ્યમાં તેમાં જેટલો વધારો થશે તેટલા પ્રમાણમાં અમે વધુ કાર્ય કરવાની ભાવના સાથે ચોથા વર્ષમાં પદાર્પણ કરીએ છીએ!

# પર્યુષણનું ખાસ કૃત્ય



લેખકઃ—શ્રીમાન્ શેઠ કુંવરજી આણંદજી

પર્યુષણ અષ્ટાહ્નિકા વ્યાખ્યાનમાં પર્યુષણ પર્વમાં કરવાનાં ૧૧ કૃત્યો બતાવ્યાં છે, તે બધાં યથાશક્તિ અવશ્ય કરવા યોગ્ય છે, પરંતુ તે મર્વ કૃત્યોમાં પરસ્પર ખમાવવારૂપ કૃત્યે મારા હૃદયનું વિશેષ આકર્ષણ કર્યું છે. જૈનધર્મ સિવાય આ પ્રવૃત્તિ અન્ય ધર્મોમાં દૃષ્ટિગત થતી નથી. આ પ્રવૃત્તિ—પરસ્પર ખમાવવાની—એટલી બધી લાભદાયક છે કે જો પ્રત્યેક જૈનબંધુ તેને અમલમાં મૂકે અને સંવચ્છરીને દિવસે પરસ્પર ખમીખમાવીને જો ત્યાં સુધીનાં સર્વ જીવોની સાથેના ખાતાં ચૂકતાં—ભર પાયા કરી દે—બાકી લેણું દેવું કાંઈ પણ ન કાઢે—કોઇ પ્રકારનો કલેશ—દ્વેષ કુસંપ બાકીમાં ન રાખે તો કેટલા બધા ઝગડા પતી જાય, કેટલાં આર્ત્ત-ધ્યાનનાં નિમિત્તો ઘટી જાય અને કોર્ટે ચઢીને કરાતાં કેટલાં ખર્ચો આળસી જાય? પરંતુ આ ખામણાં ઉપરથી નહીં—માત્ર વચનદ્વારા નહીં, પરંતુ શુદ્ધ અંતઃકરણથી કરવા જોઈએ, કોઈ જાતનુ મલિનપણું રાખવું ન જોઈએ, તેમ પર્યુષણ પછી ત્યાર અગાઉનુ કલેશનું નિમિત્ત સંભારવું કે યાદ આપવું પણ ન જોઈએ. આ ક્રિયાના લાભની હદ નથી, કારણકે આર્ત્તધ્યાન વડે આ જીવ જેટલાં કર્મ બાંધે છે તેટલાં બીજા કશાથી બાંધતો નથી, તે સર્વ કર્મબંધનાં કારણો આ ક્રિયાથી બંધ થઈ જાય છે—અટકી જાય છે.

ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ **પુન્ય પ્રકાશના સ્તવનમાં** મોક્ષમાર્ગ આરાધનના દશ પ્રકારો પૈકી ત્રીજો પ્રકાર પરસ્પર ખમત-ખામણા કરવાનો નીચે જણાવેલા શબ્દોમાં કહે છે :

**જીવ સવે ખમાવીએ સા. યોનિ ચોરાશી લાખ તો;**
**મન શુદ્ધે કરો ખામણા સા. કોઇશું રોષ ન રાખ તો.**
**સર્વ મિત્ર કરી ચિંતવો સા. કોઈ ન જાણો શત્રુ તો;**

રાગ-દ્વેષને પરિહરી સા. કીજે જન્મ પવિત્ર તો.
સાહમીસંઘ ખમાવીએ સા. જે ઉપની અપ્રતીત તો;
સજ્જન કુટુંબ કરો ખામણા સા. એ જિનશાસન રીત તો.
ખમીએ ને ખમાવીએ સા. એહી જ ધર્મનું સાર તો;
શિવગતિઆરાધન તણો સા. એ ત્રીજો અધિકાર તો.

અર્થ સરલ હોવાથી લખવાની જરૂર નથી, પરંતુ એવા રહસ્યભૂત એ ત્રણ વાકયો કહેલાં છે તેની ઉપર લક્ષ ખેંચવાની જરૂર છે.

એ મહાપુરૂષ પ્રથમ તો કહે છે કે-'**મન શુધ્ધે કરો ખામણા**' એટલે ઉપરથી નહીં પણ મનની શુદ્ધિ વડે-નિર્મળતા વડે ખામણા કરો.

પછી કહે છે -'**રાગદ્વેષને પરિહરી, કીજે જન્મ પવિત્ર**' અર્થાત્ જન્મને પવિત્ર કરવાનો ઉપાય જ રાગદ્વેષને તજવા તે છે.

પછી કહે છે કે-'**સજ્જન કુટુંબ કરો ખામણા, એ જિનશાસન રીત**'- અર્થાત્ આ ઉત્તમ રીતિ જૈનશાસનમાં જ અવિચ્છિન્ન વર્તે છે.

પ્રાંતે કહે છે કે—'**ખમીએ ને ખમાવીએ, એહી જ ધર્મનું-સાર**' આ પ્રમાણે ખમવું ને ખમાવવું એ જ જૈનધર્મનું સાર-રહસ્ય છે-સમજયાનું, જ્ઞાન મેળવ્યાનું કે ડહાપણનું સાર-તત્ત્વ એ જ છે. તે જ ભણ્યો કે જે કલેશ માત્રને પર્યુષણમાં તો સમાવી જ દેય. તે જ સમજ્યો કે જે કલેશ ને કુસંપ તીવ્ર આર્ત્તધ્યાનના નિમિત્ત સમજી તેને તજી દેય. તે જ ડહાપણવાળો કે જે કલેશોને શમાવવામાં પોતાના ડહાપણનો ઉપયોગ કરે.

આ વાત જો બરાબર સમજવામાં આવે, તેને હૃદયમાં ઉતારવામાં આવે અને તેનો અમલ કરવામાં આવે તો પારાવાર લાભ થાય, પરસ્પર દૃષ્ટિમાં અમૃત વરસે ને સર્વત્ર આનંદ આનંદ થઈ રહે.

પ્રસંગે એટલું જણાવવાની આવશ્યકતા છે કે-કેટલેક સ્થાને આખા વર્ષના ઝઘડા પર્યુષણમાં જ લાવીને મૂકાય છે, પરંતુ જૈનબંધુએ એવા કોઇ પણ જાતના નાના મોટા કલેશ હોય તો તે પર્યુષણપર્વ આવ્યા અગાઉ શમાવી દેવા, સમાધાની કરી લેવી. કદી તેમ ન બને તો તેવા બધા ઝઘડાઓના કેસની મુદત પર્યુષણ પછી એક માસની નાખવી, પણ પર્યુષણમાં તો તેવો એક પણ કેસ ફાઇલ પર લેવો નહી. જો આ પ્રમાણે કરવાની મારી વિનંતિ સ્વીકારવામાં આવશે તો કેટલેક સ્થળે પર્યુષણમાં ન દેખાવા જેવા દેખાવો દૃષ્ટિએ પડે છે તે પડશે નહીં અને એ મહાન્ પર્વનું આરાધન સારી રીતે થઈ શકશે. પરિણામે મુદતમાં નાખેલા કેસો ફાઇલ પર લેવા જ નહીં પડે-સ્વયમેવ ઉપશમી જશે.

આશા છે કે—જૈન તરીકે ઓળખાતી સર્વ વ્યક્તિઓ મારી આ વિનંતિનો અવશ્ય સ્વીકાર કરશે.

# मथुराकी एक विशेष प्रतिमा

लेखक—श्रीयुत वासुदेवशरण अग्रवाल, एम ए.
क्युरेटर—मथुरा म्युज़ियम

मथुरा जैन पुरातत्व की खान है। यहां को अद्भुत जैन मूर्तियोंका भंडार अनन्त है। जैनोंका यहां पर एक विशाल स्तूप था जहांसे हजारों उत्तमोत्तम शिल्पके नमूने प्राप्त हो चुके हैं। जिन विद्वानोंने कंकाली टीलेसे प्राप्त कलाकी सामग्रीका अध्ययन किया है वे जानते हैं कि मथुराकी जैन धर्मसम्बन्धी कला भारतीय कला के इतिहासमें कितना ऊंचा स्थान रखती है। जैन प्रतिमा शास्त्रके लिए तो यह सामग्री अनमोल ही है।

कंकाली टीलेसे प्राप्त सकल सामग्रीका सचित्र प्रकाशन एक अत्यन्त आवश्यक कार्य है जो अभी होने को बाकी है।

इस समय कई एक रिसर्च के प्रेमी विद्वान् जैन प्रतिमा शास्त्र (Jain Iconography) के विषय पर अनुसन्धान कर रहे हैं। श्री उमाकान्त प्रेमानन्द शाह, घडियाली पोल, बडौदा, ने हमसे मथुरा के जैन सम्बन्धी अनेक चित्र मंगाये हैं। वे जैन मूर्ति विद्याकी गवेषणा कर रहे हैं। बम्बई के श्री एस० सी० उपाध्याय भी इस सम्बन्ध में कार्य कर रहे हैं। कलकत्ते के सुविख्यात हमारे मित्र स्वर्गीय श्री पूर्णचन्द्रजी नाहर ने भी कई महत्त्वपूर्ण लेखों के द्वारा जैन मूर्तिशास्त्र पर प्रकाश डाला था। स्वर्गीय डाक्टर बुहलरने अपनी छोटी, परन्तु महत्त्व पूर्ण पुस्तक The Indian Sect of the Jainas में चौवीस तीर्थकरों की प्रतिमा, यक्ष यक्षिणी, लांछन, आदि के सम्बन्ध में अच्छा प्रकाश डाला था। पर भारतीय पुरातत्त्व में जैन भास्कर शिल्प की सामग्री बहुत अधिक है। और उस सबका श्रमपूर्वक अध्ययन और साक्षात् दर्शन करके जैन प्रतिमाशास्त्र पर एक सचित्र ग्रन्थ के निर्माणकी आवश्यकता का अब सब और अनुभव हो रहा है। आशा है जैनधर्मके उत्साही विद्वान् शीघ्र इस कमी को पूर्ण करेंगे।

प्रस्तुत लेख एक विशेष प्रतिमाकी ओर जैन विद्वानोंका ध्यान दिलाने के लिए लिखा गया है। इसका चित्र इसी लेखके साथ प्रकाशित है। यह मूर्ति मध्यकालीन है। मथुरा जिलेमें महाबन नामक स्थान से मिली थी। मूर्ति १'-८" ऊंची है। इस मूर्तिमें चौकीके ऊपर एक दम्पति एक

कल्पवृक्षके नीचे ऊंचे आसन पर अधिष्ठित हैं। वृक्ष के ऊपर जैन तीर्थंकर की ध्यानमुद्रा में आसीन मूर्ति है। दम्पती के पीछे कमलाकृति शिरश्चक्र है। स्त्री की बांई गोदमें एक बालक है। चौकी पर सामने की ओर एक पुरुष और छः बालक हैं, बालक क्रीड़ा मेंलग्न हैं। बालकोंके पास दो मेष (मेंढे) हैं जिनके ऊपर वे चढ़े खा रहे हैं। मूर्तिमें सबसे मार्केकी बात यह है कि कल्पवृक्ष के तने पर सामने की ओर उपर को चढ़ती हुई एक छपकली का चित्र है। मूर्ति सम्भवत किसी यक्ष-यक्षिणी की प्रतीत होती है। पर इसका पूरा प्रामाणिक विवरण अभी नहीं मिला। आशा है कोई जैन विद्वान इस पर अधिक प्रकाश डालनेकी कृपा करेंगे। इसी प्रकारकी दो छोटी मूर्ति और भी हमारे अजायबघरमें हैं। एक ऐसी ही मूर्ति बूढ़ी चंदेरी स्थान (रियासत ग्वालियर) से श्री गर्दे महोदय को मिली थी जिसका चित्र भारतीय पुरातत्त्व विभागकी सन् १९२४-२५, की वार्षिक रिपोर्टकी प्लेट नं० ४२ डी० (Plate XLII d) में दिया हुआ है। उसकी प्राप्ति एक मध्यकालीन जैन मन्दिरसे ही हुई थी। उस रिपोर्ट में उसका विशेष परिचय नहीं दिया गया है। इन मूर्तियोंका विवेचन किसी विद्वानके द्वारा कर्तव्य है।

બદ્રીનાથની મૂર્તિ



બદ્રીનાથમાં અત્યારે હિન્દુ દેવ તરીકે પૂજાતી આ મૂર્તિ મૂળ જૈન હોવાનું અને બદ્રિપાર્શ્વનાથ તરીકે ખ્યાત હોવાનું મનાય છે.

આ માટે જુઓ મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજીના "જૈન તીર્થો" નામક લેખમાંનું બદ્રીનું વર્ણન, પૃ૦ ૨૦.

मथुराका एक अज्ञात शिल्प



इस जैन शिल्प में क्या आशय मूर्त्त किया गया है यह ज्ञात नहीं होता। देखिये—श्री वासुदेवशरण अग्रवाल लिखित "मथुराकी एक विशेष प्रतिमा" शीर्षक लेख, पृ० ८ अ. तथा श्री साराभाई नवाब लिखित "प्राचीन जैन स्थापत्यो" शीर्षक लेख पृ० १४६-१४७.

## મહાતીર્થ મુંડસ્થલનું જિનમંદિર



આબુની તળેટીમાં, ખરેડીથી ચાર માઇલ દૂર આવેલું આ જિન મંદિર અત્યારે પોતાની અતિ જીર્ણ અવસ્થામાં પણ પોતાના ભૂત કાળની ભવ્યતાનો ખ્યાલ આપી રહ્યું છે. આવા તો આપણા કેટલાય જિન મંદિરો-તીર્થો નામશેષ થઇ ગયાં છે।

આ માટે જુઓ—મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજીનો "જૈન તીર્થો" શીર્ષક લેખ, પૃ ૧૪

# પ્રાચીન ઇતિહાસ





શ્રમણ ભગવાન મહાવીરસ્વામીથી દેવર્દ્ધિગણિ ક્ષમા-
શ્રમણ સુધીના જૈન ઇતિહાસની, શ્રીમન્નાગપુરીય
બૃહત્તપાગચ્છપટ્ટાવલીના આધારે લખેલી ટુંકી નોંધ.

: લેખક :
આચાર્ય મહારાજ
શ્રીસાગરચંદ્રસૂરિજી

वीरजिणे सिद्धिगअे बारसवरिसेहिं गोयमो सिद्धो ।
तह वीराओ सुहम्मो वीसे वरिसेहिं सिद्धिगओ ॥ १ ॥
सिद्धिगए वीरजिणे चोसट्ठि वरिसेहिं जबू नामुत्ति ।
केवलनाणे सम्मं वुच्छिन्ना दस इमे ठाणा ॥ २ ॥
१मण २परमोहि ३पुलाए ४आहारग ५खवग ६उवसमे ७कप्पे।
८संजमतिग ९केवल १०सिद्धि जंबूमि वुच्छिन्ना ॥ ३ ॥
दसमपुव्वुच्छेओ [१]वयरे तह अद्धकीलिसंघयणा ।
पंचहिं वाससएहिं चुलसी समयमहियमि ॥ ४ ॥
चउपुव्ववुच्छेओ[२] वरिससअे सित्तरंमि अहियंमि ।
भद्दबाहुम्मियजाओ वीरजिणंदे सिवं पत्ते ॥ ५ ॥
सिरिवीराओ गअेसु पणतीसहिअेहिं तिसयवरिसेहिं ।
पढमो कालगसूरी जाओ सामुज्ज[३] नामुत्ति ॥ ६ ॥
चउसय तिपन्नवरिसे कालिगगुरुणा[४] सरस्सई गहिया ।
चउसय सत्तरि वरिसे वीराओ विक्कमो जाओ ॥ ७ ॥
पंचेवय वरिससअे सिद्धसेणो दिवायरो पयडो ।
सत्तसय वीस अहिअे [५]कालिगगुरु सक्कसथुणिओ ॥ ८ ॥
पंचसु सअेसु वरिसाण अइगअेसुं जिणाउ वीराउ ।
वइरो सोहग्गनिही (धी) सुनंदगब्भे समुप्पन्नो ॥ ९ ॥
रहवीरपुरे नयरे तह सिद्धिगयस्स वीरनाहस्स ।
छसय नवउत्तरिअे खमणा पासंडिया[६] जाया ॥ १० ॥
नवसय तेणूएहिं समइक्कंतेहिं वद्धमाणाओ ।
पज्जूसणा चोत्थी कालिगसूरीहिं तो ठविया ॥ १२ ॥
वल्लहिपुरंमि नयरे देवड्ढिपमुहेण समणसंघेण ।
पुत्थअे आगमलिहिया नवसय असीई तहा वीरे ॥ १२ ॥

---

१ वज्रात् अर्धकीलीकां यावत् ४ संहनन. २ अंत्य ४ अर्थतः ३ श्यामाचार्य. ४ द्वितीयेन गर्दभिलात् भगिनी गृहीता. ५ तृतीयः इंद्रेण स्तुतः ६ नामे दिगबर.

શ્રી વર્દ્ધમાનસ્વામી વિક્રમ સંવતથી અગાઉ ૪૭૦ વર્ષ પર ૭૨ વર્ષનું આયુ ભોગવી ચોથા આરાના અંત પહેલાં ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહે છતે પાવાપુરી નગરીમાં આસો વદ અમાસની પાછલી રાતે મોક્ષે સિધાવ્યા. તે સમયના શ્રેણિક (બિંબિસાર), કોણિક (અજાતશત્રુ), ઉદાયી, ઉદાયન, ચેટક, નવમલ્લિક જાતના રાજા નવલેચ્છિક જાતના રાજા, ઉજ્જેણીના રાજા ચંડપ્રદ્યોતન, આમલકલ્પાનગરીનો રાજા શ્વેત, પોલાસપુરનો રાજા વિજય, ક્ષત્રિયકુંડનો રાજા નન્દિવર્ધન, વીતભયપટ્ટનનો રાજા ઉદાયન, દશાર્ણપુરનો રાજા દશાર્ણભદ્ર તથા પાવાપુરીનો રાજા હસ્તિપાલ ઇત્યાદિક રાજાઓ શ્રી વીરસ્વામીના ઉપાસક હતા. મગધદેશની રાજધાની મુખ્ય રાજગૃહનગરમાં હતી. ત્યાં વિક્રમથી અગાઉ લગભગ પાંચસો વર્ષના સુમાર પર પ્રસેનજિત રાજા રાજ્ય કરતો હતો. તેની ગાદીએ શ્રેણિક રાજા થયો શ્રેણિકને અભયકુમાર, મેઘકુમાર, કોણિક, હલ્લ, વિહલ્લ વગેરે ઘણા પુત્રો હતા. અભયકુમાર ઘણો બુદ્ધિમાન હોવાથી તેને મંત્રીપદ મળ્યું હતું. આ અભયકુમાર તથા મેઘકુમારે શ્રી વીરપ્રભુ પાસે દીક્ષા લીધી, તેથી રાજ્યવારસ કોણિક થયો. તે રાજ્યવારસ હોવા છતાં તેણે અધીરા થઇ બાપને પાંજરામાં કેદ કરી પોતે રાજગાદી પર બેઠો. પાછળથી એ બાબત પશ્ચાત્તાપ કરી બાપને કેદમાંથી મુક્ત કરવા ગયો, તેટલામાં શ્રેણિક રાજા તાલપુટ વિષના પ્રયોગે આપઘાત કરી મરણ પામ્યા. તેથી તે ઘણો દીલગીર થયો. અને આ શોકમાં તેણે રાજગૃહ છોડી ચંપાપુરને રાજધાની કરી. કોણિક બાદ તેનો પુત્ર ઉદાયી ગાદી પર બેઠો. તેણે ચંપાપુર બદલી પાટલીપુત્ર (પટણા) શહેરમાં રાજધાની સ્થાપી. આ ઉદાયી રાજાને પૌષધશાળામાં પોષહમાં એક અભવ્યે કપટથી બાર વર્ષ સુધી સાધુના વેશમાં રહી દગાથી માર્યો. હવે રાજાને કોઇ કુંવર ન હોવાથી પંચદિવ્યથી રાજા પસંદ કરવો ઠર્યો. અને તે દિવ્યથી ક્ષુદ્રવંશી નંદરાજા રાજગાદી પર આવ્યો. વળી કપિલવસ્તુ નગરમાં શાકય જાતનો રાજા શુદ્ધોદન નામે રાજ્ય કરતો હતો. તેને શાકયસિંહ નામે પુત્ર હતો. તેનું બીજું નામ ગૌતમ હતુ. તેની માતાનું નામ માયાદેવી હતુ અને સ્ત્રીનું નામ યશોધરા હતુ. તેના સારથીનું નામ છંદક, ઘોડાનું નામ કંઠક, પ્રધાન શિષ્યનું નામ આનંદ હતુ. તેણે દીક્ષા લીધી અને બૌદ્ધધર્મ ચલાવ્યો. બુદ્ધ વિક્રમથી અગાઉ ૪૮૩ વર્ષ પર થઇ ગયા છે.

શ્રી વીરને કેવલજ્ઞાન થયા પછી ૧૪ વર્ષે જમાલી '**कडेमाणे कडे**' એ વચનનો ઉથાપક પ્રથમ નિહ્નવ થયો શ્રી વીરને કેવલજ્ઞાન થયા પછી ૧૬ વર્ષે તિષ્યગુપ્ત થયો, તેણે જીવના અંત્ય પ્રદેશમાં જીવ સ્થાપન કર્યો. એ બીજો નિહ્નવ થયો.

શ્રી વીરનિર્વાણથી ૧૨ વર્ષે શ્રી ગૌતમસ્વામી મોક્ષે ગયા.
" " ૨૦ વર્ષે શ્રી સુધર્માસ્વામી " "
" " ૬૪ વર્ષે શ્રી જંબુસ્વામી " "
" " ૬૪ વર્ષે દશ બોલ વિચ્છેદ ગયા, તે આ પ્રમાણેઃ—

૧ મન:પર્યવજ્ઞાન. ૨ પરમાવધિજ્ઞાન. ૩ પુલાકલબ્ધિ. ૪ આહારકલબ્ધિ. ૫ ક્ષપકશ્રેણિ. ૬ ઉપશમશ્રેણિ. ૭ જિનકલ્પ. ૮ સૂક્ષ્મસંપરાય ચારિત્ર, પરિહાર વિશુદ્ધિ ચારિત્ર તથા યથાખ્યાત ચારિત્ર. ૯ કેવલજ્ઞાન. ૧૦ સિદ્ધિગમન.

શ્રી વીરનિર્વાણથી ૭૫ વર્ષે શ્રી પ્રભવસ્વામી સ્વર્ગે ગયા.
" " ૯૮ વર્ષે શ્રી સય્યંભવસ્વામી " "
" " ૧૪૮ વર્ષે શ્રી યશોભદ્રસ્વામી " "
" " ૧૫૬ વર્ષે શ્રી સંભૂતિવિજયસ્વામી " "
" " ૧૭૦ વર્ષે શ્રી ભદ્રબાહુસ્વામી " "
" " ૨૦૦ વર્ષે સીકંદરે હિંદુસ્તાન પર ચડાઇ કરી.
" " ૨૧૪ વર્ષે અવ્યક્તવાદી ત્રીજો નિહ્નવ થયો.
" " ૨૧૫ વર્ષે શ્રી સ્થૂલિભદ્રસ્વામી સ્વર્ગે ગયા.
" " ૨૧૫ વર્ષે પહેલું વજ્રઋષભનારાચ સંઘયણ, પહેલું સમચતુરસ્ત્ર સંસ્થાન અને છેલ્લા ચાર પૂર્વ એમ ત્રણ વસ્તુઓ વિચ્છેદ થઇ.
" " ૨૨૦ વર્ષે શૂન્યવાદી ચોથો નિહ્નવ થયો.
" " ૨૨૮ વર્ષે એક સમયે બે ક્રિયા વેદે એ પ્રમાણે સ્થાપન કરનાર ગંગ નામે પાંચમો નિહ્નવ થયો.
" " ૨૪૫ વર્ષે શ્રી આર્યમહાગિરિસૂરિ સ્વર્ગે ગયા.
" " ૨૯૧ વર્ષે આર્ય સુહસ્તિસૂરિ સ્વર્ગે ગયા.
" " ૩૩૯ વર્ષે શ્રી સુસ્થિતસૂરિ સ્વર્ગે ગયા.
" " ૩૭૨ વર્ષે શ્રી સુપ્રતિબદ્ધસૂરિ સ્વર્ગે ગયા.
" " ૩૭૬ વર્ષે શ્રી પન્નવણાસૂત્રના રચયિતા શ્યામાચાર્ય સ્વર્ગે ગયા.
" " ૪૨૧ વર્ષે શ્રી ઇન્દ્રદિન્નસૂરિ સ્વર્ગે ગયા.
" " ૪૫૩ વર્ષે ગર્ધભિલ્લરાજાના ઉચ્છેદક બીજા શ્યામાચાર્ય—કાલકાચાર્ય થયા.
" " ૪૫૩ વર્ષે ભૃગુકચ્છે મહાનગરે શ્રી ખપુટાચાર્ય થયા.
" " ૪૫૩ વર્ષે શ્રી વૃદ્ધવાદી તથા શ્રી પાદલિપ્તાચાર્ય થયા.
" " ૪૫૭ વર્ષે વિક્રમરાજાએ પોતાનું રાજ્ય, શક રાજાઓને હઠાવીને, પાછું મેળવ્યું.
" " ૪૬૪ વર્ષે આર્યમંગુ નામે આચાર્ય થયા.
" " ૪૭૦ વર્ષે વિક્રમ રાજાએ સુવર્ણદાનથી પૃથ્વીને ઋણ રહિત કરી પોતાનો સંવત ચલાવ્યો.
" " ૪૭૦ વર્ષ બાદ શ્રી સિદ્ધસેન દિવાકર થયા. વિક્રમ રાજાને પ્રતિબોધ આપી જૈન કર્યો.
" " ૪૯૬ વર્ષે શ્રી વજ્રસ્વામીનો જન્મ.
" " ૫૨૫ વર્ષે શ્રી શત્રુંજયનો ઉચ્છેદ થયો.
" " ૫૩૩ વર્ષે આર્યરક્ષિતસૂરિએ બધા શાસ્ત્રોમાંથી અનુયોગ જુદો પાડી જુદું અનુયોગદ્વારસૂત્ર રચ્યું.
" " ૫૪૪ વર્ષે નોજીવનું સ્થાપન કરનાર છઠ્ઠો નિહ્નવ રોહગુપ્ત થયો.
" " ૫૪૭ વર્ષે શ્રી સિંહગિરિસૂરિ સ્વર્ગે ગયા.

| | | |
|---|---|---|
| શ્રી વીરનિર્વાણથી | ૫૪૮ | વર્ષે ત્રૈરાશિકમતવાળા રોહગુપ્તને જીતનાર શ્રી ગુપ્તસૂરિ થયા. |
| ,, ,, | ૫૭૦ | વર્ષે શ્રી શત્રુંજયનો ઉદ્ધાર જાવડશાહે કર્યો. |
| ,, ,, | ૫૮૪ | વર્ષે શ્રી વજ્રસ્વામી સ્વર્ગે ગયા. |
| ,, ,, | ૫૮૪ | વર્ષે દશપૂર્વનું જ્ઞાન તથા અર્ધનારાચ સંઘયણ વિચ્છેદ ગયા. |
| ,, ,, | ૫૮૪ | વર્ષે સાતમો નિહ્નવ ગોષ્ઠામાહિલ થયો. |
| ,, ,, | ૫૯૫ | વર્ષે કોરંટક નગરમાં તથા સાચોરમાં નાહડમંત્રીએ જજ્જક-સૂરિ પાસે શ્રી વીરપ્રભુના બિંબની પ્રતિષ્ઠા કરાવી. |
| ,, ,, | ૬૦૯ | વર્ષે આર્યકૃષ્ણસૂરિના શિષ્ય શિવભૂતિએ રથવીરપુરમાં દિગંબર મત ચલાવ્યો |
| ,, ,, | ૬૧૧ | વર્ષે તાપસસાધુઓથી 'બ્રહ્મદીપિકા' શાખા કહેવાણી, અને તેમાંથી બ્રહ્માણી ગચ્છ નીકળ્યો. |
| ,, ,, | ૬૨૦ | વર્ષે શ્રી વજ્રસેનસૂરિ પોતાનું ૧૨૮ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે ગયા. જાવડશાહે શ્રી ગિરનાર ઉપર ઉદ્ધાર કર્યો. |
| ,, ,, | ૬૨૭ | વર્ષે શ્રી ચંદ્રસૂરિ સ્વર્ગે ગયા. |
| ,, ,, | ૬૭૦ | વર્ષે શ્રી સામન્તભદ્રસૂરિ સ્વર્ગે ગયા |
| ,, ,, | ૬૭૨ | વર્ષે પુવાર અજ્જે અજમેર વસાવ્યું. |
| ,, ,, | ૬૯૯ | વર્ષે શ્રી વૃદ્ધદેવસૂરિએ પોતાના ૮૪ શિષ્યોને વડતલે આચાર્યપદે સ્થાપ્યા તે આચાર્યો જે જે ગામમાં રહ્યા તે તે ગામનાં નામે ગચ્છનાં નામો થયાં. |
| ,, ,, | ૭૭૦ | શ્રી વીરસૂરિએ દક્ષિણ નાગપુરમાં શ્રી નમિનાથના બિમ્બની પ્રતિષ્ઠા કરી. |
| ,, ,, | ૮૦૨ | વર્ષે શ્રી વીરસૂરિ સ્વર્ગે ગયા. |
| ,, ,, | ૮૨૦ | વર્ષે શ્રી જયદેવસૂરિ સ્વર્ગે ગયા. |
| ,, ,, | ૮૪૫ | વર્ષે વલ્લભીનગરનો ભંગ થયો. |
| ,, ,, | ૮૮૨ | વર્ષે ચૈત્યવાસી થયા. |
| ,, ,, | ૮૮૬ | વર્ષે બ્રહ્મદીપિકા શાખા નીકળી. |
| ,, ,, | ૯૦૪ | વર્ષે ગાંધર્વ આદિ વેતાલે ઉપદ્રવ કર્યો. તે વખતે વલભીનો ભંગ થયો. અને શ્રી શાંતિસૂરિએ સંઘની રક્ષા કરી. ક્વચિત્ આમ પણ લખે છે. |
| ,, ,, | ૯૪૭ | વર્ષે નિર્વૃત્તિકુલમાં રાજ્યચૈત્યગચ્છના ધનેશ્વરસૂરિએ શત્રુંજયમાહાત્મ્ય સંક્ષેપી શિલાદિત્ય રાજાને સંભળાવ્યું. |
| ,, ,, | ૯૮૦ | વર્ષે વલભી પરિષદમાં શ્રી લોહિત્ય ગણિના શિષ્ય શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ છેલ્લા પૂર્વધર, જેમને દૂષ ગણિ શિષ્ય શ્રી દેવવાચક પણ કહેવાય છે, તેમણે સિદ્ધાન્તો લખ્યા. |
| ,, ,, | ૯૯૩ | વર્ષે ભાવડગચ્છે કાલિકાચાર્ય થયા. તેમણે રાજાના આદેશથી, કારણ હોવાથી ચોથનાં પર્યુષણ કર્યાં. |

શ્રી વીરનિર્વાણથી ૯૯૪ વર્ષે વૈશાખ સુદ ૪ રોહિણી નક્ષત્રે શ્રી કાલિકાચાર્ય સ્વર્ગે ગયા
,, ,, ૧૦૦૦ વર્ષે સત્યમિત્રાચાર્ય સાથે પૂર્વ વિચ્છેદ થયા.

શ્રી વીરથી ૫૧ વર્ષ લગી શ્રેણિકવંશી રાજ્ય ચાલ્યું. વીરથી ૨૦૬ લગી ૧૫૫ વર્ષ સુધી નવનંદોનું રાજ્ય ચાલ્યુ. વીરથી ૨૦૬ માં ચાણક્ય નામના બ્રાહ્મણે નવમા નંદને રાજ્યમાંથી કાઢી મૂકીને મૌર્યવંશી ચંદ્રગુપ્ત રાજાને ગાદીપર બેસાડયો. એ રાજા જૈન હતો. ચંદ્રગુપ્ત રાજા પછી તેનો પુત્ર બિન્દુસાર રાજા થયો. તેની પછી તેનો પુત્ર અશોક રાજા થયો. તેણે બુદ્ધધર્મ સ્વીકાર્યો. અને તેણે આખા હિંદુસ્તાન તથા ચીન, જાપાન વગેરે દેશોમાં પણ ફેલાવ્યો હતો.

શ્રી વીરથી ૧ થી ૪૭૦ સુધીની રાજ્યસત્તા. વીરનિર્વાણ વખતે ઉજ્જેણીમાં ચંડ-પ્રદ્યોતનનો પૌત્ર પાલક મહારાજા થયો. તેનુ રાજ્ય ૬૦ વર્ષ ચાલ્યુ. ત્યારબાદ પાટલીપુત્રમાં નવનંદોનુ રાજ્ય ૧૫૫ વર્ષ સુધી ચાલ્યુ. બાદ મૌર્યવંશી રાજ્ય ૧૦૮ વર્ષ સુધી ચાલ્યુ. ત્યારબાદ ૩૦ વર્ષ પુષ્યમિત્રનુ રાજ્ય ચાલ્યુ. પછી ૬૦ વર્ષ બલમિત્ર, અને ભાનુમિત્ર રાજા તે પાટલીપુત્રના રાજા થયા. (અને કલ્પચૂર્ણિમાં કહેલા કાલિકાચાર્યનો બહિષ્કાર કરનાર ઉજ્જેણીના બળમિત્ર અને ભાનુમિત્ર છે તેઓ પ્રથમનાથી જુદા છે. અને તેઓ વિક્રમ સદી પાંચમાં થયા છે.) ત્યારબાદ ૪૦ વર્ષ નભવાહન રાજાનું રાજ્ય હતું. ત્યાર પછી ૧૩ વર્ષ ગર્ધભિલ્લ રાજાનું રાજ્ય થયુ. ત્યારપછી ૪ વર્ષ શક જાતના લોકોએ રાજ્ય કર્યું. એ શક લોકોને વિક્રમ રાજાએ જીતી લીધા.

**પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજનો પત્ર.**

શ્રી પાટણ તા ૨૪-૯-૩૮

પાટણથી મુનિ કાંતિવિજયજી તરફથી અમદાવાદ શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિના મેનેજર ધ. શ્રા. રતિલાલભાઈ સ પ ધર્મલાભ સાથે માલુમ થાય કે—

ગઈ કાલે આપના તરફથી પત્ર તથા સાથેનું હેન્ડબીલ વાંચી આનંદ થયો છે.

જવાબમાં જણાવાનુ કે મારા ઉપર ઉપકાર કરી લેખ લખવા જણાવ્યું તેના ઉત્તરમાં જાણો કે-હું તો કંઈક દિવસથી પથારીવશ છુ, તેમજ નેત્રો તથા કાન કામ કરતાં નથી. માત્ર તમારૂ માસિક આવે છે તેમાંના લેખો તથા બીજા પત્રો આ પત્ર લખનાર ચીમનલાલ ભોજક વાંચે છે. પત્રાદિકનો ઉત્તર પણ તેઓ જ આપે છે. માટે પરવશ હોવાથી આપે જે પરોપકારનુ કામ જણાવ્યુ, પણ હું તે લાભ લેવા અશક્ય છું. આપના પત્રમાંના લેખો વંચાવી આનંદના સાથે અનુમોદન કરૂ છું એટલો મહોદય માનુ છું. આપ ધર્મસ્નેહ તથા પરોપકારનાં કાર્યોમા વધારો કરવા કુશળ છો. દેવદર્શન કરતા સંભારશો મંગલમસ્તુ.

પ્રવર્તકજી મહારાજ સાહેબના કહેવાથી
લી. ચીમનલાલ ભોજકના જયજિનેંદ્ર વાંચશો.

## વીર-નિર્વાણ સંવત એક હજાર વર્ષ સુધીનાં




# જૈન તીર્થો

લેખકઃ—મુનિરાજ શ્રી. જ્ઞાનવિજયજી

**ઉપક્રમ**

ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પૂર્વે અને તે પછી અનેક તીર્થો સ્થાપિત થએલ છે, જે મુખ્યતયા બે વિભાગમાં વહેંચાયેલાં છે.

૧. સિદ્ધક્ષેત્ર–તીર્થંકરોની પાંચે કલ્યાણકની ભૂમિઓ, વૈભારગિરિ, શત્રુંજય વગેરે.

૨. અતિશય ક્ષેત્ર—શંખેશ્વર, અજારા, સ્તંભન, તક્ષશિલા, મથુરા વગેરે.

આ પૈકીના ૨૩ તીર્થંકરોની કલ્યાણકભૂમિઓ, તક્ષશિલા, મથુરા, અજારા, શંખેશ્વરજી, (જગન્નાથપુરી) વગેરે તીર્થો ભગવાન શ્રીમહાવીરસ્વામીની પહેલાંનાં છે. ક્ષત્રિયકુંડ, ઋજુવાલુકા, મુંડસ્થલ, નાંદિયા તથા ઉપસર્ગનાં સ્થાનોનાં મન્દિરો વગેરે ભગવાનના સમયનાં તીર્થો છે. જેમાંનું ક્ષત્રિયકુંડ, ભગવાનના ત્રણ કલ્યાણકોનુ સ્થાન છે. ઋજુવાલુકા ભગવાનની કેવલજ્ઞાન–ભૂમિ છે. મુંડસ્થલ તે આબૂની તળેટીમાં ખરેડીથી ચાર માઇલ પશ્ચિમે આવેલ તીર્થ સ્થાન છે. ભગવાન મહાવીરસ્વામી દીક્ષા લીધા પછી છઠ્ઠે વર્ષે અહીં પધાર્યા હતા એમ કહેવાય છે. વીરનિર્વાણનું એક વર્ષ જતાં તે સમયનો રાજા પુણ્યપાળ, કે જેણે અપાપાપુરીની અંતિમ દેશનામાં ભગવાનને સ્વપ્નફળ પૂછયું હતું તેણે તે સ્થાને મન્દિર બનાવ્યું હતું. આ મંદિરના અનેક જીર્ણોદ્ધાર થયા છે. અન્તિમ જીર્ણોદ્ધાર સં. ૧૪૨૬માં થયો હતો. આજ એ મન્દિરના ખંડેર તથા અસ્તવ્યસ્ત શિલાલેખો ત્યાં મોજુદ છે. (વિશેષ જાણવા માટે જુઓ 'જૈન સત્યપ્રકાશ' વ. ૨, પૃ. ૩૪૨માંનો લેખ.) એટલે કે મુંડસ્થલ તથા તેની પાસેનું નાંદિયા એ ભગવાનની વિહારભૂમિ છે. આ દરેક, ભગવાનના સમયનાં તીર્થસ્થાનો છે.

ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી હજાર વર્ષ સુધીમાં સ્થપાયેલ જૈન તીર્થો નીચે પ્રમાણે છે :

**પાવાપુરી**

ભગવાન મહાવીરસ્વામી આસો (હિન્દી કાર્તિક) વદ અમાવાસ્યાની પાછલી રાત્રિએ નિર્વાણ પામ્યા; અને કાર્તિક સુદ એકમે પ્રભુના પુનીત દેહને શોક મિશ્રિત ઉત્સવ પૂર્વક

દેવતાઓએ જે સ્થાને અગ્નિદાહ કર્યો, તે ચિતા શાંત થઇ જવા પછી, દેવતાઓ-સુરેન્દ્રો દાઢા આદિ લઇ ગયા ધીમે ધીમે ત્યાંની પુનીત રાખ પણ જનતાએ ઉપાડી. રાખ જવા પછી ત્યાંની માટી પણ પવિત્ર માની જનતાએ ઉપાડી અને ત્યાં એક ખાડા જેવું થયું. અનુક્રમે એ જ સ્થાને ભગવાન મહાવીરસ્વામીના વડીલ બન્ધુ રાજા નંદિવર્દ્ધને સુંદર જિનમંદિર બંધાવ્યું અને ચોતરફ ફરતું વિશાલ તળાવ બંધાવ્યું. આ તળાવ ચોરાશી વીઘાનુ હતું. વચમાં દેવવિમાન જેવુ બંગ્ર, નાનું અને નાજુક વીર પ્રભુનું મંદિર અને ચોતરફ પાણી જ પાણી દેખાતુ. જાણે વરુણદેવતા પ્રભુના ચરણસ્પર્શ કરવા આવ્યા હોય એવું મનોહર-રમણીય દૃશ્ય દેખાતુ.

આ પાવાપુરીનુ પ્રથમ નામ અપાપાપુરી હતું. અહી શ્રી હસ્તિપાલ રાજા રાજ કરતો હતો. વીર. નિ સ પૂર્વે ૩૦ વર્ષે ભગવાન મહાવીરે અહીં પધારી સોમલ ભટ્ટના યજ્ઞમા ક્રિયા કરાવવા આવેલ ઇન્દ્રભૂતિ-ગૌતમ વગેરે મુખ્ય અગિયાર બ્રાહ્મણોને પ્રતિબોધ કરી સંઘ-સ્થાપના કરી હતી. સાથે અગિયારે ગણધરોએ દ્વાદશાંગી ની રચના પણ અહીં જ કરેલી. આ પછી બરાબર ત્રીસ વર્ષે, અન્તિમ ચતુર્માસ માટે પ્રભુ મહાવીર અહીં પધાર્યા અને તેમની પ્રાણી માત્રને હિતકારિણી અન્તિમ દેશના અહી જ થઇ.

જે સ્થાને પ્રભુની દેશના થઇ એ સ્થાન અદ્યાવધિ વિદ્યમાન છે અને ત્યાં એક નાનો સ્તૂપ છે. નજીકમાં એક નાનો કુવો (કુઇ) છે. આ સ્તૂપના સ્થાનનો જીર્ણોદ્ધાર કરવા શિવગંજના સંઘપતિને ઉપદેશ આપતાં તેમણે પાંચ હજાર રૂપિઆ આપવાને વચન આપ્યુ છે. પાવાપુરી તીર્થના વ્યવસ્થાપકોએ આ કાર્ય જરૂર જલ્દી શરૂ કરવું જોઇએ.

ગામમાં ભવ્ય જિનાલય છે જે પ્રભુના અન્તિમ દેશના અને નિર્વાણનું સ્થાન છે. અને જે જલમંદિર છે તે અગ્નિદાહનુ સ્થાન છે. આ સિવાય જલમંદિરની સામે ચોમુખજીનુ મંદિર છે, જે અર્વાચીન છે. તેમજ ધર્મશાળા પણ ઘણી સારી છે.

આજે પાવા અને પુરી બે ગામ કહેવાય છે. આ બન્ને ગામની વચ્ચે લગભગ એક માઇલનું અંતર છે.

અહીની બધી વ્યવસ્થા શ્વેતાંબર જૈન સંઘ તરફથી શ્વેતાંબર પેઢીના મેનેજર બાબુ-ધન્નુલાલજી સુચન્તિ અને લક્ષ્મીચંદજી સુચન્તિ કરે છે. તેઓ બિહારના રહેવાસી છે. તેમની વ્યવસ્થા ઘણી સારી છે

જલમંદિરનો હમણા જીર્ણોદ્ધાર કરવામા આવ્યો ત્યારે પાયામાંથી મોટી અને ભારે ઇંટો નીકળી હતી, જે આ મંદિર અહી હજાર વર્ષનું પુરાણુ છે એમ બરાબર સિદ્ધ કરે છે. જીર્ણોદ્ધારમાં આખુ જિનમંદિર આરસનુ કરાવ્યું છે અને દ્વાર પણ શોભા વધારી છે. શ્વેતાંબર શ્રીસંઘ તરફથી જીર્ણોદ્ધાર થયો છે. તેમજ તળાવનો સુધારો પણ શ્વે. જૈનોએ જ કરાવ્યો છે અને કરાવે છે. જલમંદિરની પાદુકા ઉપર પર્વના દિવસે શુદ્ધ હીરાની આંગી ચઢે છે જે લાખો રૂપિયાના મૂલ્યની છે. બાકી સાદી અંગરચના-પુષ્પ ઇ તો રોજ ચઢે છે. ત્યાં પાસે જ એક બાજુ ગૌતમસ્વામીની પાદુકા અને બીજી બાજુ સુધર્મા-સ્વામીની પાદુકા છે પ્રાચીન કાળમાં જલમંદિરમાં ઘણી શ્વે. પ્રતિમાઓ પ્રતિષ્ઠિત હતી તેનો ઉલ્લેખ મળે છે. અત્યારે દિગંબર ભાઇઓએ વિરોધ ઉઠાવવાથી કાયમ થોડી પ્રતિમા રહે છે.

અહીં શ્વેતાંબર જૈનો તરફથી દાનશાળા અને એક સુંદર ઔષધાલય ચાલે છે.

પાવાપુરી આવવા ઇચ્છનાર શ્રાવકોએ પટણાથી બિહાર લાઇનમાં બેસી બિહાર ઊતરવું. ત્યાંના જિનમંદિરનાં દર્શન-પૂજન કરી ત્યાંથી મોટરનું સાધન મળે છે તે દ્વારા પાવાપુરી અવાય છે. બીજો રસ્તો ગયાથી નવાદા; યા તો લખીસરાઇથી નવાદા આવવું. અને ત્યાંથી ગુણાયાજી જે ગુણશીલવન ચૈત્ય કહેવાય છે, અને જ્યાં પ્રભુ મહાવીરદેવ ઘણીવાર પધાર્યા હતા અને એના સ્મારકરૂપે જ્યાં નાનું જલમંદિર છે, તેમજ સુંદર ધર્મશાળા છે, અને શ્વેતામ્બર પેઢી તરફથી વ્યવસ્થા ચાલે છે, ત્યાં જઇ પૂજા-દર્શન કરી ત્યાંથી મોટર દ્વારા પાવાપુરી આવી શકાય છે.

**એક આશ્ચર્ય**—પાવાપુરી જલમંદિરના તળાવમાં અનેક જળચર જીવો વસે છે. તેમાં સાપ મુખ્ય છે. આ સાપ બહુ મોટા મોટા હોય છે અને બચ્ચાં પણ હોય છે, પરન્તુ કદી કોઇને કરડતા નથી. આ જલચર જીવો બીજા જલચર જીવોને સતાવતા નથી. ખેચર પક્ષીઓ પણ અહીં માછલી વગેરે નથી પકડતા. સાપને લોકો લોટની ગોળીઓ કરી ખવડાવે છે. સંધ્યા સમયે અનેક સાપ જલમંદિરમાં પહોંચવાના પુલ ઉપર અને ઘાટ ઉપર આવે છે, પણ કદી કોઇને આભડયા નથી. આ સાપનો ઉલ્લેખ વિવિધતીર્થકલ્પમાં જિનપ્રભસૂરિજી કરે છે અને યાત્રીઓને કલ્યાણ આશીર્વાદ આપતાં લખે છે કે:

> नागा अद्यापि यस्यां प्रकृतिनिलया दर्शयन्ति प्रभावं,
> निस्तैले नीरपूर्णे ज्वलति गृहमणिः कौशिके यन्निशासु ।
> भूयिष्ठाश्चर्यभूश्रमिश्वरमजिनवरस्तूपरम्यस्वरूपा,
> साऽपापा मध्यमादिर्भवतु वरपुरी भूतये यात्रिकेभ्यः ॥ १ ॥
>
> ( विविधतीर्थकल्प, પૃ० ૨૫ )

જલમંદિરની પાદુકા અતિ જીર્ણ છે અને પછવાડે જ સુંદર શિલાલેખ છે. પાવાપુરીના કેટલાક શિલાલેખો સુપ્રસિદ્ધ વિદ્વાન બાબુ પુરણચંદજી નહારજીએ પ્રગટ કર્યા છે. શહેરના મંદિરમાં પણ જીર્ણ પાદુકા છે.

આ તીર્થ ભગવાન શ્રી મહાવીરસ્વામીના શાસનમાં સૌથી પ્રથમ તીર્થ છે અને પ્રાચીન છે.

**વૈભારગિરિ**

રાજગૃહી નગરીની નજીકમાં જ સુવર્ણગિરિ, ઉદયગિરિ આદિ પાંચ પહાડો છે, તેમાં **વૈભારગિરિ** પણ એક સુંદર ન્હાનો પહાડ છે. ભગવાન મહાવીરદેવના અગિયારે ગણધરોનું નિર્વાણસ્થાન વૈભારગિરિ છે. ભગવાન મહાવીરસ્વામી પછી બાર વર્ષે શ્રી ગૌતમસ્વામીનુ અને વીશ વર્ષે શ્રી. સુધર્માસ્વામીનું અહીં નિર્વાણ થયું છે. એટલે આ સ્થાન તીર્થરૂપે જ સ્થપાયુ છે. પહાડ નાનો અને વિશાળ છે. ગૌતમસ્વામીની દેરી છે. ધન્ના-શાલીભદ્રની દેરી પણ છે. વૈભારગિરિથી પૂર્વમાં દશેક કોશ દૂર પાવાપુરી છે. આકાશ સ્વચ્છ હોય, ધૂમ્મસ કે વાદળ ન હોય ત્યારે પહાડ પરથી પાવાપુરી દેખાય છે.

**ભદ્રેશ્વર**

કચ્છના પૂર્વ કિનારે ભદ્રાવતી નગરી હતી, એ આપણું આજનું ભદ્રેશ્વર છે. અહીં ભગવાન સુધર્માસ્વામી પ્રતિષ્ઠિત શ્રી પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય પ્રતિમા છે. અત્યારે બાવન

જિનાલયનું પ્રાચીન અને ભવ્ય મંદિર છે. આ પ્રાચીન મંદિરનો વિ. સં. ૧૯૩૯ માં જીર્ણોદ્ધાર થયો ત્યારે એક તામ્રપત્ર મળ્યું હતું જેમાં પ્રાચીન લિપિમાં અક્ષરો લખેલા હતા. આ તામ્રપત્ર ડૉ. એ. ડબલ્યુ. રૂડોલ્ફ હોર્નલ ઉપર મોકલવામાં આવ્યું હતું. એ પાશ્ચાત્ય વિદ્વાને જણાવ્યું કે આ લેખ પ્રાચીન ખરોષ્ટ્રી લિપિમાં લખાયેલો છે જેને આપણે દેવલિપિ-ભાષામાં લખેલું માનીએ છીએ. તેમાં નીચેના શબ્દો સ્પષ્ટ વચાય છે, બાકીના શબ્દો ઘસાઇ ગયા છે.

" १ देवचंद्रीय श्री पार्श्वनाथदेवस्येतो २३ ॥ "

બીજા છૂટક અક્ષરોના આધારે આનો અર્થ એમ કરવામાં આવ્યો છે કે-વણિક દેવચંદે બનાવેલ શ્રી પાર્શ્વનાથ પ્રભુનું મંદિર. જે પહેલાં ૨૩ વર્ષે ભગવાન્ મહાવીર હતા.

સુપ્રસિદ્ધ જગવિખ્યાત પૂ. પા. શ્રી વિજયાનંદસૂરિજી મહારાજ લખે છે કે આ મંદિરના જીર્ણખંડો-નોંધરૂપ પુસ્તકમાં અને કચ્છની ભૂગોળમાં લખ્યું છે કે " वीरात् २३ वर्षे इदं चैत्यं संजातमिति " અસલ તામ્રપત્ર અત્યારે કોની પાસે છે તે ચોક્કસ નથી, પરંતુ ભૂજપુરના યતિ ( સુંદરજી કે તેમના શિષ્ય ) પાસે હોવાનું સંભળાય છે, અને તેનો સંસ્કૃત અનુવાદ મંદિરના દીવાલમાં લગાવેલ છે એવી નોંધ મળે છે.

આ બધા ઉપરથી એમ નિર્ણય કરવામાં આવે છે કે ભગવાન સુધર્માસ્વામીએ વીર સં. ૨૩ માં આ મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે. આ મૂર્તિ પ્રાચીન અને ભવ્ય છે અને સામાન્ય દર્શક પણ આ મૂર્તિ મહારાજા સંપ્રતિના સમયની છે એમ સમજી શકે તેમ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર મહારાજા કુમારપાળે કરાવ્યો છે અને ત્યારપછી જગડુશાહે જીર્ણોદ્ધાર કરાવ્યો છે એમ ત્યાંના શિલાલેખો ઉપરથી સમજાય છે.

કેટલાક લેખો મંદિરજીના ખંભા-મજબૂત સ્થંભો ઉપર કોતરેલા છે, જેમાં નીચેની સાલોના ઉલ્લેખ મળે છે. "સં. ૧૧૩૪ વૈશાખ સુ. ૧૫. શ્રીમાળી દેહરં...સમરાવ્યું. આ સિવાય, સં. ૧૨૨૩, ૧૨૩૨, ૧૨૩૫ ૧૩૫૩, અને ૧૩૫૮ના લેખો મળ્યા છે અને તેની યાદિ ડૉ. બર્જેસ અને રાવ સાહેબ દલપતરામ ખખ્ખરે આપી છે.

કાળક્રમે આ મંદિર જીર્ણ થયું અને ત્યાંની ચમત્કારી શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ એક બાવાના હાથમાં ગઇ. સં. ૧૬૬૨ના જીર્ણોદ્ધાર સમયે આ પ્રાચીન મૂર્તિ બાવાના હાથમાં હતી તેણે એ મૂર્તિ મંદિરજીમા મૂળનાયક તરીકે પધરાવવા ને ન આપી એટલે શ્રાવકોએ વીરપ્રભુની મૂર્તિ મૂળનાયક તરીકે પધરાવી. આ મૂર્તિ પણ પ્રાચીન અને ભવ્ય છે. તેની સં. ૬૨૨માં અંજનશલાકા થયેલી છે પાછળથી બાવાએ સમજી જઇ મૂર્તિ આપી દીધી જે પાછળની દેરીમાં બિરાજમાન કરી છે અને જે અદ્યાવધિ વિદ્યમાન છે.

વીસમી સદીમાં વિ. સ. ૧૯૨૦માં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હતો અને ત્યારપછી વિ. સં ૧૯૩૯માં મહા સુદ ૧૦ મે માડવીવાસી મોણશી તેજસીની ધર્મપત્ની મીઠીબાઇએ સમારકામ કરાવ્યું છે. સોનેરી રંગરોગાનનું કામ તો ઘણો સમય ચાલ્યું હતુ.

અત્યારે આ મંદિર ૪૫૦ ફૂટ લાંબા, ૩૦૦ ફૂટ પહોળા કમ્પાઉન્ડના મધ્ય ભાગમાં છે. તેની લંબાઇ ૧૫૦ ફૂટ, પહોળાઇ ૮૦ ફૂટ, ઉંચાઇ ૩૮ ફૂટ છે. મંદિરમાં ૨૧૮

થાંભલા છે. બન્ને બાજુ અગાશી છે. ફરતી દેરીઓ છે. પ્રવેશદ્વારમાંથી જ પ્રભુ દેખી શકાય એવી ગોઠવણી છે. આગળના ભાગમાં સુંદર કમાનો અને સુંદર કોતરણીનું કામ છે. મંદિરના કમ્પાઉન્ડની ચારે બાજુ વિશાળ ધર્મશાળા છે, ડાબી બાજુ-ઉપાશ્રય છે અને ફરતો ગઢ છે. અહીં શ્વેતાંબર જૈનસંઘ તરફથી **વર્દ્ધમાન કલ્યાણજીની પેઢી** વહીવટ ચલાવે છે.

અહીં સં. ૧૯૪૨ સુધી નો ફા. સુ. ૭, ૮, ૯, નો મોટો મેળો ભરાતો હતો. હમણાં તો ફા. સુ. ૪-૫ નો મેળો ભરાય છે.

અહીંથી સમુદ્રમાર્ગે જામનગર માત્ર બાર કોસ થાય છે. ભદ્રેશ્વરથી જામનગર સુધીનું ભોંયરૂં હતું એમ કહેવાય છે.

ભદ્રેશ્વર જવા માટે અંજાર, મુંદ્રા, અને વાંકીપત્રના જુદા જુદા રસ્તા છે. બાવન-જિનાલયનું આ ભવ્ય મંદિર હજી પણ પોતાની પ્રાચીનતા અને ભવ્યતાનું દર્શન કરાવી રહેલ છે.

**ભ. મહાવીર**—આવો જ એક પ્રાચીન શિલાલેખ એક બાવાજીના મઠમાંથી પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા રા. બ. ગૌરીશંકર હીરાશંકર ઓઝાને ઉપલબ્ધ થયેલ છે. જે લેખ પ્રાચીન ખરોષ્ટ્રી લિપિમાં છે અને શ્રી વીર ભગવાન પછી ૮૪ વર્ષબાદ બનેલા એક જિનમંદિરનો છે. આ લેખ અત્યારે અજમેરના મ્યુઝીયમમાં વિદ્યમાન છે. પ્રાચીન ભાષાના અભ્યાસીઓ આ લેખ વાંચીને કહે છે કે તેમાં **वीराय भगवते** ૮૪[1]લખેલ છે. અર્થાત્ વીર ભગવાન્ પછી ૮૪ નો આ શિલાલેખ છે. આ લેખ એક પ્રાચીન મંદિરના પબાસણનો છે. સંભવ છે કે હાંસપુર કે જે પ્રાચીનકાળમાં હર્ષપુર નામનું મોટું નગર હતું, અને જ્યાંથી હર્ષપુર ગચ્છનો પ્રાદુર્ભાવ થયો છે, તે સ્થાનના જિનાલયમાંનો શિલાલેખ હોય !

**મથુરા**

આ અતિ પ્રાચીન તીર્થસ્થાન છે. અહીં પહેલાં સુપાર્શ્વનાથ અને પાર્શ્વનાથનાં મંદિરો હતાં. બાદમાં અન્તિમ કેવલી શ્રી જંબૂસ્વામી અને આદ્ય શ્રુતકેવલી શ્રી પ્રભવસ્વામી આદિ ૫૨૭ જણાએ એકી સાથે દીક્ષા લીધાની સ્મૃતિરૂપ ૫૨૭ સ્તુપ મથુરામાં બનાવવામાં આવ્યા હતા. જે સત્તરમી શતાબ્દી સુધી વિદ્યમાન હતા. હીરસૌભાગ્યમાં તેનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે:

"समहं मथुरापुर्यां यात्रां पार्श्वसुपार्श्वयोः।
प्रभुः परीतः पौरौघैश्चारणर्षिरिवाकरोत् ॥ २४९ ॥
जम्बूप्रभवमुख्यानां मुनिनामिह स प्रभुः।
ससप्तविंशतिं पञ्चशतीं स्तूपान् प्रणेमिवान् ॥ २५० ॥"

---

૧ સ્થાનકમાર્ગી સંપ્રદાયના વિદ્વાનો આ લેખો વાંચી વિચારીને સમજે કે મૂર્તિપૂજા કેટલી પ્રાચીન છે. ખરી રીતે મૂર્તિપૂજા તો અનાદિ કાળની છે. કિન્તુ તેનો વિરોધ ક્યારથી શરૂ થયો ?–એ જ શોધવાનું છે. ઇસ્લામી સંપ્રદાય પહેલાં મૂર્તિપૂજાનો વિરોધ કોઈએ નથી કર્યો. અને ભારતમાં પણ ઈસ્લામના વધુ પરિચના પ્રતાપે જ મૂર્તિપૂજાનો વિરોધ શરૂ થયો છે. એ પહેલાં એ ન હતો.

આ સિવાય આચાર્ય આર્યમંગુ, શ્રી નંદીસૂત્રની ગુર્વાવલીના આધારે, આર્યસમુદ્રસૂરિજીના શિષ્ય હતા. મથુરાકલ્પમાં જિનપ્રભસૂરિજી તેને માટે લખે છે કે: "અહીં શ્રુતસાગરના પારગામી આર્યમંગુ આચાર્ય ઋદ્ધિશાતાગારવમાં લુબ્ધ બની યક્ષપણું પામ્યા અને જીભ બહાર કાઢીને સાધુઓને અપ્રમાદી થવા માટે પ્રતિબોધ કર્યો." અહીં આચાર્ય આર્યમંગુની યક્ષરૂપે મૂર્તિ હતી.

વીર નિ. સં. ૮૨૭ બાદ આચાર્ય સ્કંદિલાચાર્યજીએ શ્વેતાંબર શ્રમણસંઘને એકત્ર કરી આગમવાંચના કરી હતી, અને ૮૪ આગમ લખાયા હતા તેના સ્મરણરૂપે, ચોરાશીનું મંદિર બન્યું જે અદ્યાવધિ વિદ્યમાન છે.

મથુરામાં કંકાલી ટીલામાં ઘણાં જિનમંદિરો હતાં, જેમાંની મૂર્તિઓ લખનૌ મ્યુઝીયમ અને મથુરા મ્યુઝીયમમાં છે. ખાસ કરીને કનિષ્ક અને હવિષ્ક કાલીન મૂર્તિઓ છે. અહીંથી ભગવાન **મહાવીરના ગર્ભાપહરણની આકૃતિ** તથા ભગવાન મહાવીરની **આમલકી ક્રીડાની** સુંદર આકૃતિઓ હાથ આવી છે. આ દૃષ્ટિએ શ્વેતાંબર જૈનોનું આ પ્રાચીન તીર્થ છે. હાલમાં ધીયામંડીમાં શ્વેતાંબર જૈનમંદિર છે.

**વલ્લભીપુર**

વીર નિ. સં. ૯૮૦ થી ૯૯૩ સુધી અહીં જૈન આગમો પુસ્તક ઉપર લખાયા હતા. આમાં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ; ગંધર્વવાદિવેતાલ શાન્તિસૂરિજી વગેરે મુખ્ય હતા. એટલે પ્રાચીન **આગમતીર્થરૂપે** આ સ્થાન પવિત્ર મનાય છે.

**દ્વારિકા**

કાઠિયાવાડની વાયવ્યમાં ઓખા નામનો એક પ્રાંત છે. અહીં ગુપ્ત રાજાઓના રાજ્યકાળમાં એક જિનાલય બન્યું છે જે સ્થાન પ્રાચીનકાળમાં વસહી તરીકે ખ્યાત હતું, એટલે જૈનોનું તીર્થ હતું. શંકરાચાર્યના વખત પછી તે અજૈનોના હાથમાં ગયુ અને તે જૈન તીર્થ મટીને વૈષ્ણવતીર્થ બન્યું.

વોટ્સન સાહેબના કાઠિયાવાડ ગેઝેટિયરમાં આ માટે સ્પષ્ટ લખ્યું છે કે વિમલવસહી વગેરેની પેઠે આ સ્થાન પણ જૈનોનું છે. પાસે વસઇ ગામ હતું અને આ મન્દિરની રચના જૈન મન્દિરોને મળતી છે, ગુપ્ત કાલીન શિલ્પ છે, તે પહેલાં જૈન મન્દિર હતું ઇત્યાદિ.

શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર પણ સાફ સાફ કહે છે કે-"જગતદેવાલય કયા વર્ષમાં કોણે બનાવ્યું તેનો કશો પણ આધાર ઇતિહાસ કે પુરાણોમાંથી મળી શકયો નથી. કેટલાક એમ કહે છે કે-આ મન્દિર વજ્રનાભે કરાવ્યું નથી, પણ ત્રણ હજાર વર્ષ ઉપર જૈની લોકોએ કરાવ્યું છે અને તેમાં પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી હતી તે મૂર્તિ હાલ નગરમાં છે. વળી મૂર્તિના ચરણમાં લખ્યું છે કે આ મૂર્તિ જગતદેવાલયમાં, સ્થાપન કરી હતી."

દ્વારકા વિષે પૌરાણિક ઉલ્લેખો સિવાય જૂના ઐતિહાસિક સાહિત્યમાં વિ. સં. ૧૨૦૦ સુધીનો ઉલ્લેખ બિલકુલ જોવામાં આવતો નથી. (તેનો સં. ૧૧૧૨ થી ૧૯૧૭ સુધીનો ઇતિહાસ મળે છે.) સદ્‌ગત તનસુખરામ મ. ત્રિપાઠી પણ જણાવે છે કે-"વિ. સં. ૧૨૦૦ પછી દ્વારકા વૈષ્ણવતીર્થરૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે."

આ જગત્‌દેવાલયમાં દીવાલો પર શ્રી નેમિનાથ ભગવાનની જાન વગેરે ચિત્રો ખોદેલ છે. થોડા વર્ષ પહેલાં ગાયકવાડ સ્ટેટે આ મન્દિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારે આ ચિત્રોને અસલ રૂપમાં સુરક્ષિત રાખવા માટે શ્રીયુત ગોકળદાસ નાનજીભાઇ ગાંધીએ ગાયકવાડ નરેશને પ્રાર્થના કરી હતી, અને સંભળવા પ્રમાણે તે પ્રાર્થનાનો ઘણે અંશે સ્વીકાર કરવામાં આવ્યો હતો.

મતલબ કે આજનું દ્વારિકાનું જગત્‌દેવાલય તે જૈનોનું ગુપ્તકાલીન જિનમંદિર છે વસ્તુતઃ આ દ્વારિકા જ નથી. આ તો શંખોદ્ધાર દ્વીપ છે. વૈષ્ણવોની દ્વારિકા અહીંથી ૧૧ કોષ દૂર કોડિનારની પાસે છે, એમ વિચારક વૈષ્ણવ વિદ્વાનો માને છે, પરન્તુ કોઇક સંયોગોમાં આ દેવાલય વૈષ્ણવોના હાથમાં આવેલ છે અને શંખોદ્ધારને જ દ્વારિકા તરીકે માની લીધેલ છે.

**જગન્નાથપુરી**

વિશાલાનગરીના કોણિક-ચેટકના યુદ્ધ પછી ચેટકનો પુત્ર શોભનરાય કલિંગમાં પોતાના સસરાને ત્યાં આવી રહ્યો અને સસરાની પછી તે કલિંગનો રાજા બન્યો. આ રાજા પરમ જૈન હતો. તેના પિતા પણ ભ. પાર્શ્વનાથના શાસનના શ્રાવક હતા. આથી આ કુટુંબમાં ભ૦ પાર્શ્વનાથ પ્રત્યે અધિક શ્રદ્ધા હોય એ સ્વાભાવિક છે. સંભવે છે કે રાજા શોભનરાયે પોતાની રાજધાની પાસે જ જગન્નાથપુરીમાં ભ૦ પાર્શ્વનાથનું તીર્થ સ્થાપ્યું હોય. તેના ઉત્તરાધિકારી રાજાઓ પણ જૈન હતા, એટલે આ તીર્થ વિશેષ જામ્યું. અને તેમાંય ત્યાંના "પુરીમાં છુતાછુત નહી" લક્ષણવાલા સાધર્મીકવાત્સલ્યે એ તીર્થને જગત્‌તીર્થ બનાવ્યું. આચાર્ય શ્રી વજ્રસ્વામી વિક્રમની પહેલી સદીમાં અહીં પધાર્યા હતા.

ત્યારબાદ શંકરાચાર્યના અત્યાચારથી જૈનધર્મ આ પ્રદેશમાં રહ્યો નહીં અને એ પ્રસિદ્ધ જૈનતીર્થ શૈવતીર્થ બની ગયું. છતાંય એ તીર્થની એ પ્રાચીન જિનપ્રતિમા આજ પણ ત્યાં તેવે જ રૂપે વિદ્યમાન છે.

યદ્યપિ શૈવાચાર્યોએ એ મૂર્તિને હટાવી નહીં પણ તેનું બાહ્યસ્વરૂપ ઔપચારિક ચાર હાથવાળું બનાવી રાખ્યુ છે. અંદર મૂર્તિ પ્રાચીન છે તે જ છે. ઉપર લાકડાનું ખોળું (આંગી) છે તેમાં નીચેના બે હાથો તો ધ્યાનસ્થ હાથવાળા છે. ખભાની ઉપર બીજા બે હાથો જોડી દેવામાં આવ્યા છે. આ લાકડાનું ખોળુ દર બાર વર્ષે માત્ર રાજા, પુરોહિત અને સુતાર એ ત્રણના હાજરીમાં જ બદલાવાય છે.

આજે જૈનો અને સોનીને આ મન્દિરમાં જવાની સાફ મના છે.

જગન્નાથપુરી એ પ્રાચીન જૈન તીર્થ છે, પરન્તુ જૈનોના દર્શન માટે બંધ છે.

**બદ્રી**

આ સ્થાન પણ બદ્રીપાર્શ્વનાથ નામનું પ્રાચીન જૈનતીર્થ છે. શંકરાચાર્યના યુગમાં તે નારાયણ તીર્થ બનેલ છે. પરન્તુ તેમાં મૂર્તિ તો જૈન તીર્થંકરની છે.

ઋષિકેશથી ૧૬૩ માઇલ દૂર બદ્રીની અગિયારેક વાર યાત્રા કરી આવેલ એક વિદ્વાન બ્રાહ્મણે એક વાર વાતચીતમાં જણાવ્યું હતું કે "એક મહન્તને સ્વપ્નમાં ૨૪ જિનપ્રતિમાનાં દર્શન થયાં અને તે અનુસારે શોધ કરતાં સ્વપ્ન-સૂચિત પ્રદેશમાંથી એક પરિકર વાળી પ્રતિમા મળી આવી. તે જ પ્રતિમા આજે બદ્રી મન્દિરમાં સ્થાપિત વિદ્યમાન છે. આ

પ્રતિમાનું અસલ સ્વરૂપ અવિકૃત છે, પરન્તુ તે મન્દિરના ગભારામાં પૂજારી સિવાય કોઇ જઇ શકતું નથી અને જૈનો માટે તો મન્દિરમાં પ્રવેશ કરવાની જ મના જેવું છે. એટલે તેનું વાસ્તવિક સ્વરૂપ લોકોથી અજ્ઞાત છે." વગેરે વગેરે, તેનાં ચિત્રો બહાર પડયાં છે, જેમાં ચાર હાથ બતાવવામાં આવે છે તે કલ્પિત જ છે. અસલી ચિત્ર બે હાથવાળું મળે છે પણ દુર્લભ છે. જેની એક કોપી અમને પ્રાપ્ત થએલ છે. આ ચિત્ર આ અંકમાં વાચકો દેખી શકશે. ત્યાંનું મન્દિર જૈન શૈલીથી બનેલું છે. તે તરફના અજૈન મન્દિરોથી પ્રસ્તુત મન્દિરનું શિલ્પ ભિન્ન છે. મન્દિરનો આગળનો દરવાજો જૈન શૈલીવાળો છે.

અંદર પણ ક્રમશઃ ગભારો, કોરી ગૂઢમંડપ અને રંગમંડપ બનેલા છે. ગુમ્બજ જૈન શૈલીનું છે.

મન્દિરમાં ઘંટાકર્ણમહાવીર ક્ષેત્રપાળ છે. ત્યાં જૈન ભોજક હતા જે હાલ પણ ગંધર્વ બ્રાહ્મણ તરીકે પ્રસિદ્ધ છે. માણા ગામમાં રહે છે. મૂળ પ્રતિમા ૨ાા ફૂટ ઊંચી અને પરિકરવાળી છે, પબાસણમાં સ્થાપેલ છે, ઉપર છત્ર ધરાય છે, કેસરથી પૂજા થાય છે, પૂજારી પરિકરના ખાડામાં રંગબેરંગી કપડા ભરાવી મૂર્તિની શોભા વધારે છે.

આ રીતે બદ્રી એ પાર્શ્વનાથનુ જૈનતીર્થ છે.

ઋષિકેશનું ભરત-મન્દિર પણ લચમાં બૌદ્ધ મન્દિર રૂપે જાહેર થયું અને આજે વૈષ્ણવ મન્દિર રૂપે પ્રસિદ્ધ છે. આ મન્દિરની સામે વડની નીચે આદિનાથ, પાર્શ્વનાથ વગેરેની ખંડિત મૂર્તિઓ છે.

બદ્રીથી ૧૦૫ માઇલ નીચે કેદારમાં કેદારપાર્શ્વનાથનું મન્દિર હતુ. આજે ત્યાં એક મૂર્તિ વિદ્યમાન છે, જેની પર જનોઇ અને હારની આકૃતિ છે.

માનસરોવરનું મન્દિર પણ બૌદ્ધમન્દિર તરીકે ઓળખાય છે. સંભવ છે કે આ તીર્થો ભ૦ પાર્શ્વનાથના શાસન કાળનાં હોય.

**તક્ષશિલા**

તક્ષશિલામાં બાહુબલિએ ભ૦ ઋષભદેવસ્વામીના ધ્યાનના સ્થાને ધર્મચક્ર તીર્થ સ્થાપ્યુ હતું.

સમ્રાટ્ સમ્પ્રતિએ અહીં પોતાના પિતા કુણાલને દર્શન નિમિત્તે કે તેમના સ્મરણ નિમિત્તે જિનવિહાર બનાવ્યો હતો. તેના ખન્ડેરો આજે કુણાલસ્તૂપ તરિકે તક્ષશિલાના સિરકાપ વિભાગમાં વિદ્યમાન છે.

**અવન્તી પાર્શ્વનાથ**

શ્રી સ્થૂલભદ્રજી મહારાજના પટ્ટધર આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિસૂરિજી થયા. આર્યસુહસ્તિજીએ સમ્રાટ્ સંપ્રતિને પ્રતિબોધી પરમાર્હતોપાસક બનાવ્યો. એ આર્યસુહસ્તિસૂરિજી મહારાજ એક વાર અવન્તીમાં પધાર્યા હતા અને ભદ્રા શેઠાણીના મકાનમાં ઊતર્યા હતા. ત્યાં સ્વાધ્યાય સમયે નલિનીગુલ્મ વિમાનનુ વર્ણન સાંભળી ભદ્રા શેઠાણીના સુપુત્ર અવન્તિસુકુમાળે પ્રતિબોધ પામી સૂરિજી મહારાજ પાસે દીક્ષા લીધી અને તે જ દિવસે ગામ બહાર સ્મશાન ભૂમિમાં જઇ કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા અને રાત્રે જ શીયાળણી તેમનું ભક્ષ્ય કરી ગઇ. ભદ્રામાતાને આ સાંભળી ઘણું દુઃખ થયું, અને એક ગર્ભવતી વહુને

છોડીને બધાએ દીક્ષા લીધી ગર્ભવતી વહુએ પુત્રને જન્મ આપ્યો. આ પુત્રે મોટા થયા પછી પિતાનું વૃત્તાત જાણી પિતાજીના સ્મારકરૂપે સ્મશાન ભૂમિમા જ પાર્શ્વનાથ પ્રભુજીનું ભવ્ય મદિર બનાવ્યુ છે. બનાવનારનું નામ મહાકાલ હોવાથી તે મહામલ તરીકે પ્રસિદ્ધિ પામ્યુ મન્દિરમા મૂર્તિ શ્રી પાર્શ્વનાથ પ્રભુની બિરાજમાન કરી, જે અવન્તિ પાર્શ્વનાથજી તરિકે પ્રસિદ્ધિ પામેલ છે વીર નિ સ ની ત્રીજી શતાબ્દીમા આ મદિર બન્યુ છે. આ પછી પુષ્યમિત્ર રાજાના સમયમા દ્વેષથી આ મદિરનુ પરાવર્તન થયુ, અને પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ ત્યા ભોયરામા પધરાવી દીધી અને ઉપર મહાદેવજીની પીડી આવી ગઇ પાછળથી સુપ્રસિદ્ધ વિક્રમાદિત્યના સમયમા શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીએ ત્યા જઇ ભક્તામર સ્તોત્ર બનાવ્યુ અને મહાદેવજીની પીડી ફાટી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ પ્રગટી ત્યારથી અવન્તિપાર્શ્વનાથજીના તીર્થરૂપે આ સ્થાન ઉજ્જયિનીમા વિદ્યમાન છે. નજીકમા મહાકાલનુ મદિર પણ છે.

**થિરાપદ્ર**

બનાસકાંઠા એજન્સીમા થરાદ ગામ છે, જેના જૂના નામો થિરાપદ્ર, મથિરાપદ્ર, થારાપદ્ર, થિરાદ્રી અને કેથિરપુર વગેરે છે

સોલકી પરમાર થિરપાલધ્રુએ વિ૦ સ૦ ૧૦૧મા આ શહેર વસાવ્યુ હતું. તેની બેન હરકુએ અહી ૧૪૪૪ થાભલાવાળુ બાવન જિનાલયનુ જિનમન્દિર બંધાવ્યુ હતુ, જેના પુરાણા ખંડેરો આજે ઘેરા ભીમડીના ૭૫ ફુટવાળા મેદાનમા છે અહીની સ૦ ૧૩૬મા પ્રતિષ્ઠાપિત ૩૧ ઇચ ઊંચી અજિતનાથની સર્વ ધાતુની મૂર્તિ વાવના મદિરમા વિદ્યમાન છે અને પૂજાય છે

આ શહેરમા ચદ્રકુલના આચાર્ય વટેશ્વરસૂરિથી થિરાપદ્ર ગચ્છની ઉત્પત્તિ થઇ છે.

થરાદના ઇશાન ખુણે પોણો માઇલ દૂર નાણાદેવીનુ મન્દિર છે, જેની મૂર્તિ વિક્રમની તેરમી સદીમા ભીનમાલથી આવેલ છે, જેનુ બીજુ નામ આશાદેવી હતુ.

આ જ થરાદમા ૩ મોટા અને ૭ ઘરદેરાસર મળી કુલ ૧૦ જિનમન્દિરો છે.

**ઓશિયા**

ઉપકેશગચ્છીય આચાર્ય શ્રી રત્નપ્રભસૂરિએ એકમતે વીરનિ સ૦ ૭૦ અને બીજામતે સ૦ ૨૦૨મા ઓશિયાનગરમા ઓસવાલ વશની સ્થાપના કરી અને ત્યા ભ૦ મહાવીર સ્વામીનુ જિનાલય બન્યુ હતુ.

આ સ્થાન અત્યારે પણ ઓસવાલના ઉત્પત્તિસ્થાન અને ભગવાન મહાવીરસ્વામીના તીર્થ તરીકે પ્રખ્યાત છે

**ભીન્નમાલ**

જ્યારે ઓસવાળ વશ સ્થપાયો, લગભગ તે જ અરસામા શ્રીમાલપુરમા શ્રીમાળી વશની સ્થાપના થયેલ છે. શ્રીમાલપુરનુ બીજુ નામ ભીન્નમાલ છે આ સ્થાન પણ તીર્થ તરીકે મનાય છે વિરનિ૦ સં૦ ૮૪૫મા વલ્લભી ભાગ્યુ ત્યારે ત્યાની મહાવીરસ્વામીની પ્રતિમાને અધિષ્ઠાયક દેવે અહી લાવી સ્થાપી છે, એટલે આ તીર્થના માહાત્મ્યમા વિશેષ વધારો થયો હતો

**શત્રુંજય**

મધુવતીના જાવડશાહે વિ૦ સં૦ ૧૦૦ થી ૧૦૮માં તક્ષશિલાથી જિનપ્રતિમા લાવી શ્રી વજ્રસ્વામીના હાથે તેની અંજનશલાકા કરાવી શત્રુંજયનો ઉદ્ધાર કર્યો હતો. આ પછી પણ આ સ્થાનના અનેક ઉદ્ધારો થયા છે.

શત્રુંજયની હકીકત બહુ જાણીતી છે તથા તે બધી આપવા માટે એક સ્વતંત્ર લેખ તૈયાર કરવો જોઇએ તેથી અહીં તેનો નામમાત્રથી ઉલ્લેખ કર્યો છે.

**વલ્લભીપુર**

આ સ્થાન પ્રાચીનકાળથી જૈનોની વિહારભૂમિ છે. અહીં વિશેષતયા ગુપ્તવંશ અને વલ્લભીવંશે રાજ્ય કરેલ છે, જેમાંના ઘણા રાજાઓ જૈન હતા. અહીં અનેક જિનાલયો હતાં વીરનિ૦ સં૦ ૮૪૫મા વલ્લભીનો નાશ થયો ત્યારે અહીંની અંબિકા અને ક્ષેત્રપાલોથી યુક્ત શ્રી ચંદ્રપ્રભુ ભગવાનની પ્રતિમા અધિષ્ઠાયક દેવોના પ્રભાવથી આકાશમાર્ગે દેવપટ્ટણ (પ્રભાસપાટણ) જઇને બિરાજમાન થઇ અને શ્રી મહાવીરસ્વામીની પ્રતિમા એ જ રીતે શરદપૂનમે શ્રીમાલનગરમાં જઇ પહોંચી આ સિવાયની જિનપ્રતિમા ત્યાં કાયમ રહી હતી. શત્રુંજય તીર્થની તળાટી પણ એક યુગમાં આ સ્થાનમાં હતી.

પુનઃ વલ્લભીપુર વસ્યું એટલે અહીં વીરનિ૦ સં. ૯૮૦ માં મુનિસંઘે મળીને શ્રી દેવર્ધિગણિક્ષમાશ્રમણની અધ્યક્ષતામાં આગમોનું લખાણ કર્યું.

આ રીતે વલ્લભીપુર પ્રાચીન જૈનતીર્થ છે. આગમતીર્થ પણ છે. આજે આ સ્થાન કાઠિયાવાડમાં "વળા"ના નામથી પ્રસિદ્ધ છે. શહેરની બહાર શત્રુંજયની તળાટીનું અસલ સ્થાન પણ વિદ્યમાન છે.

(વિવિધતીર્થકલ્પ, તપગચ્છ પટ્ટાવલી.)

**પ્રભાસપાટણ**

અહીં વીર નિ૦ સં૦ ૪૧૬ લગભગમાં શ્રી ચંદ્રપ્રભુનુ મન્દિર બન્યું હતું. અન્ય લેખ પ્રમાણે વીર નિ૦ સં૦ ૮૪૫ માં વલ્લભીથી આવેલ શ્રી ચંદ્રપ્રભુ બિરાજમાન થયા છે. આ નગરનાં દેવપટ્ટણ, સોમનાથપાટણ, પ્રભાસપાટણ વગેરે નામો છે આ ચંદ્રપ્રભુ તીર્થંકરનુ તીર્થ હતું એટલે શૈવોએ પણ અહીં ચંદ્રમૌલિનું તીર્થ સ્થાપ્યુ હતું.

આ સ્થાન કાઠિયાવાડમાં જુનાગઢ રાજ્યના વેરાવળ બંદર પાસે સમુદ્ર કિનારે વિદ્યમાન છે. અહીં નેમિનાથ તથા ચંદ્રપ્રભુ વગેરે તીર્થંકરોના નવ જૈનમન્દિરો છે. આજે પણ જૈનતીર્થ તરીકે વિખ્યાત છે.

(પટ્ટાવલીસમુચ્ચય પૃ૦ ૫૦, ૧૯૯, વિવિધતીર્થકલ્પ પૃ૦ ૨૦)

**રથાવર્તગિરિ**

શ્રી વજ્રસ્વામીનું વિ૦ સં૦ ૧૧૪ માં એક પહાડીપર અનશન પૂર્વક સ્વર્ગગમન થયું. ઇંદ્રે આવી પોતાના રથ સહિત તે પહાડને ત્રણ પ્રદક્ષિણા આપી હતી તેથી આ પહાડનું રથાવર્તગિરિ નામ પડયું. જે સ્થાન પ્રાચીન તીર્થ રૂપે છે. આ સ્થાન કયું છે અને કયાં આવ્યું તેનો હાલ ચોકકસ પત્તો મળી શકતો નથી.

(આવશ્યકસૂત્ર-વૃત્તિ)

**કોરંટા**

નાહડ રાજાના મંત્રીએ કોરંટામાં જિનમન્દિર કરાવ્યું તેની પ્રતિષ્ઠા વીરનિ૦ સં૦ ૫૯૫ વિ૦ સં૦ ૧૨૫માં શ્રી સમન્તભદ્રસૂરિના પટ્ટધર દેવસૂરિએ કરી હતી. આ સ્થાન અત્યારે પણ પ્રાચીન તીર્થ તરીકે વિખ્યાત છે.

(તપગચ્છ પટ્ટાવલી)

**સ્વર્ણગિરિ**

વિક્રમનું રાજ્ય વર્ષ ૬૦, ધર્માદિત્યનું રાજ્ય વર્ષ ૪૦, ભાઇલ્લનું રાજ્ય વર્ષ ૧૧, નાઇલનું રાજ્ય વર્ષ ૧૪, નાહડનું રાજ્ય વર્ષ ૧૦ એ રીતે નાહડના રાજ્યકાળમાં જાલોરના પહાડ પર કરોડપતિ રહેતા હતા. જેમાં નવાણુ લાખવાળાને પણ સ્થાન ન હતું. તે સ્વર્ણગિરિ પર વિ૦ સં૦ ૧૩૫મા નાહડ રાજાએ યક્ષવસતિ નામનો મહાવીર-પ્રાસાદ બનાવ્યો હતો. આ સ્થાન પણ પ્રાચીન જૈનતીર્થ છે. આ પહાડનું બીજું નામ કનકાચલ છે.

(વિચારશ્રેણિ)

**સાચોર**

મંડોવરનો રાજા કુટુંબની ખટપટથી માર્યો ગયો, ત્યાર પછી તેની રાણીએ બંભાણુમાં ભાગી જઇ ત્યાં એક બાલકને જન્મ આપ્યો આ બાલકનું નામ નાહડ રાખવામાં આવ્યું. બાલક મોટો થતાં આચાર્ય જજ્જિગસૂરિની કૃપાથી તથા નવકાર મંત્રના પ્રભાવે રાજા થયો. તેણે આચાર્ય મહારાજના ઉપદેશથી ચોવીસ મોટાં જિનાલયો બનાવ્યાં.

ત્યાર પછી નાહડે આચાર્ય મહારાજાના કથનાનુસાર એક ગાય એક સ્થાને ચારે આંચળ વડે દૂધ ઝરતી હતી ત્યાં મોટું જિનાલય બનાવી તેમાં વીર નિ૦ સં૦ ૬૭૦માં આ૦ શ્રી જજ્જિગસૂરિ પ્રતિષ્ઠિત પિત્તળની શ્રી મહાવીરસ્વામીની પ્રતિમા બિરાજમાન કરી, જે સ્થાન સાચોર તીર્થ તરિકે જાહેર થયું છે.

આચાર્ય મહારાજે તે જ દિવસે વિન્ધ્યરાયની મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી. શંખકુમારે તે દિવસે પૂર્વલગ્નમાં શંખકુવો ખોદ્યો હતો, જે દુકાળ હોય તો પણ વૈ૦ શુ૦ ૧૫ના દિને પાણીથી અવશ્ય ભરાઇ જાય છે. અને આચાર્ય મહારાજે દુગ્ગાસૂઅ તથા વયણપમાં સાંઢ મોકલી તે જ લગ્નમાં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી.

જગચિંતામણી ચૈત્યવંદનમાં **जयउ वीर सच्चउरी मंडण**થી સાચોરના મહાવીરને સ્તવ્યા છે. આ અસલ પ્રતિમા વિ૦ સં૦ ૧૩૬૭ સુધી અહીં વિદ્યમાન હતી. આ સ્થાન આજે પણ જોધપુર રાજ્યમાં ભીનમાલની પાસે સાચોર તીર્થ તરીકે વિખ્યાત છે.

(વિવિધ તીર્થકલ્પ, પટ્ટાવલી સમુચ્ચય પૃ૦ ૪૯,
જૈન સત્ય પ્રકાશ વ૦ ૨, વિશેષાંક પૃ૦ ૩૩૮)

**નાગોર**

માનતુંગસૂરિના પટ્ટધર શ્રી વીરસૂરિએ નાગપુરમાં વીરનિ૦ સં૦ ૭૭૦ (વિક્રમ સંવત ૩૦૦)માં શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી. જે સ્થાન આજે નાગોર તરીકે પ્રસિદ્ધ છે.

(તપગચ્છ પટ્ટાવલી)

**નાગદા**

અહી મૌર્યસમ્રાટ્ સમ્પ્રતિએ મન્દિર બનાવી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી, લગભગ વીરનિર્વાણની દસમી સદીમાં તેને હડપ કરવા માટે પ્રયત્ન આદર્યો, પરન્તુ બ્રાહ્મણ કુલમાં જન્મેલ રાજગરી આચાર્ય સમુદ્રસૂરિએ દિગમ્બરોને જીતી એ તીર્થનું રક્ષણ કર્યું હતું.

પૂ૦ આ૦ મુનિસુંદરસૂરિએ સ્વતંત્ર સ્તોત્રદ્વારા નાગદ્રહ પાર્શ્વનાથની સ્તુતિ કરેલ છે.

માંડવગઢના મંત્રી પેથડકુમારે અહી નેમનાથ ભગવાનનું અને નવલખા ગોત્રીય સારંગશાહે સં૦ ૧૪૯૪ મ૦ શુ૦ ૧૧ દિને શ્રી શાન્તિનાથજીનું મન્દિર બનાવેલ છે. જે પૈકીનું શાન્તિનાથનું મન્દિર આજે વિદ્યમાન છે જેના મૂળ નાયક સ્થાને શ્રી શાન્તિનાથજીની ૯ ફુટ ઊંચી પદ્માસનવાળી અદ્ભુત પ્રતિમા બિરાજમાન છે જેનું બીજું નામ અદબદજી છે.

આ સ્થાન આજે પણ પ્રાચીન તીર્થ તરીકે પ્રસિદ્ધ છે અને તેની મેવાડની પંચ તીર્થીમાં-કેસરિયાજી, કરેડા, અદબદજી, દેલવાડા તથા દયાલશાહનો કિલ્લો, એ રીતે ગણના થાય છે.

( પટ્ટાવલી સમુચ્ચય, જૈન સત્ય પ્રકાશ વ૦ ૧, પૃ૦ ૩૦૫ )

**આણંદપુર**

અહી ભગવાન ઋષભદેવસ્વામીનું પ્રાચીન મન્દિર હતું. તથા વીરનિ૦ સં૦ ૯૯૩માં અહી શ્રી ચતુર્વિધ સંઘની વચ્ચે કલ્પસૂત્રના વ્યાખ્યાનનો પ્રારંભ થયો છે. અત્યારે પણ આ તીર્થ "વડનગર"ના નામથી પ્રસિદ્ધ છે મહેસાણેથી તારંગા તીર્થ જતાં યાત્રિકો અહીંની પણ યાત્રા કરે છે.

**અંતે**

ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછીના ૧૦૦૦ વર્ષમાં ઉપર પ્રમાણે જૈન તીર્થો સ્થપાયાં છે. આ પુનીત ભૂમિઓ ભવ્ય જીવોના આત્માને પવિત્ર કરી તારે એ ભાવના પૂર્વક આ લેખ સમાપ્ત કરૂં છું.

## તીર્થયાત્રાનું ફળ

आरम्भाणां निवृत्तिर्द्रविणसफलता संघवात्सल्यमुच्चै-
र्नैर्मल्य दर्शनस्य प्रणयिजनहितं जीर्णचैत्यादिकृत्यम् ।
तीर्थोन्नत्यं च सम्यग् जिनवचनकृतिस्तीर्थसत्कर्मकत्वं,
सिद्धेरासन्नभावः सुरनरपदवी तीर्थयात्रा फलानि ॥१॥

—उपदेशतरङ्गिणी

તીર્થયાત્રા કરવાથી અનેક પ્રકારના આરંભોની નિવૃત્તિ, ધનની સફળતા, સંઘનું વાત્સલ્ય (ભક્તિ), સમકિતની નિર્મળતા, પ્રેમી લોકોનું હિત, જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર વગેરે કાર્ય થાય છે, તીર્થની ઉન્નતિ થાય છે, સમ્યક્ પ્રકારે જિનેશ્વરના વચનનું પાલન થાય છે, તીર્થંકર નામ કર્મનો બંધ થાય છે, મોક્ષ સમીપે આવે છે, તથા દેવ અને મનુષ્યનું પદ એટલે ઉચ્ચ જન્મ પ્રાપ્ત થાય છે, આ સર્વ તીર્થયાત્રાનું ફળ છે.

( સુભાષિત પદ્ય રત્નાકર ભાગ ૨ )

ઇસ્વીસન પૂર્વે કલિંગમાં

# સરાક જાતિ

卐

: લેખક :

શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ

પુરાતન કલિંગ દેશને વર્તમાન ઓરિસ્સા નામથી ઓળખવામાં આવે છે. એક સમય એવો પણ હતો કે કલિંગ દેશ "નવખંડ પૃથ્વી" ના ખંડોમાંનો એક ખંડ ગણાતો. એ વિષે તામિલ શબ્દ કોષમાં જણાવેલ છે. (જુઓ સેન્ડરસનનો કાનડી કોશ.) જૈનોના પ્રજ્ઞાપના સૂત્રમાં જણાવ્યા મુજબ કલિંગ દેશની રાજ્યધાનીનું શહેર "કંચનપુર" હતું. કેવળ શહેરમાં ૩૫૦૦૦ મનુષ્યનો વસવાટ હતો. (જુઓ ખંડગિરિ પર્વત પરનો હાથી ગુફાનો શિલાલેખ.)

વર્તમાન ઓરિસ્સામાં વસવાટ કરી રહેલ સરાક નામથી ઓળખાતી જાતિનું આવાગમન હિંદ બહારના પ્રદેશમાંથી થએલ હોય તેમ જણાઇ આવે છે. કલિંગનો પ્રદેશ બંગાળના ઉપસાગરના કિનારા પર આવેલ છે. પૂર્વેના સમયમાં આ પ્રદેશનો સબંધ જાવા તેમ બાલીદ્વીપ સાથે જોડાએલ હતો, જેની સભ્યતા, વ્યવહાર અને ધાર્મિક ક્રિયાકાંડ કલિંગના જેવાં જ હતાં, એમ ઐતિહાસિક દૃષ્ટિએ તપાસતાં જણાઇ આવે છે. આ સમયમાં કલિંગ દેશ વહાણવટાના ઉદ્યોગ માટે દુનિયામાં પ્રસિદ્ધ ગણાતો.

ઇ. સ. પૂર્વે અને તે પછીના સૈકાઓમાં બાલીદ્વીપના વતનીઓએ કલિંગ પ્રદેશમાં પોતાનો વસવાટ કરેલ એમ માનવાને કારણ મળે છે. ખંડગિરિ પર્વતની મંચપુરી ગુફામાં બ્રાહ્મી લિપિના ત્રણ શિલાલેખો ઇ. સ. પૂર્વેના કોતરાએલા છે. તેમાંના પહેલા શિલાલેખમાં **વાકદ્વીપ** એ શબ્દ શોધખોળખાતા તરફથી શોધાએલ છે (જુઓ. ગેઝેટીઅર મન ૧૯૦૮) પરંતુ ખરી રીતે તે શબ્દ **બાલીદ્વીપ** હોવો જોઇએ.

ઓરિસ્સાના કટક જિલ્લામાં "બાલીબીસાઇ" નામનું પુરાતન સ્થાન આવેલ છે. આ સ્થાન પર જ્યારે બાલીદ્વીપવાસીઓએ આવી વસવાટ કર્યો તે પરથી ગામનું નામ બાલીબીસાઇ પડયું કે જેનો અર્થ 'બાલી વસાવ્યું' એવો થાય છે. તેવી જ રીતે આ જિલ્લામાં કેટલાંક ગામોનાં નામો એવી જ રીતે અપાએલ છે. જેમકે: બાલીપહાડ, બાલીબીસાઇ અને બાલીપગના, જે નામો અદ્યાપિ પર્યંત સચવાઇ રહેલ છે ગામોનાં નામ પરથી સહેજે જાણવામાં આવી શકે છે કે-બાલીદ્વીપ વાસીઓએ પોતાના પૂર્વજોના વસવાટવાળા દેશની યાદગિરિ કાયમ રાખવા માટે આવાં નામો આપ્યાં હોય.

ઓરિસ્સાના પુરિજિલ્લામાં "પતિતપાવન પટના" નામનું સ્થાન છે. જ્યાં પુરાતન સમયમાં હિંદુઓની તેમજ પતિતોની શુદ્ધિ કરી જૈન બનાવવાનું કેન્દ્ર હતું. જૈન દર્શનમાં જાતીય ભેદને સ્થાન નહોતું.

## યવન રાજ્યકાળમાં કલિંગમાં જૈનધર્મ

ઇ. સ. પૂર્વે ૮૫૦ માં થઇ ગએલ નિર્ગ્રંથ પાર્શ્વ જ્યારે કુમારદશામાં હતા તે સમયે રાજ્યકારણને લઇને તેમણે કલિંગના યવન રાજા સામે ચડાઇ કરેલ અને જય મેળવેલ. કુમાર પાર્શ્વે દીક્ષા અંગીકાર કર્યા પછી તેમના વિહાર પૈકીનું એક ચતુર્માસ કલિંગમાં થએલ તે પરથી સ્હેજે જાણી શકાય છે કે-તેમના સમયમાં જૈનધર્મનો પ્રચાર આ પ્રદેશમાં થઇ ગએલ હોવો જોઇએ. ( જુઓ. ભાવદેવસૂરિકૃત 'પાર્શ્વનાથ ચરિત્ર.' )

ઇ. સ. પૂર્વે ૬૦૦ માં થઇ ગએલ જૈનશ્રમણ મહાવીરનો ધર્મોપદેશ આ ભૂમિ પર સારા પ્રમાણમાં થએલ. તેમ અહિંસાના ઉપદેશથી અહીની પ્રજામાં જૈનધર્મે સજ્જડ મૂળ રોપ્યાં હતાં. શિશુનાગવંશના રાજ્યકાળથી માંડી મૌર્ય અને ચેદીવંશના શાસનમાં આ પ્રદેશમાં જૈનધર્મ ઉન્નતિ પર હતો. સકળ હિંદમાં જૈનોના કેન્દ્રસ્થાનની ગણના આ પ્રદેશમાં થતી, તેમ જૈનશ્રમણો મ્હોટી સંખ્યામાં આ પ્રદેશમાં વિહાર કરતા.

ખંડગિરિ પર્વત પરની હાથીગુફામાં એક પુરાતન શિલાલેખ કોતરાએલ છે. તેમાં જણાવેલ છે કે-મહારાજા ખારવેલના રાજ્યગાદીના ચોથા વર્ષે એક જુનું ચૈત્ય તેણે સમરાવ્યું. તેમાં છત્ર તેમજ કલશો આણી આપ્યાં. કહે છે કે-રાષ્ટ્રિક અને ભોજક તેમ તેના ખંડીઆ રાજાઓમાં ત્રિરત્ન (જ્ઞાન, દર્શન અને ચારિત્ર) માં શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે તેણે આ પ્રમાણે કર્યું હતું. આ પરથી એમ જણાઇ આવે છે કે-કલિંગના પહેલા રાજાઓના સમયમાં આ ચૈત્ય બનાવેલ હતું. તેમ તેના ખંડીઆ રાજાઓમાં જૈનધર્મનો પ્રચાર કરેલ.

મૌર્યવંશીય મહારાજા ચન્દ્રગુપ્તના રાજ્યકાળથી તે મહારાજા દશરથ અને સંપ્રતિન રાજ્યશાસનમાં જૈનધર્મ આ પ્રદેશમાં ઉન્નતિ પર હતો. દરમ્યાન ઇ. સ. પૂર્વે ૨૬૧ માં સમ્રાટ અશોકના કલિંગના વિજય પછી ઓરિસ્સા ( કલિંગનો પ્રદેશ ) પોતાના રાજ્ય સથે જોડી દીધેલ. મૌર્યયુગમાં સમ્રાટ અશોકે શાક્યમુનિના ઉપદેશથી બૌદ્ધધર્મના પ્રચાર માટે જે કાર્ય કરેલ તેની જ રીતે તેમના પૌત્ર મહારાજા દશરથ અને મહારાજા સંપ્રતિ જેવા જૈન નૃપતિઓએ જૈનધર્મના પ્રચાર માટે બ્રહ્મચર્યચારીઓ અને યતિઓ દ્વારા હિંદ અને તેના બહારના પ્રદેશોમાં બહોળા પ્રમાણમાં પ્રચાર કરાવેલ હતો. ( જુઓ. પ્રભાચંદ્રસૂરિકૃત-'પ્રભાવક ચરિત્ર'માં સંપ્રતિપ્રબધ. ) મૌર્યવંશના રાજ્યકર્તાઓના સમયમાં આ જિલ્લામાં લાખ્ખોની સખ્યામાં જૈનોનો વસવાટ હતો કલિંગમાં આવેલ ખંડગિરિ, ઉદયગિરિ નામની પવિત્ર ટેકરીઓમાં રાજા, મહારાજા તેમ ધનિકોએ કોતરાવેલ શિલ્પકળામય સુયોગ્ય ગુફાઓ જૈન યતિઓ તેમ શ્રમણોથી ચારે બાજુએ ભરેલી હતી. ઉક્ત ગુફાઓ પૈકી કેટલીક ગુફાઓમાં ઇ. સ. પૂર્વેના શિલાલેખો મળી આવેલ છે જે મૌર્યકળની બ્રાહ્મીલિપિમા કોતરાએલ છે.

ખંડગિરિ પર્વતપરની હાથી ગુફામાં એક મ્હોટો શિલાલેખ સત્તર લાઇનમાં બ્રાહ્મી લિપિમા કોતરાએલ છે, જે ઇ. સ પૂર્વે બીજી શતાબ્દીના સમયનો છે. લેખના પ્રારભમાં જૈનોના "નમસ્કારમત્ર"નાં બે પદો આપેલ છે. તેમ સ્વર્ગપુરી ગુફાના શિલાલેખથી

સાબિત થાય છે કે "આ ગુફા અર્હંતોની કૃપાથી દેશના રાજાની મુખ્ય પટ્ટરાણીએ બનાવેલ " હાથી ગુફાના ઐતિહાસિક લેખ પરથી આપણને ઘણું જાણવા મળી શકે તેમ છે. મૌર્ય રાજ્યના પતન પછી કલિંગ દેશે વિરોધ જાહેર કરેલ તેમાં એક સ્વતંત્ર રાજ્ય સ્થપાઇ ગયેલ, જેનો સમય લેખ પરથી ઇ. સ. પૂર્વે. ૧૫૮થી ૧૫૩ નો જણાઇ આવે છે. શિલાલેખમાં ચેદીવંશના મહારાજા ખારવેલનું રાજકીય જીવનવૃત્તાંત બનાવેલ છે. આ રાજ્યકર્તાના સમયમાં જૈનધર્મ પૂર્ણ જાહોજલાલીએ હતો. તેમણે સકળ હિંદના વિદ્વાન જૈન યતિઓ, શ્રમણો, ભિખ્ખુઓ અને તપસ્વીઓને આમંત્રણ કરી જૈન આગમો (સાહિત્યો) નું લખાણ કરાવેલ જે તેમના શિલાલેખ પરથી સ્પષ્ટ જાણવામાં આવી શકે છે.

ઇ. સ. પૂર્વે બીજી શતાબ્દીનો એક શિલાલેખ ખંડગિરિ પર્વત પરની "વ્યાઘ્રગુફા" માં કોતરાએલ છે, તેમાં જણાવેલ છે કે આ ગુફા "નગરનાજ્જસભૂતિ"એ બનાવેલ છે.

ઇ. સ. પૂર્વે અને તે પછીના સમયમાં આ સરાક જાતિના પૂર્વજો તે સમયના રાજ્યકર્તાઓના સમયમાં લશ્કરી ખાતામાં તેમજ નૌકા ખાતામાં યુદ્ધવીર અને સેનાપતિ તરીકે કામ કરતા, જેમની ઓળખ વર્તમાનમાં તેમનાં નામો સાથે તેમના પૂર્વજોએ કરેલ રાજદ્વારી કામની ઉપાધિ "સેનેપતિ"સેનાપતિ નામથી ઓળખવામાં આવે છે. આમાંની કેટલીક પ્રજા સિંધપારની વતની હતી, જેઓ વર્તમાનમાં "સિંધુ પારિઆ" તરિકે ઓળખાય છે.

ઇ. સ. પૂર્વે ૭૫ માં કલિંગથી નીકળેલ એક લશ્કરી સૈન્યે જાવા સર કર્યું. (એનસાઇક્લો પીડીઆ ઑફ ઇન્ડીયા. પુ. ૨, સ. ૧૮૮૫)

ઇ. સ. બીજી શતાબ્દીમા આ પ્રદેશ પર આંધ્રોનું રાજ્ય શાસન ચાલતું, જેઓ બૌદ્ધ ધર્મને માનનારા હતા. તે સમયમાં મહાયાન પંથના બૌદ્ધ ભિખ્ખુઓના ઘણા ઉપદેશકોએ ઓરિસ્સાની કેટલીક પ્રજાને બૌદ્ધધર્મમાં લીધેલ.

ઇ. સ. ત્રીજી શતાબ્દીમાં આંધ્ર રાજકર્તાઓને ભગાડી કલિંગ (ઓરિસ્સા) પર પ્રાચીન ગંગવંશવાળાઓએ રાજ્ય સ્થાપિત કર્યું, જેઓ માઇસોરના પ્રાચીન ગંગવંશના કુટુંબી તેમજ જૈનધર્મને માનનારા હતા.

ઇ. સ. ૬૪૦માં પ્રખ્યાત ચીનાઇ યાત્રી હુએનસાંગ જ્યારે હિંદના પ્રવાસે આવેલ તે સમયે આ કલિંગ દેશની નોંધ તેમના યાત્રા વિવરણમાં નીચે મુજબ લીધેલ છે:

"અહીના લોકો લાંબા અને રંગે કાળાશ પર છે. સાહસિક તેમ ઓછા કપટી છે સભ્યતાની બુદ્ધિ રાખે છે. આ બૌદ્ધો નથી. દેવમંદિર સો છે. નિર્ગ્રંથ ધર્મને માનનારાની સંખ્યા દશ હજારથી અધિક છે."

નોટ—આ નોંધ કલિંગની રાજ્યધાની કંચણપુર હતું તેની લીધેલ જણાઇ આવે છે.

ઇ. સ. આઠમા સૈકાની મધ્યમાં રાષ્ટ્રકૂટના રાજા દંતીદુર્ગે કલિંગ દેશ જીતી લીધેલ.

ઇ. સ. નવમા સૈકાની શરૂઆતમાં જૈન ધર્મના પોષક પ્રખ્યાત મહારાજા અકાલવર્ષે આ પ્રદેશ જીતી લીધેલ.

### ઈ. સ. નવમી શતાબ્દી

લલિતેંદુ કેશરી ગુફા યાને સિંહગુફા પણ ખંડગિરિ પર્વત આવેલ છે, જેનો સમય મહારાજા ઉદ્યોતકેશરીના રાજ્યકાળના સંવત ૫ ના શિલાલેખ પરથી સાબિત થઇ શકે છે. ઉક્ત શિલાલેખની બીજી પંક્તિમાં જણાવેલ છે કે "श्रीकुमारपर्वतस्थाने जीर्णवापी जीर्णईशान" ઉપર્યુક્ત લેખથી જણાઇ આવે છે કે પુરાતન સમયમાં આ ખંડગિરિ તેમજ ઉદયગિરિ પર્વત "કુમાર અને કુમારી નામના પર્વતો" નામથી ઓળખવામાં આવતો. તેમ આ ગુફામાં ચોવીશ તીર્થંકરની મૂર્તિઓ તે જ સમયની કોતરાએલ છે. તેમાં મૂળ નાયક તીર્થંકર પાર્શ્વનાથની મૂર્તિ છે. વર્તમાન સમય સુધી આ પ્રદેશના સરાકો ખંડગિરિ યાત્રાએ જાય છે. અને તેઓ તેમના કુલદેવતા તરીકે પાર્શ્વનાથને માને છે.

ઈ. સ. બારમી શતાબ્દીમાં રામાનુજપંથીઓના હિંદુધર્મના ચુસ્ત ફેલાવાએ અહીંના પુરાતન ગુફામંદિરો તેમ મૂર્તિઓનો નાશ કરી જૈનોને હિંદુધર્મમા અપનાવ્યા. એ મૂર્તિઓમાંના તેમ કેટલાક શિલ્પ કળામય અવશેષોને આ જિલ્લામાં આવેલ જગન્નાથના મંદિરની ભીંતોમાં ચણાએલ જોવામાં આવે છે. (જુઓ. હીસ્ટ્રી ઓફ ઓરિસ્સા. વૉ. ૧-૨ બાય. આર. ડી. બેનરજી.)

ઇ. સ. પંદરમી શતાબ્દીના અંતમાં આ પ્રદેશપર સૂર્યવંશીય મહારાજા પ્રતાપરૂદ્રદેવ રાજ્યકર્તા થઇ ગએલ જે મહાન શક્તિશાલી હતો તેમ જૈનધર્મને માનનાર હતો.

ઇ. સ. સોળમી શતાબ્દીમાં શ્રી વલ્લભાચાર્યના વૈષ્ણવ ધર્મના ચુસ્ત પ્રચારથી આ પ્રદેશમાંના જૈનોને હિંદુધર્મમાં અપનાવ્યા. વલ્લભાખ્યાન નામના પુસ્તકમાં આ પ્રદેશના વતનીઓને "તામસ પ્રકૃતી"ના વર્ણવેલ છે, જેમકે–

अंग वंग कलिंग कैकट मागध मारू सूर सिंध
ते तामसना अघ हर्या प्रताप पद्दरज गंध. (૧ મીઠું. કડી. ૧૩)

ઇ. સ અઢારમી શતાબ્દીના અંતમા ખંડગિરિ પર મરાઠાઓએ જૈન મંદિર પુરાતન મંદિરના પાયા પર બંધાવેલ, જે વર્તમાનમાં જણાઇ આવે છે.



**જૈનધર્મ અને બૌદ્ધધર્મ**

"બૌદ્ધોના કરતાં ઘણા વધારે તીવ્ર શબ્દોમાં (સ્વરૂપમાં) જૈનધર્મે ત્યાગધર્મ પર તથા સંઘના નિયમનના સર્વ પ્રકારો પર ભાર મૂકયો છે. અને શ્રી બુદ્ધના મુકાબલામાં શ્રી મહાવીરે તત્ત્વજ્ઞાનની એક વધુમાં વધુ વિકસિત પદ્ધતિ (આત્મશ્રદ્ધાની) ઉપદેશી છે."

પ્રો. વિન્ટરનિટ્ઝ
(જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ)



भारत और जैनधर्मके

# चमकते सितारे

[सम्राट् चन्द्रगुप्त, बिंदुसार, सम्प्रति तथा खारवेलका परिचय]

लेखक

न्यायतीर्थ, विद्याभूषण पं० ईश्वरलालजी जैन, विशारद हिन्दी रत्न.

## १ चन्द्रगुप्त

भगवान महावीर से पूर्व, भारत की धार्मिक और राजनैतिक दशा अत्यन्त शोचनीय थी, चारों ओर अन्याय और अत्याचार के कारण त्राहि त्राहि मची हुई थी। ब्राह्मणों द्वारा उत्पन्न किये गये ऊंच नीच के भाव प्रबल हो उठे थे, धर्मके नाम पर निरपराध प्राणियोंकी हत्या, स्त्री और शूद्रों का अपमान तो साधारण बात थी। परन्तु भगवान महावीर के शान्तिदायक उपदेश के कारण अन्याय और अत्याचारकी ज्वालायें शान्त होने लगीं, उदार विचारोंका स्रोत बहने लगा, अहिंसा के संदेशसे प्राणियों के हृदय शान्त हुए।

परन्तु भगवान महावीर के पश्चात् भारतको अपनी उन्नत अवस्था से पतित करनेवाला एक क्षय रोग अपना विस्तार करने लगा, भारतदेश छोटे बड़े अनेक राज्यों में विभक्त होगया। छोटे से छोटा राज्य भी अपनेको सर्वोच्च समझकर अभिमान में लिप्त एवं सन्तुष्ट था। वे छोटे बड़े राज्य एक दूसरे को हड़पजाने की इच्छा से परस्पर ईर्ष्या और द्वेष की अग्नि जलाते, फूट के बीज बोते, लड़ते झगड़ते और रह जाते। सैन्यबल और शक्ति तो परिमित थी, परन्तु उन्हें संगठित होने की आवश्यकता प्रतीत न हुई, यदि एक भी शक्तिशाली राष्ट्र उस समय उन पर आक्रमण करता तो सब को ही आसानीसे हड़प कर सकता था। यद्यपि कोशल आदि राज्योंने अपनी कुछ उन्नति की, परन्तु वे भी विशाल राष्ट्र न बना सके।

इस अवसर से लाभ उठाने के लिये सिकन्दर ने ईस्वी सन् ३२७ पूर्व, भारत पर आक्रमण किया। छोटे बड़े अनेक राजाओं से लड़ता झगड़ता पंजाव तक ही पहुंचा। छोटे छोटे राजाओंने भी डरकर मुकाबला किया था उसे मार्गके इन कई अनुभवों ने हताश कर दिया, आगे न मालूम कितनों से युद्ध करना होगा, इस घबड़ाहट के कारण वह पंजाब से ही वापस चला गया।

भारतीय राजाओं की आंखे खोलने और शिक्षा के लिये इतनी ठोकर पर्याप्त थी, उन्हें अपनी छिन्नभिन्न अवस्था खटकने लगी, और अन्त में एक वीर मैदान में आया, और उसे अपना शक्तिशाली राष्ट्र निर्माण करने में सफलता प्राप्त हुई, वह वीर था सम्राट् चन्द्रगुप्त मौर्य।

इतिहास लेखकोंने चन्द्रगुप्त के विषय में एकस्वर होकर यह लिखा है, कि भारतीय इतिहास में यही सर्व प्रथम सम्राट् है, जिसने व्यवस्थित और शक्तिशाली राष्ट्र कायम ही नहीं किया, बल्कि उसका धीरता, वीरता, न्याय और नीतिसे प्रजाको रञ्जित करते हुए व्यवस्थापूर्वक संचालन किया है। यह सर्व प्रथम अमर सम्राट् चन्द्रगुप्त मौर्य जैनधर्मावलम्बी ही था, इस पर प्रकाश डालने से पूर्व उसकी संक्षिप्त जीवनी का दिग्दर्शन कर लें।

चन्द्रगुप्त, राजा नन्द के मयूरपालकों के सरदार की 'मुरा' नामक लड़की का पुत्र था। इस 'मुरा' शब्द से 'मौर्य' प्रसिद्ध हुआ, यह ऐतिहासिकों का मन्तव्य है।

उसी समय की बात है अर्थात् ३४७ ई. सन् पूर्व राजा नन्द से अपमानित होने के कारण नीतिनिपुण 'चाणक्य' उसके समूल नाश करनेकी प्रतिज्ञा कर जब पाटलीपुत्र छोड़कर जा रहा था, तो मार्ग में मयूरपालकों के सरदार की गर्भवती लड़की 'मुर'के चन्द्रपान के दोहले को इस शर्त पर पूर्ण किया, कि उससे होनेवाला बालक मुझे दे दिया जाय। ३४७ ई. सन् पूर्व बालक का जन्म हुआ।* गर्भ के समय चन्द्रपान की इच्छा हुई थी, इस लिये उसका नाम 'चन्द्रगुप्त' रखा गया। यह होनहार बालक दिन प्रतिदिन चान्दकी तरह बढ़ता हुआ कुमार अवस्थाको प्राप्त हुआ। 'होनहार बिरवान के होत चीकने पात' की कहावतके अनुसार कहा जाता है, कि चन्द्रगुप्त बचपनमें ही राजाओंके जैसे कार्य करता था। कभी साथि-

* चन्द्रगुप्त के जन्म समयके सम्बन्ध में कुछ मतभेद प्रतीत होता है, 'प्राचीन भारतवर्ष' (गुजराती) के लेखक डॉ. त्रिभुवनदास लहेरचंद शाह, चंद्रगुप्त का जन्म वीरनिर्वाण सं० १९९ तथा ईस्वी सन् ३७२ वर्ष पूर्व लिखते हैं। प्रसिद्ध ऐतिहासिक ग्रंथ 'परिशिष्ट पर्व' से भी इसी की पुष्टि होती है।

यों से कोई खेल खेलता तो ऐसा ही जिसमें स्वयं राजा बनकर साथियों को अपनी प्रजा बनाकर आज्ञा करना, न्याय करना और दण्ड देना। चन्द्रगुप्त लगभग आठ वर्ष का हुआ तब चाणक्य की दृष्टि इस बालक पर पड़ी और अपने पूर्व वचन के अनुसार चन्द्रगुप्त को असली राज्य का लोभ दे कर साथ किया, और उसे राजाओं के योग्य उचित विद्याभ्यास कराया, और नन्द के समूल नाश की तैय्यारी प्रारम्भ कर दी।

प्रारम्भ में तो चन्द्रगुप्त ने चाणक्य की नीति और अपने बल से कुछ भूमि अधिकार में कर छोटासा राज्य बना लिया, और फिर अपनी शक्ति को संगठित करना प्रारम्भ किया।

भारत से वापस चले जाने पर विश्वविजयी सिकन्दर का बैबिलोन में ई. सन् ३२३ पूर्व देहान्त होगया। पश्चिमोत्तर प्रान्त तथा पंजाब में यूनानी राज्य कायम रखने के लिये जिन को सिकन्दर छोड़ गया था, उन पर चन्द्रगुप्त ने अपनी प्रबल और संगठित शक्ति से आक्रमण किया और सब प्रान्त अपने आधीन कर लिये, एवं अन्त में चाणक्य की नीति से राजा, 'नन्द' पर विजय करने में चन्द्रगुप्त को सफलता प्राप्त हुई। इस प्रकार नन्द के मगधदेश पर अधिकार करके मगधपति सम्राट् चन्द्रगुप्त हो गया। 'परिशिष्ट पर्व' में लिखा है, कि चन्द्रगुप्त के विजय के अनन्तर नन्दकी युवती कन्या की दृष्टि पड़ी और वह चन्द्रगुप्त पर आसक्त हो गई, और नन्द ने भी प्रसन्नतापूर्वक चन्द्रगुप्त के पास चले जाने की अनुमति दी। प्राचीन भारतवर्ष (गुज०) में डॉ. त्रिभुवनदास ल. शाहने भी इस घटना पर लिखा है कि जो इतिहासज्ञ चन्द्रगुप्त को नन्द का पुत्र लिखते हैं, उनकी यह बड़ी भूल है, चन्द्रगुप्त नन्दका पुत्र नहीं बल्के दामाद था।

इस प्रकार सम्राट् चंद्रगुप्त की वीरता से मौर्य सत्ता की स्थापना हुई। लाला लाजपतरायजीके शब्दोंमें—"भारत के राजनैतिक रंगमञ्च पर एक ऐसा प्रतिष्ठित नाम आता है, जो संसार के सम्राटों की प्रथम श्रेणि में लिखने योग्य है, जिसने अपनी वीरता, योग्यता और व्यवस्था से समस्त उत्तरी भारत को विजय कर के एक विशाल केन्द्रीय राज्य के आधीन किया"।*

सैल्युकस द्वारा भेजे गये राजदूत मेगास्थनीज ने चंद्रगुप्त के राज्य पर महत्वपूर्ण प्रकाश डाला है, उसके वर्णन से यह बात स्पष्ट झलकती है कि वीरचूडामणि चंद्रगुप्त ने न्याय, शान्ति और व्यवस्था पूर्वक शासन करते हुए प्रजा को सर्व प्रकारेण सुखी एवं सन्तुष्ट किया। अपने साम्राज्य को अलग अलग प्रान्तों में विभाजित किया। वहां पर नगर शासक मंडल-म्युनिस्पलिटियां और जनपद-डिस्ट्रिक्ट बोर्ड भी कायम किया। सेना की सर्वोत्तम व्यवस्था थी, दूसरे देशों से सम्बन्ध के लिये सडकोंका निर्माण

* भारत वर्ष का इतिहास—ला. लाजपतराय.

कराया, शिक्षा के लिये विश्वविद्यालय, उपचार के लिये चिकित्सालय आदि का प्रबन्ध किया। डाक की भी उचित व्यवस्था थी। चद्रगुप्त के राज्य में बाल, वृद्ध, व्याधिपीडित, आपत्तिग्रस्त व्यक्तियों का पालन पोषण राज्य की ओर से होता था, इस प्रकार प्रजा को सन्तुष्ट रखने के लिये चंद्रगुप्तने कोई कमी नहीं रखी थी। पत्रं उसका राष्ट्र सबसे शक्तिशाली राष्ट्र था।

सम्राट् चन्द्रगुप्त के विषय में इतिहासलेखक कुछ भ्रमपूर्ण विचार रखते हैं। कोई लिखते हैं कि चन्द्रगुप्त शूद्रा का लडका था। राय साहब पं० रघुवर प्रसादजी ने अपने 'भारत इतिहास' में चन्द्रगुप्त को 'मुरा' नामक नाइन का लडका लिखा है, डाक्टर हूपर ने तो चन्द्रगुप्त और चाणक्य को ईरानी लिखने की भारी भूल की है, जिसे इतिहासज्ञ प्रामाणिक नही मानते। प्रो. वेदव्यासजी अपने प्राचीन भारत' में लिखते हैं, कि विश्वसनीय साक्षियों के आधार पर यह सिद्ध हो गया है कि चन्द्रगुप्त एक क्षत्रिय कुल का कुमार था। बौद्ध साहित्य के सुप्रसिद्ध ग्रन्थ 'महावंश' के अनुसार चन्द्रगुप्त का जन्म मोरिय जाति में हुआ था। श्री सत्यकेतु विद्यालङ्कारजी ने भी अपने 'मौर्य साम्राज्य का इतिहास' में इस सम्मतिको महत्व दिया है। 'राजपुताना गजेटियर' में 'मोरी वंश' को एक राजपूत वंश गिना है, अस्तु, जो हो अधिकांश इतिहास उस निर्णय पर पहुच गये हैं कि वह शूद्रा का पुत्र नहीं था।

हां, धर्म की आड़ मे चन्द्रगुप्त को शूद्रा का पुत्र कहने का साहस किया गया हो, ऐसा प्रतीत होता है, क्योंकि चन्द्रगुप्त जैन था, ब्राह्मणों को जैनधर्म से द्वेष था, वह इसकी समुन्नति सहन नहीं कर सकते थे। चन्द्रगुप्तने कन्धार, अफ्गिस्तान, ग्रीस, मिश्र आदिमें जैनधर्म का प्रचार किया है, इस लिये ब्राह्मणो का जैन प्रचारक को शूद्र कहना साधारण बात थी। तत्कालीन ब्राह्मणो ने कलिङ्ग देश के निवासियो को 'वेदधर्म विनाशक' तो कहा ही, साथ ही उस प्रदेश को अनार्य भूमि कह कर हृदय को सन्तुष्ट किया, उनकी कृपा से चन्द्रगुप्त को शूद्र का पुत्र कहा जाना आश्चर्य नहीं।

'राजा नन्द' के विषय में भी ऐसा ही विवाद उपस्थित होता है, कई इतिहासज्ञो ने उसे नीच जातिका लिख डाला है, परन्तु कुछ इतिहासज्ञ उस निर्णय पर पहुच गये हैं कि वह जैन था, पंजाबकेसरि लाला लाजपतरायजी ने उसको स्पष्ट करते हुए अपने 'भारतवर्ष का इतिहास' में लिखा है,—"कहते हैं नन्द राजा नीच जाति के थे" शायद यही कारण हो कि वे ब्राह्मणों और क्षत्रियों के विरोधी थे। मुनि ज्ञानसुन्दरजी महाराजने 'जैनजातिमहोदय' में सिद्ध किया है, कि नन्दवंशी सभी राजा जैन थे।

Smith's Early History of India, Page 114 में और डोक्टर शेषागिरि राव ए. ए. आदिने मगध के नन्द राजाओं को जैन लिखा है। क्यों कि जैनधर्मी होने के कारण वे आदीश्वर भगवान की मूर्ति को कलिङ्ग से अपनी राजधानी मगध में ले गये। देखिये–South India Jainism Vol. II, Page 82 इस से प्रतीत होता है कि पूजन और दर्शन के लिये ही जैन मूर्ति ले जाकर मन्दिर बनवाते होंगे। महाराजा खारवेल के शिलालेख से स्पष्ट प्रकट होता है कि नन्दवंशीय नृप जैन थे।

सम्राट् चन्द्रगुप्त के विषय में भी इतिहासज्ञों ने कुछ समय तक उसे जैन स्वीकृत नहीं किया। परन्तु खोज करने पर ऐसे प्रबल ऐतिहासिक प्रमाण मिले जिससे उन्हें अब निर्विवाद चन्द्रगुप्त को जैन स्वीकृत करना पडा। परन्तु श्री सत्यकेतुजी विद्यालङ्कारने 'मौर्य साम्राज्य का इतिहास' मे चन्द्रगुप्त को यह सिद्ध करने का असफल प्रयत्न किया है कि वह जैन नहीं था। परन्तु चन्द्रगुप्त की जैन मुनियों के प्रति श्रद्धा, जैन मन्दिरों की सेवा, एवं वैराग्य में रञ्जित हो राज का त्याग देना और अन्त में अनशनव्रत ग्रहण कर समाधि-मरण प्राप्त करना उसके जैन होनेके प्रबल प्रमाण हैं।

विक्रमीय दूसरी तीसरी शताब्दी के जैन ग्रन्थ और सातवी आठवी शताब्दी के शिलालेख चन्द्रगुप्त को जैन प्रमाणित करते हैं।

रायबहादुर डो. नरसिंहाचार्यने अपनी 'श्रवणबेलगोल' नामक इंग्लिश पुस्तक में चन्द्रगुप्त के जैनी होने के विशद प्रमाण दिये हैं। डाक्टर हविलने Indian Antiquary XXI 59–60 में तथा डोक्टर टामस साहब ने अपनी पुस्तक Jainism the Early Faith of Asoka, Page 23 में लिखा है कि चन्द्रगुप्त जैन समाज का एक योग्य व्यक्ति था। डाक्टर टामस साबने एक और जगह यहां तक सिद्ध किया है–कि चन्द्रगुप्त के पुत्र और पौत्र बिन्दुसार और अशोक भी जैन धर्मावलंबी ही थे। इस बात को पुष्ट करने के लिये जगह जगह मुद्रा राक्षस, राजतरंगिणी और आइना-ए-अकबरी के प्रमाण दिये।

हिन्दु इतिहास, के सम्बन्ध में श्री वी. ए. स्मिथ का निर्णय प्रामाणिक माना जाता है। उन्होंने सम्राट् चंद्रगुप्त को जैन ही स्वीकृत किया है। डाक्टर स्मिथ अपनी Oxford History of India में लिखते हैं कि चंद्रगुप्त जैन था इस मान्यता के असत्य समझने के लिये उपयुक्त कारण नहीं है।

मैगस्थनीज (जो चंद्रगुप्त की सभा में विदेशी दूत था) के कथनों से भी यह बात झलकती है कि चन्द्रगुप्त ब्राह्मणों के सिद्धान्तों के विपक्ष में श्रमणों (जैनमुनियों) के धर्मोपदेश को स्वीकार करता था।

मि. ई. थामस का कहना है–कि चंद्रगुप्त के जैन होने में शंकोपशंका

करना व्यर्थ है, क्यों कि इस बात का साक्ष्य कई प्राचीन प्रमाणपत्रों में मिलता है, और वे शिलालेख निस्संशय अत्यन्त प्राचीन हैं।

मि. जार्ज सी. एम थर्डवुड लिखते हैं कि चंद्रगुप्त और बिन्दुसार ये दोनों जैनधर्मावलम्बी थे। चद्रगुप्त के पौत्र अशोकने जैनधर्म को छोडकर बौद्धधर्म स्वीकार किया था। 'एनसाइक्लोपीडिया ऑफ रिलीजन' में लिखा है कि वि. सं. २९७ में संसार से विरक्त होकर चंद्रगुप्तने मैसुर प्रान्तस्थ श्रवणबेलगोल में बारह वर्ष तक जैन दीक्षा से दीक्षित होकर तपस्या की, और अन्त में तप करते हुए स्वर्ग धामको सिधारे।

मि. बी. लुइसराइस साहब कहते हैं कि चंद्रगुप्त के जैन होने में संदेह नहीं। श्रीयुत काशीप्रसादजी जायसवाल महोदय समस्त उपलब्ध साधनों परसे अपना मत स्थिर कर के लिखते हैं—"ईसा की पांचवीं शताब्दी तक के प्राचीन जैन ग्रंथ व पीछे के शिलालेख चद्रगुप्त को जैन राजमुनि प्रमाणित करते हैं, मेरे अध्ययनोंने मुझे जैन ग्रंथों के ऐतिहासिक वृत्तान्तों का आदर करने के लिये बाध्य किया है। कोई कारण नहीं है कि हम जैनियों के इस कथन को-कि चंद्रगुप्त अपने राज्य के अंतिम भाग में जिनदीक्षा लेकर मरण को प्राप्त हुआ-न मानें। मैं पहला ही व्यक्ति यह माननेवाला नहीं हूं, मि. राइस जिन्होंने 'श्रवलबेलगोल के शिलालेखों का अध्ययन किया है, पूर्णरूप से अपनी राय इसी पक्ष में दी है और मि. वी. स्मिथ भी अंत में उस ओर झुके हैं।"

सांची स्तूप के सम्बंध में इतिहासकारों का मत है कि वह अशोक द्वारा निर्माण हुआ है, और उसका सम्बंध बौद्धों से है, परंतु 'प्राचीन भारतवर्ष' (गुज.) में डॉ. त्रिभुवनदास शाह ने उस पर नवीन प्रकाश डाला है, उनका कहना है, कि सांचीस्तूप का सम्बंध जैनधर्म और चंद्रगुप्त + से है। वे कहते हैं कि मौर्य सत्ता की स्थापना के बाद सम्राट् चंद्रगुप्त ने सांचीपुर में राजमहल बंधवाकर वर्ष में कुछ समय के लिये रहना निश्चित किया।*

चंद्रगुप्तने राजत्याग लर दीक्षा लेने से पूर्व, वहीं के अनेक स्तूप जो आज भी विद्यमान हैं उनमें सबसे बडे स्तूप के घुमट की चारों ओर

---

+ इतिहास के ज्ञाता अभी इस बातका स्वीकार नहीं करते हैं, क्यों कि इस निर्णय के स्वीकार के लिए अधिक प्रबल प्रमाणों की आवश्यकता है।

* जैनग्रंथों से यह प्रतीत होता है कि श्री भद्रबाहु आचार्य एक दिन उज्जैन में पधारे थे, और चंद्रगुप्त को जो सोलह स्वप्न आये थे, उन स्वप्नों को आचार्यश्री से कह कर उनका फल कहने की प्रार्थना की थी यह भो वहीं की घटना है। इससे यह निश्चित है कि यहां पर शयन तो चंद्रगुप्तने किया ही, और शयन किया है तो उनके योग्य राजमहल अवश्य होगा।

गोलाकार दीपक रखने के लिये जो रचना हुई हुई है, उसके निर्वाह के लिये लगभग २५ हजार दीनार का ( २॥ लाख का ) वार्षिक दान दिया, यह बात सर कनिंगहाम जैसे तटस्थ और प्रामाणिक विद्वानने 'भिल्सा स्तूप' नामक पुस्तक में प्रकट की है। यह घटना सिद्ध करती है कि-"उस स्तूप का तथा अन्य स्तूपों का चंद्रगुप्त और उसके जैनधर्म से ही गाढ सम्बन्ध था अथवा होना चाहिये' यह निर्विवाद कह सकते हैं।"

सम्राट् चंद्रगुप्तने २४ वर्ष तक राज्यशासन चलाया और ई. स. २९२ पूर्व ५० वर्ष की आयु में नश्वर शरीर का त्याग किया। जैन मान्यतानुसार बारह वर्ष के भयङ्कर दुर्भिक्ष पडने पर चंद्रगुप्त राज्य त्याग कर आचार्य श्री भद्रबाहुजी का शिष्य बन मैसूर की ओर गया और श्रवणबेलगोला में + तपस्या एवं अनशन व्रत द्वारा समाधिमरण प्राप्त किया।

## २ बिन्दुसार

सम्राट् चंद्रगुप्त ने संसार से विरक्त होकर दीक्षा लेने से पूर्व अपना विशाल साम्राज्य ई. स. २९८ पूर्व अपने पुत्र बिंदुसार को दिया। ऐतिहासिकों का मत है कि बिंदुसार भी चंद्रगुप्त की तरह वीर, पराक्रमी, कुशल राजनीतिज्ञ एवं जैनधर्म का अनुयायी तथा प्रचारक था।

श्री सत्यकेतुजी विद्यालङ्कार 'मौर्य साम्राज्य का इतिहास' पृष्ठ ४२५ पर लिखते हैं कि पुराणों में बिंदुसार के अनेक नाम उल्लिखित हैं-विष्णु पुराण, कलियुग राज वृत्तान्त, दीपवंश और महावंश में 'बिंदुसार' शब्द आता है, परंतु वायुपुराण में 'भद्रसार' तथा कुछ अन्य पुराणों में 'वारिसार' शब्द आते हैं। ग्रीक लेखकोंने चंद्रगुप्त के उत्तराधिकारी का नाम यमित्रोचेटस ( Amitrochates ) लिखा है। डॉ. फ्लीट के अनुसार इसका संस्कृत स्वरूप 'अमित्रघात' या 'अमित्रखाद' है।

जैन ग्रंथों में 'बिंदुसार' का अपर नाम सिंहसेन आता है, श्री हेमचंद्राचार्यजीने परिशिष्ट पर्व में बिंदुसार नाम पडने का कारण भी दिया है-'चाणक्य, चंद्रगुप्त की सर्वथा रक्षा के लिये उसे विष खाने का अभ्यास कराने लगा और उसके लिये उसे भोजन में विष देना आरम्भ किया, परंतु एक दिन उसकी स्त्री भी उसके साथ भोजन करने बैठ गई, उस पर विष का प्रभाव हुआ, और उसकी मृत्यु हो गई। उन दिनों स्त्री गर्भवती थी, इस लिये चाणक्यने उसका पेट फडवाकर बच्चा निकलवा लिया। उस समय बालक के सिर पर बिंदुमात्र विष लगा हुआ था इस लिये उसका नाम 'बिंदुसार' पड गया।'

+ श्रमणबेलगोल के शिलालेख में जिस चद्रगुप्त का उल्लेख है वह चंद्रगुप्त सम्राट् चद्रगुप्त से भिन्न होना चाहिए, क्यों कि समय के हिसाब से सम्राट् चंद्रगुप्त का उस समय होना शक्य नहीं। -संपादक

१९वीं शताब्दी के प्रसिद्ध तिब्बती लेखक श्री तारानाथजीने बिन्दुसार के सम्बन्ध में यह लिखा है कि बिन्दुसारने चाणक्य की सहायता से सोलह राज्यों पर विजय प्राप्त की। और इस प्रकार अपना साम्राज्य एक समुद्र से दूसरे समुद्र तक विस्तृत किया।

जैन ग्रन्थों के अनुसार भी प्रतीत होता है कि चाणक्य बिन्दुसार का भी प्रधान मंत्री था। बिन्दुसार के समय में यद्यपि कोई विशेष घटना नहीं हुई, परन्तु इतना कहा जाता है कि तक्षशिला में दो बार विद्रोह उत्पन्न हुआ, परन्तु बिंदुसार के प्रभाव से किसी प्रकार की हत्याओं के बिना ही विद्रोह दबा दिये गये। बिन्दुसारने भी चन्द्रगुप्त की तरह विदेशों से सम्बन्ध कायम रखा। 'महावंश' नामक बौद्ध ग्रन्थ के अनुसार उसकी १६ रानियां और १०१ पुत्र थे।

जैन ग्रंथों से यह पाया जाता है कि बिंदुसारने कई तीर्थयात्रायें की इतना ही नहीं बल्के अनेक जिनमंदिर प्रतिष्ठित कराये।

प्रजा के सुख और मनोरञ्जन के लिये विद्यालय, जगह जगह कुयें, तालाब और बगीचे बनवाने में भी बिंदुसारने प्रचुर धन व्यय किया।

इस प्रकार २६ वर्ष तक राज्यशासन करने के उपरान्त ई. स. पूर्व २७२ में बिंदुसार का देहान्त हुआ।

## ३ महाराजा सम्प्रति

बिंदुसार के देहान्त के पश्चात् ई. पू. २७२ में अशोक मगधराज्य पर आरूढ़ हुआ। यद्यपि प्रारंभ में सम्राट् अशोक जैन था तथापि बौद्धों के प्रभाव से वह बौद्धधर्म में दीक्षित हो गया, और अपने राज्यकाल में बौद्ध धर्म का खूब विस्तार करते हुए ई. सन पूर्व २३२ तक शासन किया।

अशोक के बाद महाराजा सम्प्रतिने राज्य की बागडोर सम्भाली। कुछ ऐतिहासिकों का मत है कि अशोक के बाद उसके पुत्र कुणालने आठ वर्ष तक शासन किया और बाद में महाराजा सम्प्रतिने। परंतु अधिकांश ऐतिहासिकों का यह मत है, और जैनधर्म की भी यही मान्यता है कि अशोक का पुत्र कुणाल अपनी सौतेली माता की युक्ति से अन्धा कर दिया गया था। इस लिये उस राज्य का शासन महाराज सम्प्रतिने किया। इतिहासज्ञों का यह भी मत है कि अशोक के समय ही सम्प्रति युवराज था, इस बात की पुष्टि बौद्धों के 'दिव्यावदान' ग्रंथ में वर्णित घटना से होती है—"सम्राट् अशोकने १०० करोड़ का दान बौद्धों को देने का वचन दिया था जिसमें से ९० करोड़ तो वह बौद्धों को दे चुका था। अवशिष्ट १० करोड़ उसके पास नहीं थे. उसने राज्यकोष से दिलाने की आज्ञा की, परंतु सम्प्रतिने राज्यकोष से दिलाने में रुकावट पैदा कर दी और अशोक अपना वचन पूर्ण न कर सका।

महाराजा सम्प्रतिने जैनधर्म का खूब जोरोंसे प्रचार किया। श्रीसत्यकेतुजी विद्यालङ्कार के शब्दों में—"सम्राट् अशोक का पौत्र और कुनाल का पुत्र सम्राट् सम्प्रति जैनधर्म का अनुयायी था, इसने अपने इष्ट धर्म के प्रचार के लिये उद्योग किया, बौद्ध इतिहास में जो स्थान अशोक का है सम्प्रति का वही जैन इतिहास में है।"

सम्राट् अशोकने जगह जगह बौद्ध मंदिर और मूर्तियों का निर्माण कराया था एवं देश विदेश में बौद्धधर्म के प्रचार के लिये प्रयत्न किया था। महाराजा सम्प्रतिने भी जैनधर्म के लिये वैसे ही महत्वपूर्ण कार्य किये। जैन इतिहास के अनुसार महाराजा सम्प्रतिने सवा लाख नये जैन मंदिर, सवा करोड़ पाषाण प्रतिमायें, ९५००० मयं धातु प्रतिमायें प्रतिष्ठित कराईं, हजारों ही पुराने मंदिरों का जीर्णोद्धार कराया। सम्राट् सम्प्रतिने शत्रुञ्जय तीर्थ की यात्रा के लिये विशाल संघ निकाला। जिस में ५००० मुनियों सहित कुल ५ लाख यात्री थे। उसमें ही पन्ना, माणिक की मूर्तियां और ५००० सोने चान्दी के चैत्यालय विद्यमान थे।

कहा जाता है कि वह सम्राट् सम्प्रति प्रतिदिन एक नये मंदिर का निर्माण सुन कर भोजन करता था। सम्प्रति द्वारा निर्माण कराई हुई सैकड़ों मूर्तियां अब भी उपलब्ध हैं।

काशीप्रसादजी जायसवाल अपनी भूमिका में लिखते हैं—"अशोक के पोते महाराजा सम्प्रतिने दक्षिण देश मात्र को जैन और आर्य बना डाला"

महाराजा सम्प्रतिने अनार्य देशों में भी जैनधर्म के प्रचार के लिये साधु तैय्यार कराये, और उन्हें भिन्न भिन्न देशों में जैनधर्म के प्रचारार्थ भेजा। इस प्रकार उसके समय में अरबिस्तान, अफगानिस्तान, तुर्किस्तान, ईरान, यूनान, मिश्र, तिब्बत, चीन, ब्रह्मा, आसाम, लङ्का, आफ्रीका और अमेरिका तक जैनधर्म फैल चुका था। इस लिये सम्राट् सम्प्रति को जैनधर्मका प्रचार करनेवाला अंतिम राजर्षि कहा जाता है।

जैनधर्म पर इतनी अनन्य भक्ति और श्रद्धा होने पर भी उस वीरने किसी धर्म के अनुयायी को कष्ट नहीं दिया। प्रजा के सब मनुष्यों को समान भाव से सुख पहुंचाने का प्रयत्न किया, प्रजा के कष्ट निवारण के लिये उसने १७ हजार धर्मशालायें, एक लाख दानशालायें, हजारों तालाब, बाग और बगीचे, औषधालय और पथिकाश्रम निर्माण कराये।

सम्राट् सम्प्रतिने अपने समय में एक विशाल जैन सभा करने का विचार आचार्य श्री सुहस्तीसूरि के आगे रखा, और उनकी स्वीकृति के बाद दूर देशांतर तक मुनिराजों और धनिकों को निमंत्रण भेजा। वह सम्मेलन आचार्य श्री सुहस्तीसूरि की अध्यक्षता में हुआ, और उस समय यह प्रस्ताव रखा गया कि जैसे सम्राट् चंद्रगुप्तने बाहर विदेशों में प्रचार

किया था, वैसे ही सम्राट् सम्प्रति से भी यह आशा की जाती है, कि वे विदेश में जैनधर्म प्रचार के साधन सुलभ कर दें और होने वाली रुकावटों का निवारण करें। सारे संघ को तो यह स्वीकृत था ही सम्प्रतिने भी खड़े होकर इस आज्ञा को शिरोधार्य करने की घोषणा कर दी। इस सभा-सम्मेलन के पश्चात् जैन साधुओं को विदेश में धर्मप्रचार के लिये तैय्यार किया और उन्हें विदेश में भेजकर जैनधर्म का प्रचार कराया। उसका जो परिणाम हुआ, वह इसी प्रकरण में उपर दिया जा चुका है।

## ४ महाराजा खारवेल

भगवान महावीर के पश्चात् होनेवाले मुख्य राजाओं में कलिङ्गाधिपति महामेघवाहन चक्रवर्ती महाराजा खारवेल के वर्णन की उपेक्षा नहीं की जा सकती।

मौर्य साम्राज्य के अंतिम महाराजा ई. स. १८४ पूर्व में अपने सेनापति एवं जैनधर्म विरोधी पुष्यमित्र द्वारा धोखे से मारे गये, मौर्य साम्राज्य का अंत हो गया और उस समय पुष्यमित्र ही स्वयं उस विशाल राज्यका सञ्चालन करने लगा। पुष्यमित्र धर्मान्ध होने के कारण जैन मुनियों तथा जैन धर्मानुयायियों को अत्यन्त कष्ट पहुंचाता था। ऐसे अभिमानी राजा के गर्व को खर्व करने का श्रेय महाराजा खारवेल को प्राप्त हुआ।

महाराजा खारवेलका उज्ज्वल इतिहास हस्तीगुफा के शिलालेख से ही प्रकाश में आया है, अन्यथा महाराजा खारवेल के संबंध में कुल बातें विस्तार से जानने को शायद ही प्राप्त होतीं। इस लिये यहां पर हस्तीगुफा शिलालेख के संक्षिप्त परिचय के साथ खारवेल के जीवन पर प्रकाश डालेंगे।

महाराजा खारवेल के संबंध में प्राप्त शिलालेख कलिंग देश (वर्तमान उडीसा) के खण्डगिरि और उदयगिरि की पहाडी हस्तीगुफा मे मिला है। यह शिलालेख १५ फुट लम्बा और ५ फुट से अधिक चौड़ा है, जिस पर १७ पंक्तियां, प्रत्येक पंक्ति में ९० से १०० तक अक्षर विद्यमान हैं, एवं प्रत्येक अक्षर का आकार ३½ इंच से लेकर ¾ इंच तक पाया जाता है। ऐतिहासिकों का मत है कि उसकी भाषा पाली से मिलती है, यह लेख दो हज़ार वर्ष से अधिक प्राचीन है, इस लेख का लेखक भी जैन ही अनुमान किया जाता है, क्यों कि इसका प्रारम्भ 'नमोअरहतानं' से हुआ है, लेख से यह भी प्रतीत होता है कि बाद में उसका संशोधन भी होता रहा है, क्यों की उस पर कइयों के हाथ से खुदाई का काम प्रतीत होता है।

इस शिलालेख को सर्व प्रथम ईस्वीसन १८२० में पादरी स्टर्लिङ्गने देखा था, परंतु स्टर्लिङ्ग महोदय उसे अच्छी तरह पढ नहीं सके। उन्होंने

उसकी चर्चा इतिहासज्ञों में प्रारम्भ कर दी। एक निश्चित समय पर सैंकड़ों पुरातत्व वेत्ता युरोपियन एकत्रित हुए परंतु वे भी उसका रहस्य जानने में असफल हुए। उससे बाद यह कार्य भारत सरकार ने अपने हाथ लिया और उसी समय से भारतवर्षीय पुरातत्वज्ञ विद्वान भी इसके संबंध निरन्तर खोज करते रहे। ई. सन् १८६६ में भगवानलाल इंद्रजीने सर्व प्रथम इसका लेख प्रकाशित किया, जिससे उसका कुछ महत्त्व प्रतीत हुआ, परंतु बहुतसी बातें विवादास्पद थीं। उक्त विद्वानों के अतिरिक्त केशवलाल हर्षदराय ध्रुव, राखालदास बेनर्जी, और श्रीकाशीप्रसादजी जायसवाल के प्रयत्न से उसकी कठिनाइयां सुलझती गई। सन् १८१७ में यह निश्चय हुआ कि यह लेख महाराजा खारवेल का है, परंतु फिर भी इससे सम्बंधित अन्य बातों में इतिहासज्ञों में मतभेद रहा। उन सब समस्याओं के समाधान के अनंतर ई. सन १८२७ में सब विद्वान एक मत हो गये और श्री काशीप्रसादजी जायसवाल महोदयने यह लेख दिसम्बर १८२७ की बिहार पत्रिका में प्रकाशित कराया।

श्रीयुत काशीप्रसादजी जायसवाल अपने लेख में लिखते हैं कि "हाथी गुफावाला महामेघवाहन राजा खारवेल का लेख जैनधर्म की पुरातन जाहोजलाली पर अपूर्व एवं अद्वितीय प्रकाश डालता है। श्रमण भगवान महावीर देव प्रतिबोधित पंथ के अनुयायियों में किसी भी प्राचीन से प्राचीन नृपति का नाम यदि शिलालेख पर मिलता है तो केवल इस अकेले प्रतापी नृपति खारवेल का ही है।+

क्यों कि यह लेख दो हज़ार वर्ष से अधिक प्राचीन है इस लिये सर्दी गर्मी और वर्षा के थपेड़ों से उसके बीचबीच में कई अक्षर अस्पष्ट हैं कुछ बिगड़ चुके हैं, परंतु फिर भी सौभाग्य से सब इतिहास स्पष्ट प्रतीत हो जाता है।

शिलालेख के आधार से यह कहा जाता है कि महाराजा खारवेल का जन्म ई. सन् १९७ पूर्व चेत्रवंशी तृतीय राजवंश में हुआ था। इनके पिता का नाम बुद्धराज और पितामह का नाम खेमराज था। महामेघवाहन परम्परागत उपाधि थी। महाराजा खारवेल के १५ वर्ष तो बाल-वय में व्यतीत हुए और ९ वर्ष युवराज अवस्था में। इस प्रकार २४ वर्ष की आयु में महाराजा खारवेलने राज्यशासन चलाना प्रारम्भ किया। उनकी दो स्त्रियां थी १-वजिर घरवाली, २-सिंहप्रस्थ की सिंधुड़ा (धूसी)।

शिलालेख में जो संवत् दिया है, वह महावीर संवत् ही *है, इससे

+ जैन साहित्य संशोधक में दिये गये लेख से।

* देखो प्राचीन भारतवर्ष (गुज), ले. डा. त्रिभुवनदास ल. शाह.

इतना भली भांति प्रतीत हो जाता है कि महाराजा खारवेल जैनधर्म का अनन्य उपासक था। महाराजा खारवेल को भिक्षुराजा भी कहा जाता था।

महाराजा खारवेलने अपने राज्य के प्रथम वर्ष में प्राचीर दुर्ग आदि दृढ़ कराये, सैनिक विभाग आदि व्यवस्थित किये। और दूसरे वर्ष से ही दिग्विजय करना प्रारम्भ किया।

कलिङ्ग विजय—कलिङ्ग देश के विषय में जैन शास्त्रों में कहा है कि श्री ऋषभदेवजीने अपने पुत्र को यह प्रदेश दिया था, सम्भवतः उसीके नाम से इसका नाम कलिङ्ग हुआ। यद्यपि यह प्रदेश मगधदेश के निकटवर्ती था, परंतु चंद्रगुप्तने इस देश को अपने आधीन नहीं किया था। क्यों कि कलिङ्ग देश के वीर स्वतन्त्रता के लिये प्राण न्योछावर करना जानते थे, वे अपने देश पर किसीका भी शासन सहन करने को तैय्यार न थे, उन पर विजय करना साधारण बात नहीं थी। यद्यपि अशोकने उन पर विजय प्राप्त की थी, परंतु अशोक की मृत्यु के बाद मौर्य साम्राज्य निर्बल हो जाने से कलिङ्ग देश फिर स्वतन्त्र हो गया। और इस पर फिर आधिपत्य करने का श्रेय महाराजा खारवेल को हुआ, ई. स. १७३ पूर्व महाराजा खारवेल कलिंग राज्य के सिंहासन पर अभिषिक्त हुआ और राज्याभिषेक की सब क्रिया वैदिक रीत्यनुसार हुई।

अशोक के साम्राज्य में कलिङ्ग की राजधानी तोशली (वर्तमान धौली) थी, महाराजा खारवेलने भी वही तोशली ही राजधानी रखी।

इसके बाद महाराजा खारवेल को दक्षिणेश्वर शातकर्णी से युद्ध हुआ और इस प्रकार आन्ध्र प्रदेश पर विजय प्राप्त कर मूषिक, भोजक और राष्ट्रिक आदि देश भी जीत लिये।

महाराजा खारवेलने राज्य प्राप्ति के छट्ठे वर्ष राजसूय यज्ञ किया जिसमें प्रजा के कर आदि क्षमा किये, ब्राह्मणों को जातीय संस्थाओं के लिये भूमि प्रदान की और उनको हर तरह से सहायता दे कर सन्तुष्ट किया।

मगधदेश में पुष्यमित्रने अपना शासन दृढ़ कर लिया था, उसने यहां पर अश्वमेध यज्ञ कर अपने को सम्राट् घोषित किया। परंतु जैन धर्मानुयायियों एवं मुनियों पर उसके अत्याचार होते रहे। महाराजा खारवेलने मगधदेश पर आक्रमण कर राजगृह को घेर लिया, यहां का राजा मथुरा चला गया। महाराजा खारवेल उसे शिक्षा ही देना चाहते थे इस लिये वे वापस लौट आये परंतु पुष्यमित्र के अत्याचार बराबर बढ़ते गये और उसने जैन साधुओं को अधिक सताना शुरू किया। जैन संघ द्वारा यह समाचार खारवेल को पहुंचते रहे, प्रथम आक्रमण के चार

वर्ष बाद खारवेलने चढ़ाई की, और पुष्यमित्र को अपने आधीन कर लिया। राजा नन्द द्वारा लाई गई श्रीऋषभदेवजी की मूर्ति महाराजा खारवेल अपनी राजधानी में ले आया। मगध की चढ़ाई के विषय में श्री काशी-प्रसादजी जायसवाल कहते हैं कि— खारवेलने मगध पर दो बार चढ़ाई की थी, पहली बार गोरथगिरि का गिरि दुर्ग जो अब 'बराबर' पहाड़ कहलाता है, लिया और राजगृह पर हमला किया। उस समय यवन राजा 'डिमित' पटना या गया की ओर चढ़ाई कर रहा था, महाराजा खारवेल की वीर कथा सुनकर भाग निकला।

इस प्रकार यवनों को भारत से बाहर खदेड़ने का श्रेय भी महाराजा खारवेल को है। शिलालेख से यह भी प्रतीत होता है कि महाराजा खारवेल एक वर्ष दिग्विजय के लिये निकलते और एक वर्ष घर पर रहते हुए महल बनवाते, दान देते एवं अन्य प्रजाहित के कार्य करते थे।

महाराजा खारवेलने राज्य के ९ वें वर्ष कलिंग में महाविजय प्रासाद बनाया।

हस्तीगुफा के आसपास अन्य भी अनेक गुफायें हैं, कहा तो यहां तक जाता है कि यहां पर ७५२ गुफायें विद्यमान थीं जहां पर साधु-मुनि तपस्या करते थे, यद्यपि अब उतनी उपलब्ध नहीं तथापि हाथीगुफा की खोज करने के साथ अनन्तर गुफा, सर्प गुफा, व्याघ्र गुफा, शतधर गुफा आदि का पता लगा है। जैसे हस्तीगुफा में खारवेल का जीवन अङ्कित है वैसे मांची गुफा में श्री पार्श्वचरित्र पूर्ण अङ्कित है और गणेशगुफा पर भी पार्श्वनाथजी का कुछ चरित्र अङ्कित मिला है।

महाराजा खारवेल की दूसरी स्त्री सिंधुड़ा ने अपने पति की कीर्ति के लिये गिरिगुहा प्रासाद बनवाया जिसे अब रानीगौर कहते हैं, उसमें उसके पिता का नाम दिया है, तथा पतिको चक्रवर्ती कहा है जिसे अंग्रेजी में Emperor कहते है। डाक्टर विन्सेंट स्मिथ ने भी इसे स्वीकार किया है।

महाराजा खारवेलने भी आचार्य श्रीसुस्थितसूरि की अध्यक्षता में कुमारगिरि पर जैन सभा एकत्रित की, दूर देशान्तर से जैन मुनि और सेठ आदि अधिक संख्या में सम्मिलित हुए इस। सम्मेलन में आकर्षण था, कुमारगिरि की यात्रा होना, अनेक मुनियों के दर्शन, तथा परस्पर विचार विमर्श का अवसर प्राप्त हुआ। इस सभा का मुख्य उद्देश्य तत्कालीन दुर्भिक्ष से लुप्त होनेवाले आगमों का उद्धार करना था। आचार्यश्री के भाषण के बाद महाराजा खारवेल ने जिनागम और जिनमन्दिरों के उद्धार की घोषणा की, महाराजा खारवेल जैनधर्म प्रचार की प्रबल भावनायें रखता था, परन्तु उस वीर का ३७ वर्ष की अवस्था में स्वर्गवास हो गया।

कुछ विद्वानोंने मंचपुरी के शिलालेख से यह अनुमान लगाया है कि उसने ६७ वर्ष की आयु तक अवश्य राज्य किया होगा।

महाराजा खारवेल का कुछ परिचय हेमवंत स्थविरावली से भी मिला है, यह विक्रम की दूसरी शताब्दी के विख्यात आचार्यश्री स्कंदिलसूरि के शिष्य आचार्यश्री हेमवंतसूरिने संक्षेप में एक स्थविरावली लिखी थी, उसमें मगधका राजा नन्द और कलिंग का राजा भिक्षुराजा लिखा है।

श्रीयुत काशीप्रसादजी जायसवाल ने भी स्वीकृत किया है कि महाराजा खारवेल ने विजय के बाद साधु-सम्मेलन किया। खारवेल को महाविजयी, खेमराजा, भिक्षुराजा, धर्मराजा उपाधियां जैन संघकी ओर से मिली।

इन धार्मिक कार्यों के अतिरिक्त महाराजा खारवेल ने प्रजा के हित के लिये भी अनेक महत्वपूर्ण कार्य किये। कलिङ्ग देश में पानी का बड़ा कष्ट था, उसके लिये प्रचुर धनव्यय कर के भी मगध से नहर लाई गई, और प्रजा का कष्ट निवारण किया।

महाराजा खारवेल जैनधर्म का अनन्य भक्त था, परन्तु फिर भी उस का हृदय विशाल था, उसने किसी भी धर्मवाले को कोई कष्ट नहीं पहुंचाया। शिलालेख की १७ वीं पंक्ति में लिखा है कि महाराजा खारवेल सब मतों का समान रूप से सन्मान करता था। महाराजा का राजसूय यज्ञ करना और वैदिक रीत्यनुसार राज्यभिषेक कराना उदारता के ज्वलन्त प्रमाण हैं। उन्होंने अपने राज्य में पौर और जानपद (आजकल की तरह म्युनिसीपलेटी और डिस्ट्रिक्ट बोर्ड) कायम किये हुए थे। प्रजा के कष्ट निवारणार्थ कुयें, तालाब, बाग, बगीचे और अनेक औषधालय और पथिकाश्रम बनवाये। संक्षेप में हम निर्विवाद यह कह सकते हैं कि महाराजा खारवेल के साम्राज्य में धार्मिक स्वतन्त्रता के कारण किसी को कष्ट नहीं था। सुख, वैभव और सम्पत्ति भरपूर थी। शान्ति और आनन्द का साम्राज्य था।

# આગમોનું પર્યાલોચન

※


: લેખક :

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા

એમ એ.




આ દુનિયાને લગતી તમામ હકીકતોનું સાચું અને સંપૂર્ણ જ્ઞાન આપણામાંથી કોઈને નથી. વૈજ્ઞાનિકો પણ હજી એવું જ્ઞાન મેળવવા માટે પ્રયત્નશીલ જોવાય છે. તેમણે પ્રાપ્ત કરેલું જ્ઞાન અતિશય અલ્પ છે.[1] વળી તે સાચું જ છે એમ તો તેઓ પણ બેધડકપણે કહેવા તૈયાર નથી.[2] આવી પરિસ્થિતિમાં ધર્મનો પ્રાદુર્ભાવ ક્યારથી થયો—ક્યારથી મનુષ્યે ધર્મ સ્વીકાર્યો એનો સ્પષ્ટ નિર્દેશ કરવો અશક્ય નહિ, તો દુઃશક્ય તો છે જ.

આજે દુનિયામાં જેટલા ધર્મો—સંપ્રદાયો—પંથો—મજહબો પ્રવર્તે છે એ પ્રત્યેકના અનુયાયીઓ પોતાના પ્રાચીન, પ્રતિષ્ઠિત અને પ્રામાણિક ગ્રંથો તરીકે એકાદેક ગ્રંથનો તો ઉલ્લેખ કરે જ છે. આપણે જૈન ધર્માવલંબીઓ પણ એમ જ કહીએ છીએ. ગણધરોએ, દેવાધિદેવ તીર્થંકરના અન્ય શિષ્યોએ, પ્રત્યેક બુદ્ધોએ, શ્રુતકેવલીઓએ અને દશપૂર્વધરોએ રચેલાં શાસ્ત્રોને આપણે આપણા ધર્મના સ્તંભ તરીકે ગણીએ છીએ એ શાસ્ત્રોને આપણે 'આગમ' કહીએ છીએ એ આગમો આપણો અદ્ભુત ખજાનો છે. એના અખંડ અને વિશિષ્ટ અભ્યાસ માટે જોઈએ તેવી પ્રણાલિકાઓ અમલમાં

---

૧-૨ મહેરબાન સર શાહ સુલેમાને ગીમલામાં 'Unrealities in 'science" એ વિષય ઉપર જે ભાષણ આપ્યું હતું તેનો જે ઉતારો "The Times of India"ના તા. ૩૦-૬-૩૮ના અંક (અઠવાડિક આવૃત્તિ)માં પ્રસિદ્ધ થયો છે, તેમાંથી નીચે મુજબની પંક્તિ આના સમર્થનાર્થે હું રજુ કરું છું:

"All scientific theories must in their very nature be mere speculations When one remembers that the Sun might have existed for eight million years, the earth for two thousand million years, life on this earth for three hundred million years and man himself for three hundred thousand years, the short period of a few thousand years during which human knowledge has grown is an infinitesimal fraction of time for knowing anything about the Reality of Nature."

મૂકાયેલી જણાતી નથી. કેટલાક તો એ માટે શું કરવું જોઈએ તેથી પણ અજ્ઞાત જેવાય છે. આગમોના અવલોકન માટે એનો વિવિધ દૃષ્ટિપૂર્વક અભ્યાસ કરવો જોઈએ અને તેમ કરનારને સુગમતા થાય તે માટે સૌથી પ્રથમ તો પ્રત્યેક આગમનું સમીક્ષાત્મક સંસ્કરણ (critical edition) થવું ઘટે. આની રૂપરેખા હું અત્ર આલેખી આ લેખનું કલેવર વધારવા ઇચ્છતો નથી. એથી એના જિજ્ઞાસુને જૈન ધર્મ પ્રકાશ સુવર્ણ મહોત્સવ વિશેષાંકમાં **"પ્રગતિનો પંથ"** એ નામનો મારો જે લેખ છપાયેલો છે તેનો પ્રસ્તુત ભાગ જોવા ભલામણ કરું છું.

જેમને આગમોનું યથેષ્ટ અવલોકન કરવાની અભિલાષા હોય તેમણે નીચેની હકીકતો તરફ ધ્યાન આપવું ઘટે :—

(૧) આગમની વ્યાખ્યા અને તેનું મૂળ, (૨) આગમોની સંખ્યા, (૩) આગમોનું પ્રાચીન વર્ગીકરણ, (૪) અંગ, છેદસૂત્ર, મૂલસૂત્ર ઇત્યાદિ છ વિભાગોની ઉત્પત્તિ અને ઉપપત્તિ, (૫) આગમોનો અન્ય આગમાદિમાં નિર્દેશ, (૬) આગમોમાં ચર્ચાયેલા વિષયો (૭) આગમોના પ્રણયનકાળથી માંડીને તે તેના આજે ઉપલબ્ધ થતા સ્વરૂપ સુધીનો પ્રામાણિક ઇતિહાસ, (૮) આગમો માટે વિદ્યમાન તાડપત્રીય હસ્તલિખિત પ્રતિઓનું નિરીક્ષણ અને (૯) આગમોને લગતા વિવરણાત્મક સાહિત્યનો પરામર્શ.

આ કંઈ સંપૂર્ણ યાદી નથી તેમજ વળી એમાં ગણાવેલી હકીકતો એકબીજાથી સર્વથા ભિન્ન પણ નથી. આ તો કેવળ માર્ગદર્શન છે. અહીં સૂચવેલી તમામ હકીકતોને અનુલક્ષીને એક પુસ્તક ગુજરાતી ભાષામાં અને એક અંગ્રેજી ભાષામાં તૈયાર કરવાના મનોરથો તો હું આજે કેટલાયે વર્ષોથી સેવું છું. હાલમાં એ સબંધમાં ગુજરાતી ભાષામાં એક પુસ્તક મેં તૈયાર કર્યું છે અને તે છપાવવા માટે દ્રવ્યનો યથેષ્ટ પ્રબંધ થાય ત્યાં સુધી બેસી ન રહેતાં મેં એ છપાવવાનું સાહસ પણ ખેડયું છે, આશા છે કે અનંત-કલ્યાણી જૈન સંઘ એની યોગ્ય કદર કર્યા વિના નહિ રહે.

પ્રસ્તુતમાં આ લેખમાં હું બે ત્રણ બાબતોનો જ નિર્દેશ કરીશ, કેમકે ઉપર સૂચવ્યા મુજબ આ વિષય તો એક પુસ્તક જેટલી જગ્યા રોકે તેમ છે

**આગમોની સંખ્યા**

આગમની વ્યાખ્યા વિચારતાં આગમોની સંખ્યાની ઇયત્તા જો કે નક્કી થાય છે ખરી, પરંતુ તેનો સ્પષ્ટ નિર્દેશ તો એને લગતા અન્યાન્ય ઉલ્લેખાદિ ઉપર મુખ્યતયા આધાર રાખે છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે મૂળભૂત આગમના પ્રણયન સમયે એની સંખ્યા પ્રત્યેક ગણધરને ઉદ્દેશીને બારની હતી. એ બાર આગમોને આપણે 'દ્વાદશાંગી' યાને 'ગણિપિટક' તરીકે ઓળખીએ છીએ. એ ગણધરોના સમસમયી અને એક જ ગુરુના શિષ્યરૂપ મુનિવર્ગને હાથે રચાયેલાં શાસ્ત્રોની સંખ્યા ગણાવાય, પરંતુ તેનો નામોલ્લેખ થવો મુશ્કેલ છે. આ વિકટ પરિસ્થિતિને બાજુ ઉપર રાખતાં આપણે પંદરમા સૈકામાં આગમોની સંખ્યા ૪૫ની ગણાવાયેલી જોઈએ છીએ. અને એથી પણ આગળ વધતાં એની સંખ્યા

૮૪ની ગણાવાનો અનુભવીએ છીએ. આ તો શ્વેતાંબરોની દષ્ટિએ વાત થઈ અને તે પણ મુખ્યતયા મૂર્તિપૂજકોની; કેમકે સ્થાનકવાસીઓ અને તેરાપંથીઓ તો ૩૨ સૂત્રો-આગમો ગણાવે છે. દિગંબરોમાં આગમોની કોઈ વિશિષ્ટ સંખ્યા ગણાવાએલી હોય એમ જણાતું નથી.

**આગમોની નામાવલી**

સાહિત્યના અભ્યાસીથી એ વાત અજાણી નથી કે ખાસ કરીને પ્રાચીન કૃતિઓમાં તે તે કૃતિના નામ ભાગ્યે જ જોવાય છે. એના પ્રાથમિક નામકરણ માટે વિવરણકાર કે અવતરણકાર પ્રાયઃ કારણભૂત છે, કેમકે જે કૃતિનું વિવરણ કરવું હોય તેનો નામ–નિર્દેશ વિવરણકારને કર્યા વિના છૂટકો નથી. અને એવી રીતે જે કૃતિમાંથી અવતરણ રજુ કરવું હોય તેવા અવતરણકારને પણ અમુક અંશે તો તેમ કર્યા વિના બીજો માર્ગ નથી. આ તો પ્રાથમિક કથન સમજવાનું છે, કેમકે કોઈક કારણસર કૃતિઓની નામાવલી રજુ કરવી હોય તો ત્યારે પણ તેમ કરવા ઇચ્છનાર નામનિર્દેશ કરે એ સ્વાભાવિક છે. આપણા આગમોને ઉદ્દેશીને વિચારીશું તો જણાશે કે આ સમગ્ર કારણોનો નામનિર્દેશમાં હિસ્સો છે. દ્વાદશાંગીમાંથી **સમવાય** સિવાયના કોઈ પણ અંગમાં તેના કર્તાએ તે અંગનો નામોલ્લેખ કરેલો જોવાતો નથી. **સમવાયમાં** એ જ અંગનું નામ છે, પરંતુ એ અંગ રચું છું એવી રીતે નહિ. એ તો બાર અંગોના નામ ગણાવતી વેળા સૂચવાયેલ છે. પ્રો. **વિન્ટર્નિત્સનું** કહેવું એ છે કે આગમો પુસ્તકારૂઢ કરાયા તે સમયે આ ઉલ્લેખ ત્યાં કરાયેલો છે. એ વિવાદાસ્પદ હકીકતને હાલ તુરત જતી કરી આપણે એ નોંધી લઈએ કે બાર અંગોનાં પ્રાકૃત નામો **નંદીસુત્ત** (સૂ. ૪૫) અને **અણુઓગદ્દાર** (સૂ. ૪૨)માં અને એના સંસ્કૃત નામો સૌથી પ્રથમ વાચકવર્ય શ્રી **ઉમાસ્વાતિ** કૃત **તત્ત્વાર્થાધિગમ-શાસ્ત્ર** (અ ૧, સૂ ૨૦)ના ભાષ્યના ૯૦ મા પૃષ્ઠમાં જોવાય છે. દિગંબરીય સાહિત્ય પૈકી શ્રી કુંદકુંદ આચાર્યની કૃતિ તરીકે ઓળખાવાતી **સુદભત્તિમાં** બાર અંગોનાં નામ, દિટ્ઠિવાયના પાંચ વિભાગો, ૧૪ પૂર્વનાં નામો અને અન્ય વિભાગોનાં નામ ઉપલબ્ધ થાય છે.

આપણે આગળ વધીએ તે પૂર્વે **સમવાયાદિમાં** નિર્દેશાયેલાં બાર અંગોનાં નામો નોંધી લઈએ:—

**(૧) આયાર, (૨) સૂયગડ, (૩) ઠાણ, (૪) સમવાય, (૫) વિવાહપ-ણ્ણત્તિ, (૬) નાયાધમ્મકહા, (૭) ઉવાસગદસા, (૮) અંતગડદસા, (૯) અણુત્તરોવવાઇયદસા, (૧૦) પણ્હાવાગરણ, (૧૧) વિવાગસુય** અને **(૧૨) દિટ્ઠિવાય.**

આ પૈકી કેટલાંકનાં નામાંતર છે, જેમકે **સૂયગડનાં સુતગડ** અને **સૂત્તકડ, વિવાહપણ્ણત્તિનું ભગવઈ** ઇત્યાદિ.

આ તો અંગપ્રવિષ્ટરૂપ ગણાતી દ્વાદશાંગીની વાત થઈ. [૩]અનંગપ્રવિષ્ટરૂપ આગમોનો

[૩] અનંગપ્રવિષ્ટ કહો કે અંગ બાહ્ય કહો તે એક જ છે અંગબાહ્ય શ્રુત અનેક જાતનું છે

વિચાર કરતાં, એના જે કાલિક[4] અને ઉત્કાલિક[5] એવા બે વિભાગો પાડવામા આવ્યા છે તેની નામાવલી **નંદીસુત્ત** (સૂ. ૪૪) **અણુઓગદ્દાર** (સૂ ૪૨) અને **પક્ખિયસુત્ત** પૂરી પાડે છે એમા નિર્દેશેલા કેટલાયે ગ્રંથો આજે નામશેષ બન્યા છે.

**વવહારસુત્ત**ના દશમા ઉદ્દેશકના અંતિમ ભાગમાં તેમજ ઠાણ (સૂ. ૩૯૯)ની શ્રી **અભયદેવસૂરિકૃત** ટીકામા કયુ આગમ કેટલા દીક્ષા-પર્યાય પછી ભણાય તેનો જે ઉલ્લેખ છે તેમાં કેટલાક આગમોના નામ નજરે પડે છે. વળી ઠાણના ત્રીજા અને દશમા સ્થાનમા, **આવસ્સય નિજ્જુત્તિ**ના પ્રારભમાં અને **આવસ્સયચુણ્ણિ**ના ૩૪૧મા પત્રમાં તેમજ બીજા કેટલાક ગ્રથોમાં આગમોના છૂટાંછવાયા નામો જોવાય છે.

**અભ્યાસની દિશા**—કયા કયા આગમો કયારે કયારે હતા અને તેનું શુ સ્વરૂપ હતું અને છે એ સબધમાં યથેષ્ટ પ્રકારનો અભાવ જોવાય છે. કારણકે આજે તો આગમોનો અભ્યાસ જેવો જોઇએ તેવો ભાગ્યે જ થતો જોવાય છે કેટલાક તો કેવળ આગમોના વિવરણાત્મક સાહિત્યનો અને તે પણ અર્થના અનુસધાન પૂરતો જ અભ્યાસ કરે છે, અને મૂળના અભ્યાસથી પ્રાય અલિપ્ત રહે છે. કેટલાક કેવળ મૂળનો અભ્યાસ કરે છે અને એનુ નિજ્જુત્તિ, ચુણ્ણિ અને ટીકારૂપ વિવરણાત્મક સાહિત્ય કે જે એના ઉપર વિશિષ્ટ પ્રકાશ પાડી શકે તેમ છે તેનાથી વચિત રહે છે આ બને માર્ગમા સુધારણાને અવકાશ છે એમ મને લાગે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ એ વાત તો નિર્વિવાદ જણાય છે કે આપણા વર્તમાન આગમોની એટલે કે શ્રી **મહાવીર**સ્વામીના તીર્થની રચના પૂર્વે વેદ અને એના અંગરૂપ ગ્રથો વિદ્યમાન હતા તો આપણે એ વૈદિક સાહિત્યનો તેમજ આપણા આગમોના સમકાલીન બૌદ્ધ સાહિત્યનો અભ્યાસ કરવો જોઇએ. ખાસ કરીને એના મૌલિક ગ્રથોનો ઊડો આલોચ કરવો જોઇએ જેથી આ ભારતભૂમિ ઉપર અસાધારણ પ્રકાશ પાડનારી વૈદિક, બૌદ્ધ અને જૈન એ ત્રણે વિચાર જ્યોતિના યથેષ્ટ દર્શન થઇ શકે અને તેનો સપૂર્ણ લાભ લઇ શકાય.

**આગમોનું મહત્ત્વ**—આપણા આગમો એ હુ પૂર્વે કહી ગયો તેમ આપણો અદ્ભુત ખજાનો છે. એમા અર્થચમત્કાર ઉપરાત શબ્દચમત્કાર પણ રહેલો છે. દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગોને સ્પર્શતી એની સૂત્રરચના સૌ કોઇને મુગ્ધ બનાવે તેવી છે. એ આગમોની ભાષા અને ખાસ કરીને **આયાર**ની અને તેમા પણ એના પ્રથમ અંઝયનની ભાષા વિશેષત: આકર્ષક અને પ્રભાવક જણાય છે. આપણા આગમો એ કેવળ ધાર્મિક

---

એમ કહી **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** (અ ૧ સૂ. ૨૦)ના ભાષ્ય (પૃ ૯૦)મા **સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વન્દન, પ્રતિક્રમણ, કાયવ્યુત્સર્ગ, પ્રત્યાખ્યાન, દશવૈકાલિક, ઉત્તરાધ્યાય, દશા, કલ્પ, વ્યવહાર, નિશીથ** અને **ઋષિભાષિત**નો ઉલ્લેખ કરાયેલો છે

૪ જે, દિવસની અને રાત્રિની પ્રથમ અને અંતિમ એ બે જ પૌરૂષીમા ભણાય તે 'કાલિક' અને જે કાલવેળા છોડીને ભણાય તે 'ઉત્કાલિક' ગણાય છે

૫ 'આર્હત આગમોનુ અવલોકન" એ હાલમાં છપાતી કૃતિમા પ્રત્યેક આગમના સ્વરૂપની મીમાસા કરતી વેળા આ સબધમા મે કેટલોક નિર્દેશ કર્યો છે

માહિતીથી ભરપૂર કૃતિઓ છે એમ નહિ, કિન્તુ એમાં પ્રસંગવશાત્ વ્યાવહારિક જ્ઞાન પણ અજબ રીતે પીરસેલુ છે. એક એક આગમનું યથેષ્ટ નિરીક્ષણ કરી આ વ્યવહારિક જ્ઞાનને લગતી હકીકતો તારવી કઢાય તેમ છે અને તેમ થતાં તે ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસ ઉપર પણ અનેરો પ્રકાશ પાડશે, તેમા પણ વળી એ આગમોની નિર્જ્યુક્તિઓ, ચુર્ણિઓ અને પ્રાચીન ટીકાઓનો સર્વાંગી અભ્યાસ કરાશે તો એ વિવરણાત્મક સાહિત્ય, વર્તાઓ વગેરેનો પણ અખૂટ ભંડારરૂપ હોવાથી તે સમયના લોકજીવન ઉપર પણ દિવ્ય પ્રકાશ જરૂર પાડશે.

આ પ્રમાણે અનેકવિધ વિશિષ્ટતાવાળા આપણા આગમોના પર્યાલોચન પરત્વે, આ વિશેષાંકની મર્યાદાને ખ્યાલમાં રાખી મે જે કંઈ નિર્દેશ કર્યો છે તેને ધ્યાનમા રાખી, આગમના અખંડ અભ્યાસી બનવા ખાસ કરીને આપણા મુનિવરોને વિનવતો અને વિશેષાંકની યોજના સફળ બનો એમ ઇચ્છતો હું વિરમુ છુ.

સાકડીશેરી, ગોમતીપુરા, સુરત, તા ૨૦-૭-૩૮

## અંજલી

મહાવીર અલૌકિક પુરૂષ હતા, એમના જ જેવો બીજો કોઇ પુરૂષ થયો નથી વિચારની એમની પ્રબળતા વિશે; તપશ્ચર્યા વિશે, સાધુ જીવનમા એમના દુઃખસહન વિશે, એમના પુરૂષાર્થ વિશે અને માનવજાતિથી દૂર રહેવાની એમની વૃત્તિ વિશે આગળ કહી દીધુ છે, વળી માણસને સસારના બધનમાં બાંધનાર કર્મ ઉપર એમણે પોતાનો ખાસ સિદ્ધાત રચ્યો છે એ પણ કહ્યુ છે. એકંદરે અત્યાર સુધી આપણને એ, તપસ્વીના આદર્શ રૂપે જ દેખાયા છે. પણ વાસ્તવિક રીતે તો એ ઉપરાંત એમનામાં બીજું ઘણું વધારે હતું. એ મહાન્ વિચારક હતા, વિચારકોમાં એ અગ્રેસર દર્શનકાર હતા એમના સમયની સૌ વિદ્યાઓમા એ પારગત હતા, પોતાની તપશ્ચર્યાના બળે એ વિદ્યાઓને એમણે રચનાત્મક સ્વરૂપ આપી પૂર્ણ બનાવી હતી અને પ્રબળ સિદ્ધાન્તતત્ત્વની અદર ગોઠવી કાઢી હતી.

પ્રો. લોયમાન

(જૈનસાહિત્યનો સક્ષિપ્ત ઈતિહાસ)

## શ્રમણ ભગવાન મહાવીરસ્વામી પછીના એક હજાર વર્ષની

# ગુરુ-પરંપરા



લેખક

મુનિરાજ

શ્રી ન્યાયવિજયજી

### આમુખ અગિયાર ગણધરો

**तेण कालेण तेण समयेण**–તે કાળે અને તે સમયે–પ્રભુ મહાવીરસ્વામીનુ નિર્વાણ થયું તે જ રાત્રે અવન્તિપતિ ચંડપ્રદ્યોતનું અવસાન થયુ, અને પાલક કુમાર તેની ગાદીએ આવ્યો બીજે દિવસે પ્રાતઃકાળે પ્રભુ મહાવીરના પ્રથમ ગણધર અને મુખ્ય શિષ્ય શ્રી ગૌતમ–ઇન્દ્રભૂતિ–ને કેવળજ્ઞાન પ્રગટ થયુ

ગૌતમસ્વામીનુ જન્મસ્થાન મગધ દેશમા ગુબ્બર (ગોબર આજે જેને કુંડનપુર કહે છે તે) ગામ હતુ તેમના પિતાનુ નામ વસુભૂતિ અને માતાનુ નામ પૃથ્વીદેવી હતુ તે ત્રણ ભાઈ હતા **ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ** અને **વાયુભૂતિ** તેમનુ ગોત્ર ગૌતમ હતુ એ ત્રણે ભાઈ ચારે વેદના પારગામી અને ચૌદ વિદ્યાના જાણકાર હતા અને પાચસો બ્રાહ્મણ શિષ્યોના ગુરૂ હતા તેમને ત્રણેને એક એક સશય હતો ભગવાન મહાવીરસ્વામીએ એ સશયનુ સમાધાન કર્યું એટલે એમણે તેમની પાસે પોતાના બધા શિષ્યો સાથે દીક્ષા અગીકાર કરી હતી તેમની સાથે સાથે જ બીજા આઠ વિદ્વાન બ્રાહ્મણોએ પણ દીક્ષા અગીકાર કરી હતી ભારદ્વાજ ગોત્રના **આર્યવ્યક્તે** પાચસો શિષ્યો સાથે અગ્નિવેશ્યાયન ગોત્રના આર્ય **સુધર્મા** સ્વામીએ પાચસે શિષ્યો સાથે, વસિષ્ઠગોત્રના આર્ય **મંડિતપુત્રે** સાડા ત્રણસે શિષ્યો સાથે કાશ્યપગોત્રના આર્ય **મૌર્યપુત્રે** સાડા ત્રણસો શિષ્યો સાથે ગૌતમગોત્રના આર્ય **અકંપિતે** ત્રણસો શિષ્યો સાથે હારિદ્રાયણ ગોત્રના આર્ય **અચલભ્રાતાએ** ત્રણસો શિષ્યો સાથે અને કૌડિન્ય ગોત્રના સ્થવિર આર્ય **મેતાર્યે** તથા સ્થવિર **પ્રભાસે** ત્રણસો ત્રણસો શિષ્યો સાથે, પોતપોતાના સશય ટળવાથી દીક્ષા લીધી

આ અગિયાર ગણધરમાના નવ ગણધરો તો મહાવીરસ્વામીની વિદ્યમાનતામા જ, **રાજગૃહી** નગરીમા એક માસનુ અનશન કરી મોક્ષે ગયા હતા એટલે ગૌતમસ્વામી અને સુધર્માસ્વામી એ બે જ બાકી રહ્યા હતા આ બેમા પણ ગૌતમસ્વામી પ્રભુમહાવીરના નિર્વાણ પછી બીજે જ દિવસે કેવળજ્ઞાની થયા એટલે શ્રી સઘના નાયક સુધર્માસ્વામી જ ગણાયા અને બધા ગણધરોના શિષ્યો તેમની આજ્ઞામા વર્તવા લાગ્યા આ રીતે પ્રભુ

મહાવીરના મુખ્ય પટ્ટધર સુધર્માસ્વામી થયા આથી મે પણ તેમને જ પ્રથમ પટ્ટધર માની આ લેખમાં તેમની પટ્ટપરંપરા વર્ણવી છે.

ગૌતમસ્વામી પચાસ વર્ષ ગૃહસ્થપર્યાયમા, ત્રીસ વર્ષ સાધુપર્યાયમાં-ગણધરપદમાં રહી પ્રભુ મહાવીરની સેવામા અને બાર વર્ષ કેવળી પર્યાયમા ગાળી વીર નિ. સ. ૧૨માં ૯૨ વર્ષનું આયુષ્ય ભોગવી નિર્વાણ પામ્યા. સાધુઓમા તો યુગપ્રધાન પટ્ટાવલી, વાચક પટ્ટાવલી અને સ્થવિરાવલી વગેરે મળે છે તે બધાનો અહીં ઉલ્લેખ નથી કર્યો માત્ર ગુરુપટ્ટાવલીના આધારે વીરનિર્વાણ પછીના એક હજાર વર્ષમાંના પટ્ટપરંપરાગત આચાર્યોનું વર્ણન આપ્યુ છે. આ સાથે જ એક હજાર વર્ષમા થયેલ કેટલાક રાજાઓની સવતવાર ટૂંકી યાદ અહીં આપું છુ:

| રાજા | રાજ્યકાળ | વીરનિ. સં. | રાજા | રાજ્યકાળ | વીરનિ. સં. |
|---|---|---|---|---|---|
| પાલક | ૬૦ | ૬૦ સુધી | ગર્દભિલ્લ | ૧૩ | ૪૬૬ સુધી |
| નવનંદ | ૧૫૦ | ૨૧૫ ,, | શક | ૪ | ૪૭૦ ,, |
| મૌર્યરાજ્ય | ૧૦૮ | ૩૨૩ ,, | વિક્રમ રાજા | ૬૦ | ૫૩૦ ,, |
| પુષ્યમિત્ર | ૩૦ | ૩૫૩ ,, | ધર્માદિત્ય | ૪૦ | ૫૭૦ ,, |
| બલમિત્ર ભાનુમિત્ર | ૬૦ | ૪૧૩ ,, | ભાઇલ્લ | ૧૧ | ૫૮૧ ,, |
| | | | નાઇલ્લ | ૧૪ | ૫૯૫ ,, |
| નભોવાહન | ૪૦ | ૪૫૩ ,, | નાહડ | ૧૦ | ૬૦૫ ,, |

આ પ્રમાણે વીર નિ૦ સં૦ ૬૦૫ સુધીના રાજાઓની વંશાવલીની ક્રમશઃ યાદી મળે છે. વીર નિ૦ સ૦ ૬૦૫ પછી શક સવત શરૂ થાય છે, જેનો અનુક્રમ ગળાતો નથી.

હવે પ્રસ્તુત લેખમાં સુધર્માસ્વામીથી શરૂ થતી ગુરુપટ્ટપરંપરા આપી છે તે નીચે મુજબ છે.

### ૧ સુધર્માસ્વામી

મગધદેશમાં કોલ્લાક સન્નિવેશ નામક ગામમાં અગ્નિવેશ્યાયન ગોત્રમાં **ધમ્મિલ્લ વિપ્ર** નામક બ્રાહ્મણને ત્યાં તેમનો જન્મ થયો હતો તેમની માતાનું નામ **ભદ્દિલા** હતુ. તેમનુ લગ્ન વત્સગોત્રની એક કન્યા સાથે થયું હતું. તેમને એક પુત્રી પણ હતી તેઓ ચારવેદના પાઠી અને પાંચસો બ્રાહ્મણ પુત્રોના ગુરુ હતા. તેમને 'જે જેવો હોય તે તેવો થાય' એ વિષયમા સદેહ હતો ભ મહાવીરે તેનું નિરાકરણ કરવાથી પોતાના ૫૦૦ શિષ્યો સાથે તેમણે ૫૦ વર્ષની વયે દીક્ષા લીધી હતી, ૩૦ વર્ષ સુધી પ્રભુની સેવા કરી તેઓ ૧૨ વર્ષ લગી ગણનાયક પદે રહ્યા. પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થતાં ૮ વર્ષ લગી સર્વજ્ઞ અવસ્થા ભોગવી કુલ ૧૦૦ વર્ષનું આયુષ્ય પાળી વીર નિ. સ. ૨૦ માં તેઓ વૈભારગિરિ ઉપર નિર્વાણ પામ્યા

આજે જે એકાદશાંગી[1] વિદ્યમાન છે તેના રચયિતા સુધર્માસ્વામી છે. તેમજ આજે

[1] એકાદશાંગીના નામ: ૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ, ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ, ૫ ભગવતી, ૬ જ્ઞાતાધર્મકથા, ૭ ઉપાસક દશાંગ, ૮ અંતકૃતદ્દશાંગ, ૯ અનુત્તરોપપાતિક, ૧૦ પ્રશ્નવ્યાકરણ અને ૧૧ વિપાકસૂત્ર

જૈનસંઘમાં જે સાધુસમુદાય છે તેના અધિપતિ પણ તેઓ જ છે. ભ. મહાવીરના ૧૧ ગણધરોમાં આ પાંચમા હતા.

### ૨ જંબૂસ્વામી

રાજગૃહીનગરીમાં ઋષભદત્ત બ્રાહ્મણને ત્યાં તેમનો જન્મ થયો હતો. તેમની માતાનું નામ ધારિણી હતુ. માતાએ સ્વપ્નમાં જાંબૂનું વૃક્ષ જોયું હતુ તેથી તેમનું નામ જંબૂકુમાર પાડવામાં આવ્યુ. તેમણે સુધર્માસ્વામીના ઉપદેશથી ચતુર્થ–બ્રહ્મચર્ય–વ્રત અંગીકાર કર્યું હતુ. આ પછી ઘરે આવ્યા પછી માતાપિતાએ આગ્રહ કરી તેમનું ૮ શ્રીમંત કન્યાઓ સાથે લગ્ન કરાવ્યુ, પણ જંબૂકુમારે દૃઢતાથી પોતાનુ વ્રત પાળ્યું અને એ આઠે કન્યાઓને ઉપદેશ આપી પોતાની સાથે દીક્ષા લેવા માટે તૈયાર કરી. આ વખતે પ્રભવ નામનો ચોર ચોરી કરવા આવ્યો હતો તેને પણ એ ઉપદેશની અસર થઇ, એટલે તે પણ પોતાના ૪૯૯ સાથીઓ સાથે દીક્ષા લેવા તૈયાર થયો. બીજી બાજુ એ આઠ કન્યાનાં માબાપ અને જંબૂકુમારનાં માબાપ પણ સંસાર ત્યાગવા તૈયાર થયા. આ પ્રમાણે ૮ કન્યાઓ, ૧૮ માબાપ, પ્રભવવગેરે ૫૦૦ ચોર અને જંબૂકુમાર પોતે એમ ૫૨૭ જણાએ સુધર્માસ્વામી પાસે દીક્ષા અંગીકાર કરી. જંબૂકુમારની ઉમર ૧૬ વર્ષની હતી. તેઓએ વીસ વર્ષ છદ્મસ્થ અવસ્થામાં રહી ગુરુની સેવા કરી. ૪૪ વર્ષ[2] સુધી તેઓ યુગપ્રધાનપદ ઉપર રહ્યા. છેવટે વીર નિ૦ સં૦ ૬૪માં ૮૦ વર્ષની વયે તેઓ નિર્વાણ પામ્યા. તેમના નિર્વાણનો સંવત સૂચવતી ગાથા આ પ્રમાણે મળે છે.

> बारसवरसेहिं गोयमो सिद्धो वीराओ वीसहिं सुहम्मो।
> चउसट्ठीए जंबू वुच्छिन्न तत्थ दसठाणा ॥

આ ગાથામાં જંબૂસ્વામીના નિર્વાણ પછી જે દસ ચીજોનો વિચ્છેદ થયો માનવામાં આવે છે તે આ પ્રમાણે જાણવી:—

> मणपरमोहि पुलाए आहारग खगउवसमे कप्पे ।
> संजमतिय[3] केवल सिज्झणा य जंबूम्मि वुच्छिन्ना ॥

આ રીતે આ પાંચમા આરામાં નિર્વાણ પામનાર છેલ્લામાં છેલ્લા મહાપુરુષ તે જંબૂસ્વામી થયા. તેમની પછી કોઇ મોક્ષે ગયુ નથી.

### ૩ પ્રભવસ્વામી

વિંધ્યાચળ પર્વતની તળેટીમાં આવેલ જયપુર નગરમાં કાત્યાયન ગોત્રના રાજા જયસેનને ત્યાં તેમનો જન્મ થયો હતો. તેમને વિનયધર નામનો નાનો ભાઇ હતો. રાજાએ વિનયધરને યોગ્ય જાણી રાજગાદી તેને આપી, આથી પ્રભવને દુઃખ લાગ્યું અને તે દેશ છોડી ચાલી નીકળ્યો. ભાવીના બળે તે ભીલની પલ્લીમાં જઇ ૪૯૯ ચોરનો સરદાર બન્યો અને ચોરીના ધંધાથી પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. એક વાર પોતાના બધાય

---

૨ શ્રી ધર્મસાગરજી મહારાજ કૃત "તપાગચ્છપટ્ટાવલી" માં લખ્યું છે કે 'चतुश्चत्वारिंशद्वर्षाणि युगप्रधानपर्याये चेति'।

૩ ત્રણે સંયમ-ચારિત્રને એક સાથે ગણીએ તો જ દસ વસ્તુઓ થાય છે, નહી તો બાર થાય છે.

સાથીઓ સાથે તે રાજગૃહીમાં જંબૂસ્વામીના ઘરમાં જ ચોરી કરવા ગયો. તે વખતે જબૂકુમાર પોતાની સ્ત્રીઓને ઉપદેશ આપતા હતા. આ ઉપદેશની અસર પ્રભવ અને તેના ચોર-સાથીદારો ઉપર પણ થઇ. પરિણામે તે બધાએ પોતાનો અધમ ધંધો છોડીને જંબૂસ્વામી સાથે સુધર્માસ્વામી પાસે દીક્ષા લીધી.[૪] દીક્ષા વખતે તેમની વય ૩૦ વર્ષની હતી. તેમણે ૪૪ વર્ષ ગુરુસેવા કરી અને ૧૧ વર્ષ યુગપ્રધાનપદ ભોગવ્યું.

પોતાની પાટને યોગ્ય પુરુષની તપાસ કરતાં, તેમને કોઇ પણ યોગ્ય પુરુષ નહીં મળી આવતાં તેમણે જ્ઞાનનો ઉપયોગ મૂક્યો. તેમાં તેમણે જણાયું કે—શય્યંભવભટ્ટ જે તે વખતે બ્રાહ્મણ ગુરૂ પાસે યજ્ઞ કરાવી રહ્યો છે તે પોતાની પાટને યોગ્ય છે. આથી પોતાના બે શિષ્યોને તેની પાસે મોકલી 'अहो कष्टमहो कष्टं तत्त्वं न ज्ञायते परम्' કહેવરાવી તેને ઉપદેશ્યો—કે હિંસાથી કાંઇ જ લાભ નથી થાય. આથી શય્યંભવે પોતાના બ્રાહ્મણ ગુરુ પાસે જઇ, તલવાર કાઢી પૂછ્યુ, 'મહારાજ, આમાં સત્ય શું છે તે કહો!' બીકના માર્યા ગુરૂએ તરત જણાવ્યું 'આ યજ્ઞસ્તંભ નીચે શાંતિનાથની પ્રતિમા છે. અને તેના પ્રભાવથી યજ્ઞનો મહિમા ફેલાયો છે. પછી એ જિનમૂર્તિ બહાર કાઢી, તેના દર્શનથી પ્રતિબોધ પામી શય્યંભવ ભટ્ટે પ્રભવસ્વામી પાસે દીક્ષા લીધી.

શય્યંભવ ભટ્ટને યોગ્ય જાણી પ્રભવસ્વામીએ શાસનધુરા તેમના હાથમાં સોંપી. અને અનુક્રમે વીર નિ૦ સં૦ ૭૫માં[૫] ૮૫ વર્ષની વયે તેઓ સ્વર્ગે ગયા.

### ૪ શય્યંભવસ્વામી-સૂરિ

તેમનાં માતા-પિતાનું નામ નથી મળતું. તેઓ જાતે યજુર્વેદી બ્રાહ્મણ હતા. તેમનું ગોત્ર વત્સસ હતુ. એક વખત તેઓ રાજગૃહીમાં યજ્ઞ કરાવતા હતા ત્યાંથી પ્રભવસ્વામીએ તેમને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. જ્યારે તેમણે દીક્ષા લીધી ત્યારે તેમની પત્ની સગર્ભા હતી. થોડા સમયે તેણે એક પુત્રને જન્મ આપ્યો. આ પુત્રે પણ બાલ્યાવસ્થામાં જ પિતા પાસે દીક્ષા લીધી તેનું નામ મનક મુનિ રાખવામાં આવ્યું. દીક્ષા પછી જ્યારે

૪ જંબૂસ્વામી અને પ્રભવસ્વામી વગેરે ૫૨૭ જણાએ એકી સાથે દીક્ષા લીધી હતી તેના સ્મારકરૂપે મથુરામાં ૫૨૭ સ્તૂપ બન્યા હતા. 'હીર સૌભાગ્ય' કાવ્યના ૧૪ મા સર્ગમાં તેનો આ પ્રમાણે ઉલ્લેખ મળે છે:

> जंबूप्रभवमुख्यानां मुनीनामिह स प्रभुः।
> ससप्तविंशतिं पंचशतीं स्तूपान् प्रणेमिवान् ॥ २९० ॥

૫ વીરવંશાવલીમાં લખ્યું છે કે 'વીર નિ સં૦ ૭૫.માં પાર્શ્વપ્રભુની પટ્ટપરંપરામાં થયેલા રત્નપ્રભસૂરિજીએ ઓઇસા (ઓસિયા) નગરમાં ચામુંડા દેવીને પ્રતિબોધી ઘણા જીવોને અભયદાન દીધું અને તેનું નામ સાચ્ચિયલા (સચ્ચાઇકા) પાડયું પુનઃ એ જ નગરીના રાજા ઉદયદેવ પરમારને પ્રતિબોધી તેની સાથે ૧૯૯૦૦૦ ગોત્રીઓને જૈનધર્મમાં સ્થિર કર્યા, અને ત્યાં પાર્શ્વપ્રભુની પ્રતિમા સ્થાપી આ વખતથી ઉપદેશ જ્ઞાતિ અને ઉપદેશગચ્છ સ્થપાયાં, જે અત્યારે ઓસવાલજ્ઞાતિના નામથી ઓળખાય છે આ રીતે ઓસવાલ સમાજના આદ્ય ઉત્પાદક શ્રી રત્નપ્રભસૂરિજી છે.

આવી જ રીતે ભિન્નમાલમાંથી જે જૈનો થયા તે શ્રીમાલ અને પદ્માવતીનગરીમાંથી જે જૈનો થયા તે પોરવાલ કહેવાયા

ગુરૂએ જાણ્યું કે તેનું આયુષ્ય અલ્પ છે ત્યારે ગુરૂએ પોતાના શિષ્યનું જીવન ઉજ્જ્વળ કરવા માટે તેને સાધુધર્મમાં સ્થિર કરવાના આગ્રહથી **દશવૈકાલિક** સૂત્ર બનાવ્યું. આ ગ્રંથના અધ્યયનથી છ માસના ટૂંકા ગાળામાં આત્મકલ્યાણ સાધી મનક મુનિ સ્વર્ગે ગયા.

આ દશવૈકાલિક સૂત્ર આજે પણ વિદ્યમાન છે. અને ચાર મૂળ[૬] સૂત્રોમાં તે પ્રથમ ગણાય છે. તેમાં સાધુઓનાં આચારનું વર્ણન છે આ સૂત્રનું મહત્ત્વ બતાવતી નીચેની ગાથાઓ ધર્મસાગર ઉપાધ્યાયે 'તપગચ્છપટ્ટાવલી'માં આપી છેઃ

> **कृतं विकालवेलायां दशाध्ययनगर्भितम् ।**
> **दशवैकालिकमिति नाम्ना शास्त्रं बभूव तत् ॥ १ ॥**
> **अतः परं भविष्यंति प्राणिनो ह्यल्पमेधसः ।**
> **कृतार्थास्ते मनकवत् भवंतु त्वत्प्रसादतः ॥ २ ॥**
> **श्रुतांभोजस्य किंजल्कं दशवैकालिक ह्यदः ।**
> **आचम्याचम्य मोदन्तामनगारमधुव्रताः ॥ ३ ॥**
> **इति संघोपरोधेन श्रीशय्यंभवसूरिभिः ।**
> **दशवैकालिको ग्रंथो न संवव्रे महात्मभिः ॥ ४ ॥ परिशिष्टपर्व ।**

શય્યંભવસૂરિ ૨૮ વર્ષ ગૃહસ્થાવાસમાં, ૧૧ વર્ષ ગુરૂસેવામાં અને ૨૩ વર્ષ યુગપ્રધાનપદે રહી કુલ ૬૨ વર્ષનું આયુષ્ય ભોગવી વીર નિ૦ સ૦ ૯૮માં સ્વર્ગે ગયા.

**૫ યશોભદ્રસ્વામી-સૂરિ**

આમનો વિશેષ પરિચય નથી મળતો તેઓ તુંગીકાયન ગોત્રના હતા. તેમણે ૨૨ વર્ષની ભર યુવાન વયે શય્યંભવસૂરિ પાસે દીક્ષા લીધી હતી. દીક્ષા પછી ૧૪ વર્ષ ગુરૂ સેવામાં અને ૫૦ વર્ષ યુગપ્રધાનપદે રહી ૮૬ વર્ષની વયે વીર નિ૦ સ૦ ૧૪૮માં તેઓ સ્વર્ગે ગયા.

**વિશેષતા**—અત્યાર સુધી આચાર્યની પાટે એક જ આચાર્ય આવતા. પણ યશોભદ્રસૂરિની પાટે બે આચાર્યોનાં નામ મળે છે. આનું કારણ એ છે કે યશોભદ્રસૂરિના પ્રથમ પટ્ટધરનું આયુષ્ય અલ્પ હોવાથી બીજા આચાર્ય ભદ્રબાહુસ્વામી તેમની પાટે ગણાયા. આ રીતે છઠ્ઠી પાટે બે આચાર્યોનાં નામ મળે છે. કોઇ કોઇ સ્થળે બન્ને નામો ભિન્ન ગણીને સંખ્યામાં વધારો કરેલો મળે છે.

**૬ સંભૂતિવિજયસૂરિ અને ભદ્રબાહુસ્વામી-સૂરિ**

સંભૂતિવિજયસૂરિનો વધુ પરિચય નથી મળતો. તેમણે ૪૨ મે વર્ષે દીક્ષા લીધી હતી, ૪૦ વર્ષ ગુરૂસેવા કરી હતી અને ૮ વર્ષ યુગ પ્રધાનપદે રહ્યા હતા આ રીતે ૯૦ વર્ષની વયે વીર નિ૦ સં૦ ૧૫૬મા તેઓ સ્વર્ગે ગયા. આ આચાર્ય મહારાજ શ્રી સ્થૂલીભદ્રજીના ગુરૂ તરિકે ઘણી ખ્યાતિ પામ્યા છે.

---

[૬] ચાર મૂળ સૂત્રોના નામ : ૧ દશવૈકાલિક ૨ ઉત્તરાધ્યયન, ૩ ઓઘનિર્યુક્તિ, ૪ આવશ્યક યથાર્થ સાધુવૃત્તિનું જ્ઞાન કરાવનારા આ સૂત્રો સાધુઓને પ્રથમ ભણાવાય છે તેથી **મૂળસૂત્ર** કહેવાય છે

ભદ્રબાહુસ્વામીનો જન્મ દક્ષિણમાં પ્રતિષ્ઠાનપુર નગરમાં, બ્રાહ્મણ જ્ઞાતિમાં, પ્રાચીન ગોત્રમાં થયો હતો. કહેવાય છે કે તેમને વરાહમિહીર નામનો ભાઇ હતો. યશોભદ્રસૂરિના ઉપદેશથી બન્ને ભાઇઓએ તેમની પાસે દીક્ષા લીધી હતી. બન્ને ભાઇ ગુરુસેવામાં રહી શાસ્ત્રાભ્યાસમાં નિપુણ થયા હતા, પરન્તુ વરાહમિહીરનો સ્વભાવ ક્રોધી હોવાથી ગુરુએ તેને આચાર્યપદને અયોગ્ય જાણી ભદ્રબાહુને આચાર્યપદ આપ્યું. આથી વરાહમિહીરનો ક્રોધ વિશેષ વધ્યો, પણ તે કાંઇ ન કરી શક્યો. ગુરુના સ્વર્ગગમન પછી ભદ્રબાહુ પાસે તેણે આચાર્યપદ માગ્યું, પણ તેમણે પોતાના સ્વર્ગસ્થ ગુરુની ઇચ્છા પ્રમાણે તે માટે ઇન્કાર કર્યો. આથી વરાહમિહીરે ગુસ્સામાં આવી સાધુવેશનો ત્યાગ કરી રાજ્યાશ્રય લીધો. ત્યાં ગયા પછી પણ તેણે અનેક પ્રસંગે ભદ્રબાહુનો વિરોધ કર્યો, પણ કંઇ સફળતા ન મળી પ્રશંસા મેળવવાના લોભમાં તેણે ત્યાં સુધી ગપ હાંકી કે 'સિંહલગ્નના સ્વામીએ મારા ઉપર પ્રસન્ન થઇને મને ગ્રહમંડલનું નિરીક્ષણ કરાવ્યું જેથી હું જ્યોતિષ-નિમિત્ત જાણવામાં સૌથી શ્રેષ્ઠ છું' પણ આ ગપ વધુ વખત ન ચાલી છેવટે તે અપમાનિત થઇ મરણ પામી વ્યંતર બન્યો અને શ્રીસંઘને ઉપદ્રવ કરવા લાગ્યો. છેવટે ભદ્રબાહુસ્વામીએ તે ઉપદ્રવના નિવારણ માટે ઉવસગ્ગહરસ્તોત્ર[૮] બનાવ્યું જે અત્યારે પણ મહાપ્રાભાવિક ગણાય છે.

ભદ્રબાહુસ્વામીએ જૈનશાસન અને જૈનસાહિત્ય ઉપર બહુ ઉપકાર કર્યો છે. તેઓએ આ પ્રમાણે દશ નિર્યુક્તિઓ રચી છે: ૧ આવશ્યક નિર્યુક્તિ, ૨ પચ્ચક્ખાણ નિર્યુક્તિ, ૩ ઓઘનિર્યુક્તિ, ૪ પિંડનિર્યુક્તિ, ૫ ઉત્તરાધ્યન નિર્યુક્તિ, ૬ આચારાંગ નિર્યુક્તિ, ૭ સુયગડાંગ નિર્યુક્તિ, ૮ દશવૈકાલિક નિર્યુક્તિ, ૯ વ્યવહાર નિર્યુક્તિ અને ૧૦ દશાકલ્પ નિર્યુક્તિ.

આ ઉપરાંત ૭ છેદ સૂત્રો પણ તેમણે રચ્યાં છે: ૧ નિશીથ, ૨ બૃહત્કલ્પ, ૩ પંચકલ્પ, ૪ વ્યવહાર, ૫ દશાશ્રુતસ્કંધ અને ૬ મહાનિશીથ. દશાશ્રુતસ્કંધમાંથી કલ્પસૂત્રનું ઉદ્ધરણ પણ તેમણે જ કર્યું છે, જે સૂત્ર પર્યુષણા પર્વના છેલ્લા પાંચ દિવસોમાં સંઘ સમક્ષ વંચાય છે. આ રીતે તેઓ જૈનશાસનના મહાન ઉપકારી છે. તેમના માટેની નીચેની બે સ્તુતિઓ મનનીય છે:

> उवसग्गहरं थुत्तं काउणं जेण संघकल्लाणं।
> करुणापरेण विहियं स भद्दबाहु गुरु जयंइ ॥
>
> ( વિજયપ્રશસ્તિ ટીકા, પૃ० ૧૧૮ ની સંગ્રહગાથા)

> यत्कीर्तिगंगां प्रसृतां त्रिलोक्यामालोक्य किं षण्मुखतां दधान ।
> जगद्भ्रमीभिर्जननीं दिदृक्षुर्गंगासुतोऽध्यास्त मयूरपृष्ठम् ॥
>
> ( હીરસૌભાગ્ય કાવ્ય, પૃ० ૧૫૧ )

---

૭ ઈતિહાસવેત્તા મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી માને છે કે આ ઘટના બીજા ભદ્રબાહુસ્વામી સાથે સંગત થાય છે.

૮ આ સ્તોત્રનું મહત્ત્વ બતાવતાં હીરસૌભાગ્યકાર (સર્ગ ૪, શ્લો. ૨૯માં) લખે છે કે:

> उपप्लवो मंत्रमयोपसर्गहरंस्तवेनावधि येन संघात् ।
> जनुष्मतो जांगुलिकेन जाग्रद्गरस्य वेगः किल जांगुलिभिः ॥२९॥

સંઘ ઉપર મહાન્ ઉપકારકારી શ્રી ભદ્રબાહુસ્વામી ૭૬ વર્ષની ઉંમરે વીર નિ સં૦ ૧૭૦ માં કુમારગિરિ પર્વત ઉપર સ્વર્ગે ગયા. તેમણે ૪૫ વર્ષની વયે દીક્ષા લઈ, ૧૭ વર્ષ સુધી ગુરૂસેવા કરી ૧૪ વર્ષ યુગપ્રધાનપદ ભોગવ્યું હતું. તેમના વખતમાં જિનશાસનનુ મહત્ત્વ વધારનારો એક પ્રસંગ બન્યો હતો તે આ પ્રમાણે છે :

પોતાના ગુરૂભાઇ શ્રી સંભૂતિવિજયસૂરિના શિષ્ય સ્થૂલીભદ્રજી તેમની પાસે પૂર્વજ્ઞાનનો અભ્યાસ કરવા ઇચ્છતા હતા. પણ ભદ્રબાહુસ્વામી તે વખતે નેપાલમાં ધ્યાનમાં રહેતા હોવાથી તેમને વાચના આપવાનો અવકાશ ન હતો. શ્રીસઘને આ વાતની જાણ થતાં તેણે બે ગીતાર્થો દ્વારા તેમને કહેવરાવ્યુ કે 'આપ સાધુઓને વાચના આપો ' પ્રથમ તો ભદ્રબાહુજીએ ના પાડી. આથી ફરી શ્રીસંઘે તેમને પૂછાવ્યુ કે 'શ્રીસંઘની આજ્ઞા ન માને તેને શુ પ્રાયશ્ચિત્ત આવે ?' સૂરિજી સંઘની મહત્તા સમજતા હતા એટલે તેઓ તરત જ સમજી ગયા અને અમુક અમુક સમયે પાંચસો સાધુઓને વાચના આપવાનું સ્વીકાર્યું. શ્રીસંઘનું કેટલું મહત્ત્વ છે તે આ પ્રસંગ ઉપરથી સારી રીતે સમજી શકાય છે તેઓ શ્રુતકેવલી અને સપૂર્ણ ચૌદ પૂર્વના જ્ઞાતા હતા.

**દિગંબર માન્યતાનો જવાબ**—ભદ્રબાહુસ્વામી માટે દિગબર ગ્રથોમાં તેમના વખતે શ્વેતાંબર દિગંબરના ભેદ પડયા; મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તે તેમની પાસે દીક્ષા લીધી વગેરે વાતો મળે છે. પરન્તુ વીર નિ૦ સં૦ ૧૭૦ માં ચદ્રગુપ્ત રાજા હતો જ નહી. વળી ભદ્રબાહુસ્વામી પોતાના સ્વર્ગગમન વખતે દક્ષિણમાં ગયા જ નથી. આ રહ્યાં એ સબધી દિગબર વિદ્વાનોનાં મતો :

૧. શ્રવણબેલગોલના ચંદ્રગિરિ પર્વતમાના એક શિલાલેખમાં ભદ્રબાહુ અને ચદ્રગુપ્તનો ઉલ્લેખ છે. આ લેખ શક સ૦ ૫૭૨ આસપાસનો હોવાનું અનુમાન છ. આ ઉપરથી એટલો નિર્ણય થાય છે કે વિક્રમની આઠમી સદીના પ્રારંભમા દિગંબરામાં એ માન્યતા હતી કે મૌર્ય સમ્રાટ ચદ્રગુપ્તે ભદ્રબાહુ પાસે દીક્ષા લીધી હતી. પણ એ લેખમા ભદ્રબાહુને ન તો શ્રુતકેવલી લખ્યા છે કે ન તો ચદ્રગુપ્તને મૌર્ય લખ્યો છે.

૨. હરિષેણકૃત 'બૃહત્કથા કોશ'માં મળે છે કે ઉજ્જયિનીના રાજા ચંદ્રગુપ્તે ભદ્રબાહુ પાસે દીક્ષા લીધી હતી. આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે પાટલીપુત્રના મૌર્ય ચદ્રગુપ્તે દીક્ષા નહોતી લીધી, કિન્તુ ઉજ્જયિનીના ચદ્રગુપ્તે દીક્ષા લીધી હતી અર્થાત્ આ ચદ્રગુપ્ત પણ જુદો અને ભદ્રબાહુ પણ જુદા. વળી આ ગ્રથ શકે સં૦ ૮૫૩ નો બનેલો છે એટલે પ્રાચીન પણ ન ગણાય

૩. પાર્શ્વનાથ વસતીમા શક સં૦ ૫૨૨ ની આસપાસનો એક શિલાલેખ મળે છે, તેમાં સાફ લખ્યુ છે, કે-"શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામીની પરંપરામાં થયેલ નિમિત્તવેત્તા ભદ્રબાહુએ દુકાલ સબધી ભવિષ્યવાણી કરી." અર્થાત્ આ નિમિત્તવેત્તા ભદ્રબાહુ જુદા અને શ્રુતકેવલી ભદ્રબાહુ જુદા સમજવા.

૪. ભટ્ટારક રત્નનદીકૃત "ભદ્રબાહુ ચરિત્ર" જે ૧૬ મા સૈકાના પ્રારભનુ છે, તેમાં તો ચંદ્રગુપ્તને અવન્તિ દેશને જીતનાર અને ઉજ્જયિનીના રાજા તરીકે સબોધ્યો છે. અર્થાત્ જેણે દીક્ષા લીધી હતી તે રાજા ચંદ્રગુપ્ત મૌર્ય ચંદ્રગુપ્ત ન હતો.

રૂપ કર્યું. આ વાતની ભદ્રબાહુસ્વામીને ખબર પડતાં તેમણે સ્થૂલભદ્રજીને વધુ વિદ્યા માટે અયોગ્ય જાણી પૂર્વનું જ્ઞાન આગળ આપવાની ના પાડી, પણ શ્રીસંઘના આગ્રહથી છેલ્લાં બાકી રહેલાં સાડાત્રણ પૂર્વ મૂળમાત્ર શિખવ્યાં. આ રીતે સ્થૂલભદ્રજી ૧૦ll પૂર્વ અર્થ સહિત અને ૩ll પૂર્વ મૂળ શિખ્યા. તેઓ અંતિમ ચૌદ પૂર્વધર થાય, તેમણે કોશા વેશ્યાને પ્રતિબોધી શ્રાવિકા બનાવી હતી. તેમને માટે કહ્યું છે કેઃ—

> केवली चरमो जंबूस्वाम्यथ प्रभवः प्रभुः।
> शय्यंभवो यशोभद्रः संभूतिविजयस्तथा।
> भद्रबाहुः स्थूलिभद्रः श्रुतकेवलिनो हि षट्।

જંબૂસ્વામી છેલ્લા કેવળી થયા અને સ્થૂલિભદ્ર સુધીના છ આચાર્યો શ્રુતકેવળી થયા.

સ્થૂલિભદ્રજીના સમયમાં એક મહાન્ રાજ્યક્રાન્તિ થઇ : નંદ વંશનો વિનાશ થયો અને મહાપંડિત ચાણક્ય મંત્રીશ્વરે મૌર્ય સામ્રાજ્યની સ્થાપના કરી. આ અરસામાં જ જૈન-સંઘમાં 'અવ્યક્ત' નામનો ત્રીજો નિહ્નવ[૯] થયો.

### આર્ય મહાગિરિસૂરિ અને આર્ય સુહસ્તિસૂરિ

આર્ય મહાગિરિનો વધુ પરિચય નથી મળતો. તેઓ એલાપત્ય ગોત્રના હતા. તેમણે ૩૦ વર્ષની વયે સ્થૂલિભદ્રજી પાસે દીક્ષા લીધી હતી. ૪૦ વર્ષ ગુરુસેવામાં અને ૩૦ વર્ષ યુગ પ્રધાનપદે રહી બરાબર ૧૦૦ વર્ષની વયે વીર નિ૦ સં૦ ૨૪૫ માં સ્વર્ગવાસી થયા. તેઓ મુખ્ય પટ્ટધર અને ગચ્છનાયક હોવા છતાં પોતે જિનકલ્પની તુલના કરતા હોવાથી ગચ્છની વ્યવસ્થા અને સંભાળ તેમના નાના ગુરુભાઈ આર્ય સુહસ્તિસૂરિ કરતા હતા. આ કારણે જ એક પાટે બે આચાર્યો થયા. તેઓ પરમ ત્યાગી અને એકાન્તપ્રિય હોવાથી ગચ્છની સારસંભાળનું કામ આર્ય સુહસ્તિસૂરિને માથે હતું.

આર્ય મહાગિરિજીના સમયમાં નીચે પ્રમાણે ચોથા અને પાંચમા નિહ્નવો થયા :

વીર નિ૦ સં૦ ૨૨૦ માં આર્ય મહાગિરિજીના શિષ્ય કૌડિન્યના શિષ્ય અશ્વમિત્રે 'સામુચ્છેદિક' મત (શૂન્યવાદ) સ્થાપ્યો એટલે તે ચોથો નિહ્નવ ગણાયો. અને વીર નિ. સં૦ ૨૨૮ માં તેમના શિષ્ય ધનગુપ્તના શિષ્ય ગંગદત્તે 'દ્વિક્રિય' મત સ્થાપ્યો એટલે તે પાંચમો નિહ્નવ ગણાયો. આ બન્ને નિહ્નવોના મતો લાંબો સમય ચાલ્યા નહીં. તેમના મતનું અસ્તિત્વ લોપાઇ ગયું અને પછીના કેટલાક નિહ્નવોના મત બીજામાં ભળી ગયા.

આર્ય સુહસ્તિસૂરિનો પણ વિશેષ પરિચય નથી મળતો. 'પરિશિષ્ટ પર્વ'માં લખ્યું

---

૯ વીર નિ૦ સં૦ ૬૦૯ સુધીમાં ૭ નિહ્નવો થયા. નિહ્નવ એટલે સત્યને ગોપવવું. ભ. મહાવીરના અવિભક્ત સંઘમાં નિહ્નવોએ સિદ્ધાંતભેદ અને ક્રિયાભેદથી નવા મતો કાઢ્યા છે. પ્રથમના બે નિહ્નવો જમાલી અને તિષ્યગુપ્ત ભ. મહાવીરના નિર્વાણ પૂર્વે અનુક્રમે ૧૪ અને ૧૬ વર્ષે થયા છે. તેથી તેમનો વિશેષ પરિચય નથી આપ્યો બાકીનાનો પણ વિષયાંતરના ભયથી નથી આપ્યો. જિજ્ઞાસુઓએ એ વસ્તુ આવશ્યક નિર્યુક્તિ તથા વિશેષાવશ્યક ભાષ્યમાંથી જોવી.

૫. ભટ્ટારક શુભચંદ્રજી તો પ્રથમ ગધર ભદ્રબાહુને જ સંબોધે છે. અર્થાત્ શ્રુતકેવલી ભદ્રબાહુ સાથે મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તને કશો સબધ નથી.

૬. સરસ્વતી ગચ્છની નંદીપટ્ટાવલીનો જેમનાથી પ્રારંભ થાય છે તે બીજા ભદ્રબાહુ છે અને તેમના શિષ્ય ગુપ્તિગુપ્ત છે. ડૉ. ફ્લીટનું માનવું છું આ બીજા ભદ્રબાહુએ દક્ષિણની યાત્રા કરી હતી, અને ચંદ્રગુપ્ત એ એમના શિષ્ય ગુપ્તિગુપ્તનું જ બીજું નામ છે. અર્થાત્ આ બીજા ભદ્રબાહુ વિક્રમના બીજા સૈકામા થયા છે.

દિગંબર ગ્રંથોની જેમ શ્વેતાંબર ગ્રંથોમાં શ્રુતકેવલી ભદ્રબાહુ સ્વામી પાસે મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે દીક્ષા લીધાનો ક્યાંય ઉલ્લેખ નથી. એક તો એ બન્ને સમકાલીન નથી, વળી જેમ ચાણક્ય મંત્રીના અંતિમ અનશનનો ઉલ્લેખ મળે છે તેમ જો મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે દીક્ષા લીધી હોત તો તેનો ઉલ્લેખ પણ જરૂર મળત. આવો મહાપ્રતાપી સમ્રાટ દીક્ષા લે અને તેનો ઉલ્લેખ સુધાં ન મળે એ વાત સંભવિત નથી લાગતી.

આ માટે વિશેષ જિજ્ઞાસુએ "વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના" તથા "દિગંબર શાસ્ત્ર કૈસે બને" શીર્ષક નિબંધો જોવા. મે પણ અહીં તેનો જ ઉપયોગ કર્યો છે.

### ૭ સ્થૂલિભદ્રજી

મગધ દેશના પાટલીપુત્ર (હાલનું પટણા) નગરમાં, બ્રાહ્મણ જાતિમાં ગૌતમ ગોત્રવાળા શકડાળ મંત્રીને ત્યા તેમનો જન્મ થયો હતો. તેમની માતાનું નામ લક્ષ્મી દેવી હતું. તેમના પિતા કુલ પરંપરાગત મંત્રી પદે હતા અને એ બધા જૈનધર્મી હતા. પ્રથમ નંદના વખતથી તેમના કુટુંબમાં મંત્રીપદ ચાલ્યું આવતુ હતું. શકડાળ નવમાં નંદના મંત્રી હતા. સ્થૂલભદ્રજીને સિરિયક (શ્રીયક) નામે ભાઇ અને જખ્ખા, જખ્ખદિન્ના ભૂયા, ભૂયદિન્ના, સેણા, વેણા અને રેણા નામની સાત બહેનો હતી.

યુવાવસ્થામાં સ્થૂલભદ્ર કોશા નામક વેશ્યનો અનુરાગમાં પડયા હતા. તેમના પિતા મંત્રી શકડાળ વરરૂચિનામક બ્રાહ્મણના પડયંત્રના ભોગ બની રાજકોપથી બચવા પોતાના પુત્રના હાથે જ ભરરાજસભામાં, મરણ પામ્યા હતા. તેમના મરણ પછી વરરૂચિનું કાવતું ફરી ગયું અને સિરિયકના કહેવાથી રાજાએ સ્થૂલભદ્રને મંત્રીપદ માટે નિમંત્રણ મોકલ્યું. બારે વર્ષે કોશાનું ઘર છોડી સ્થૂલભદ્ર રાજસભામાં ગયા, અને મંત્રીપદના સ્વીકારનો જવાબ વિચાર કરીને આપવાનું કહ્યું. ઉદ્યાનમાં વિચાર કરતાં કરતાં તેમને સાધુપણું લેવું યોગ્ય જણાયું અને ત્યાં જ વેશપરિવર્તન કરી રાજસભામા જઇ 'ધર્મલાભ' પૂર્વક બોલ્યાઃ

> हस्ते मुद्रा मुखे मुद्रा मुद्रा स्यात् पादयोर्द्वयोः ।
> तत्पश्चात् गृहे मुद्रा व्यापारं पंचमुद्रिकम् ॥ १ ॥

પછી સંભૂતિવિજયસૂરિ પાસે જઇ સવિધિ દીક્ષા લીધી અને શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. આ અરસામાં ભયંકર બાર દુકાળી પડી તેથી શ્રુતજ્ઞાન ઘટવા લાગ્યું હતું. સ્થૂલભદ્રજીએ અન્તિમ શ્રુતકેવળી ભદ્રબાહુ સ્વામી પાસે જઇ પૂર્વનો અભ્યાસ કર્યો. એક વખત તેમની સાત બહેનો તેમને વદનાં કરવા આવી. તે વખતે તેમણે પોતાનું જ્ઞાન બતાવવા સિંહનું

રૂપ કર્યું. આ વાતની ભદ્રબાહુસ્વામીને ખબર પડતાં તેમણે સ્થૂલભદ્રજીને વધુ વિદ્યા માટે અયોગ્ય જાણી પૂર્વનું જ્ઞાન આગળ આપવાની ના પાડી, પણ શ્રીસંઘના આગ્રહથી છેલ્લાં બાકી રહેલાં સાડાત્રણ પૂર્વ મૂળમાત્ર શિખવ્યાં. આ રીતે સ્થૂલભદ્રજી ૧૦ll પૂર્વ અર્થ સહિત અને ૩ll પૂર્વ મૂળ શિખ્યા. તેઓ અંતિમ ચૌદ પૂર્વધર થાય, તેમણે કોશા વેશ્યાને પ્રતિબોધી શ્રાવિકા બનાવી હતી. તેમને માટે કહ્યું છે કેઃ—

केवली चरमो जंबूस्वाम्यथ प्रभवः प्रभुः।
शय्यंभवो यशोभद्रः संभूतिविजयस्तथा।
भद्रबाहुः स्थूलिभद्रः श्रुतकेवलिनो हि षट्।

જંબૂસ્વામી છેલ્લા કેવળી થયા અને સ્થૂલિભદ્ર સુધીના છ આચાર્યો શ્રુતકેવળી થયા.

સ્થૂલિભદ્રજીના સમયમાં એક મહાન્ રાજ્યક્રાન્તિ થઇ : નંદ વંશનો વિનાશ થયો અને મહાપંડિત ચાણક્ય મંત્રીશ્વરે મૌર્ય સામ્રાજ્યની સ્થાપના કરી. આ અરસામાં જ જૈન-સંઘમાં 'અવ્યક્ત' નામનો ત્રાજો નિહ્નવ[૯] થયો.

### આર્ય મહાગિરિસૂરિ અને આર્ય સુહસ્તિસૂરિ

આર્ય મહાગિરિનો વધુ પરિચય નથી મળતો. તેઓ એલાપત્ય ગોત્રના હતા. તેમણે ૩૦ વર્ષની વયે સ્થૂલિભદ્રજી પાસે દીક્ષા લીધી હતી. ૪૦ વર્ષ ગુરુસેવામાં અને ૩૦ વર્ષ યુગ પ્રધાનપદે રહી બરાબર ૧૦૦ વર્ષની વયે વીર નિ૦ સં૦ ૨૪૫ માં સ્વર્ગવાસી થયા. તેઓ મુખ્ય પટ્ટધર અને ગચ્છનાયક હોવા છતાં પોતે જિનકલ્પની તુલના કરતા હોવાથી ગચ્છની વ્યવસ્થા અને સંભાળ તેમના નાના ગુરુભાઈ આર્ય સુહસ્તિસૂરિ કરતા હતા. આ કારણે જ એક પાટે બે આચાર્યો થયા. તેઓ પરમ ત્યાગી અને એકાન્તપ્રિય હોવાથી ગચ્છની સારસંભાળનું કામ આર્ય સુહસ્તિસૂરિને માથે હતું.

આર્ય મહાગિરિજીના સમયમાં નીચે પ્રમાણે ચોથા અને પાંચમા નિહ્નવો થયા :

વીર નિ૦ સં૦ ૨૨૦ માં આર્ય મહાગિરિજીના શિષ્ય કૌડિન્યના શિષ્ય અશ્વમિત્રે 'સામુચ્છેદિક' મત (શૂન્યવાદ) સ્થાપ્યો એટલે તે ચોથો નિહ્નવ ગણાયો. અને વીર નિ. સં૦ ૨૨૮ માં તેમના શિષ્ય ધનગુપ્તના શિષ્ય ગંગદત્તે 'દ્વિક્રિય' મત સ્થાપ્યો એટલે તે પાંચમો નિહ્નવ ગણાયો. આ બન્ને નિહ્નવોના મતો લાંબો સમય ચાલ્યા નહીં. તેમના મતનું અસ્તિત્વ લોપાઇ ગયું અને પછીના કેટલાક નિહ્નવોના મત બીજામાં ભળી ગયા.

આર્ય સુહસ્તિસૂરિનો પણ વિશેષ પરિચય નથી મળતો. 'પરિશિષ્ટ પર્વ'મા લખ્યું

૯ વીર નિ૦ સં૦ ૬૦૯ સુધીમા ૭ નિહ્નવો થયા. નિહ્નવ એટલે સત્યને ગોપવવું. ભ મહાવીરના અવિચ્છિન્ન સંઘમાં નિહ્નવોએ સિદ્ધાંતભેદ અને ક્રિયાભેદથી નવા મતો કાઢ્યા છે. પ્રથમના બે નિહ્નવો જમાલી અને તિષ્યગુપ્ત ભ. મહાવીરના નિર્વાણ પૂર્વે અનુક્રમે ૧૪ અને ૧૬ વર્ષે થયા છે. તેથી તેમનો વિશેષ પરિચય નથી આપ્યો બાકીનાનો પણ વિષયાંતરના ભયથી નથી આપ્યો જિજ્ઞાસુઓએ એ વસ્તુ આવશ્યક નિર્યુક્તિ તથા વિશેષાવશ્યક ભાષ્યમાંથી જોવી.

છે કે આર્ય મહાગિરિજી તથા આર્ય સુહસ્તિજી બન્ને બાલ્યાવસ્થામાં સાધ્વીજી દ્વારા પાલિત–રક્ષિત થયા હતા. જુઓ :

तौ हि यक्षार्यया बाल्यादपि मात्रेव पालितौ ।
इत्यार्यापपदौ जातौ महागिरिसुहस्तिनौ ॥ पर्व १०, श्लो० ३७।

તેઓ માલવદેશની રાજધાની ઉજ્જયિનીમાં ચતુર્માસ રહ્યા હતા ત્યારે તેમણે ભદ્રા શેઠાણીના પુત્ર અવંતિસુકુમારને પ્રતિબોધી દીક્ષા આપી હતી. અવન્તિસુકુમારે દીક્ષા લીધી તે જ દિવસે સ્મશાનમાં અનશન કર્યું અને એ જ રાતે શીયાળણીએ તેમને પોતાનું ભક્ષ્ય બનાવ્યા. પાછળથી તેમની માતાએ પણ વહુઓ સાથે દીક્ષા લીધી. અવન્તિસુકુમાર મરણ પામી નલિનીગુલ્મ વિમાનમાં દેવ થયા. કેટલાક વર્ષ પછી અવન્તિસુકુમારના પુત્રે પોતાના પિતાના સ્વર્ગવાસસ્થાને અવન્તિપાર્શ્વનાથનું ભવ્ય મંદિર બંધાવ્યું.

स्थाने स्वबप्तुस्त्रिदिवंगतस्य व्यधादवन्तिसुकुमालसूनुः।
नाम्ना महाकाल इतीह पुण्यपानीयशालामिव सर्वशालाम्

( હીરસૌભાગ્યકાવ્ય, સર્ગ ૪, શ્લોક ૪૨. )

આ ઉપરાંત આર્ય સુહસ્તિજીએ સમ્રાટ્ અશોકના પૌત્ર અને ભાવી ભારતસમ્રાટ્ સંપ્રતિને યુવરાજ અવસ્થામાં જ પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો હતો. ભારતસમ્રાટ્ બન્યા પછી પણ સંપ્રતિએ જૈનધર્મનું શ્રદ્ધા પૂર્વક પાલન કરી ભારતમાં અને ભારત બહાર જૈનધર્મનો પ્રચાર કર્યો હતો. સંપ્રતિનું ૧૦૦ વર્ષનું આયુષ્ય હતું અને જૈનધર્મ સ્વીકાર્યા પછી તેને રોજ એક જિનમંદિર બંધાવવાની પ્રતિજ્ઞા હતી. તેણે સવાલાખ જિનમંદિરો, છત્રીસ હજાર મંદિરોનો જીર્ણોદ્ધાર, સવાક્રોડ જિનબિંબ, પંચાણુ હજાર ધાતુ પ્રતિમાઓ અને સાતસો દાનશાળાઓ કરાવી હતી. તેણે સૂરિજીના ઉપદેશથી અનેક તીર્થોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને કેટલેક સ્થળે નવાં મંદિરો બંધાવ્યાં હતાં. સંક્ષેપમાં તેણે નીચે પ્રમાણે સુકાર્યો કરાવ્યાનો ઉલ્લેખ મળે છે:

શકુનિવિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો. મરૂદેશમાં ધાંધણી નગરમાં પદ્મસ્વામીનું, પાવાગઢમાં સંભવનાથનું, હમીરગઢમાં પાર્શ્વનાથનું, ઇલોરગિરિમાં નેમિનાથનું, પૂર્વ દિશામાં રોહીશનગરમાં સુપાર્શ્વનાથનું, પશ્ચિમમાં દેવપત્તનમાં......નું, ઇડરગઢમાં શાંતિનાથનું મંદિર બંધાવ્યું. તેણે સિદ્ધાચળ, સીવંતગિરિ ( સમેતશિખર ? ), ગિરનાર, શંખેશ્વર, નદીય ( નાંદીયા, જ્યાં જીવિતસ્વામીની મૂર્તિ છે. ), બામણવાડા આદિ સ્થાનોની સંઘ સાથે યાત્રાઓ કરી હતી. ત્યાં રથયાત્રાઓ પણ કરી હતી. કમલમેર પર્વત ઉપર સંપ્રતિએ બંધાવેલું જિનમંદિર વિદ્યમાન છે એમ " ટાંડરાજસ્થાન"માં ઉલ્લેખ છે.

તે વખતે જૈનોની સંખ્યા કરોડોની હતી. નિરાધાર, ગરીબ, અનાથ અને નિર્દોષ પ્રાણીને કોઇ ન મારે તે માટે સંપ્રતિએ ફરમાન કાઢયાં હતાં. વળી તે વખતના સાધુ સમુદાયને એકત્રિત કરી જૈનધર્મના પ્રચાર માટે જુદા જુદા પ્રદેશોમાં સાધુઓના વિહારની સગવડ કરી આપી હતી.

આર્ય સુહસ્તિજી વીર. નિ. સં. ૨૯૧માં સ્વર્ગવાસી થયા અને તે પછી બે જ વર્ષે વીર નિ સં. ૨૯૩મા સંપ્રતિનો સ્વર્ગવાસ થયો. સુધર્માસ્વામીથી લઇને આર્યસુહસ્તિ સુધી **નિર્ગ્રન્થગચ્છ** કહેવાયો.

**૯ સુસ્થિતસૂરિ અને સુપ્રતિબદ્ધસૂરિ**

આ બન્ને આચાર્યો એક જ ગુરુના શિષ્ય અને વ્યાઘ્રાપત્ય ગોત્રના છે. બન્નેએ ઉદયગિરિ, ખંડગિરિની ગુફામાં કરોડવાર સૂરિમંત્રનો જાપ કર્યો હતો તેથી નિર્ગ્રન્થગચ્છનું બીજું નામ **કૌટિકગચ્છ** પડ્યું. [૧૦]આ ગચ્છનો પરિચય હીરસૌભાગ્ય ( સર્ગ ૪ શ્લોક ૪૪ )માં આ પ્રમાણે છે :

**प्रीतिं सृजंति पुरुषोत्तमानां दुग्धाम्बुराशेरिव पद्मवासा ।**
**हृदाजिनं बिभ्रत आविरासीत् तत्सूरियुग्मादिह कौटिकाख्यः ॥,**

આ સૂરિમહારાજે જ્યાં જાપ કર્યો હતો તે સ્થાને મહામેઘવાહન રાજા ખારવેલે [૧૧] એક સ્થાન બનાવી ત્યાં શિલાલેખ કોતરાવ્યો હતો.

સુસ્થિતસૂરિ વીર નિ. સં. ૩૭૨માં સ્વર્ગવાસી થયા. આ સમયે આર્ય ખપુટાચાર્ય વિદ્યમાન હતા.[૧૨]

---

૧૦ આર્ય મહાગિરિજીના બીજા શિષ્યો બહુલ અને બલિસ્સહ થયા તેમાં બલિસ્સહના શિષ્ય **ઉમાસ્વાતિ વાચક** થયા. તેમણે તત્ત્વાર્થાધિગમસૂત્ર, પ્રશમરતિ, શ્રાવકપ્રજ્ઞપ્તિ આદિ પાંચસો પ્રકરણ રચ્યાં હતાં. તેમના શિષ્ય શ્યામાચાર્યજી થયા તેમનુ બીજુ નામ કાલિકાચાર્ય હતું અને તેમણે ઇંદ્રને નિગોદનુ સ્વરૂપ સમજાવ્યું હતું. તેમણે પન્નવણા સૂત્ર રચ્યુ હતુ. તેઓ વીરનિ૦ સં૦ ૩૭૬ માં સ્વર્ગે ગયા તેમના શિષ્ય સાંડિલ્ય થયા, જેમણે **જીતમર્યાદા** રચ્યું હતું.

૧૧ મહામેઘવાહન રાજા ખારવેલ, મહારાજા ચેડાનો વંશજ હતો. નંદરાજ ઋષભદેવની જે સુવર્ણ પ્રતિમા લઈ ગયો હતો તેને તે પુષ્યમિત્રના સમયમાં તેને હરાવી કલિંગમાં પાછી લાવ્યો હતો અને તેની કુમારગિરિ પર્વત ઉપર આર્યસુસ્થિતસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. તેના વખતમાં બારદુકાળી પડવાથી આગમજ્ઞાન નષ્ટ થતુ જોઇ દુકાળી ઉતર્યા પછી તે વખતના પ્રસિદ્ધ આચાર્યો–આર્યસુસ્થિતસૂરિ, સુપ્રતિબદ્ધસૂરિ, બલિસ્સહ, બોધિલિંગ, દેવાચાર્ય, ધર્મસેનાચાર્ય, નક્ષત્રાચાર્ય, ઉમાસ્વાતિ, શ્યામાચાર્ય વગેરે કુલ પાચસો સાધુઓ; આર્યા પોઈણી વગેરે સાતસો સાધ્વીઓ, કલિંગરાજ, ભિક્ષુરાજ, સીવંદ, ચૂર્ણક, સેલક વગેરે શ્રાવકો; કલિંગ મહારાણી પૂર્ણમિત્રા આદિ સાતસો શ્રાવિકાઓ: એમ ચતુર્વિધ સંઘે ભેગા મળી પૂર્વધરોએ આગમજ્ઞાન સંગ્રહ્યું. આ રીતે આ રાજા દ્વાદશાંગીનો સંરક્ષક બન્યો.

ખારવેલ વીર નિ૦ સં૦ ૩૩૦ માં સ્વર્ગે ગયા પછી તેનો પુત્ર વક્રરાય પણ જૈનધર્મી થયો. તે વીર નિ૦ સં૦ ૩૬૨ માં સ્વર્ગે ગયો તેનો પુત્ર વિદુરરાય પણ જૈનધર્મી હતો "હિમવંત થેરાવલી "ના ઉલ્લેખ પ્રમાણે તે વીર નિ૦ સં૦ ૩૭૨ માં સ્વર્ગે ગયો. ખારવેલનો હાથીગુફાનો લેખ પ્રગટ થઇ ગયો છે.

૧૨ આર્યખપુટાચાર્યના સમય માટે મતભેદ છે. 'વીરવંશાવલી '.અને ' તપાગચ્છપટ્ટા-

૧૦ ઇંદ્રદિન્નસૂરિ

આમનો વધુ પરિચય નથી મળતો. વીર. નિ. સં. ની પાંચમી શતાબ્દીના આ મહા-પ્રતાપી જૈનાચાર્ય થયા. એમના સમકાલીન બીજા કેટલાય પ્રસિદ્ધ આચાર્યો થયા છે: વીર નિ. સં. ૪૫૩માં ગર્દભિલ્લનો નાશ કરાવનાર કાલિકાચાર્ય, ઉ. ધર્મસાગરજીના મત પ્રમાણે આર્ય ખપુટાચાર્ય; વીર નિ. સં. ૪૬૭માં આર્યમંગુ, વૃદ્ધવાદીસૂરિ, સિદ્ધસેન દિવાકર, પાદલિપ્તસૂરિ વગેરે. ઇંદ્રદિન્નસૂરિજીના નાના ગુરુભાઇ પ્રિય-ગ્રંથસૂરિ થયા. તેમણે અજમેર પાસેના હર્ષપુર નગરના બ્રાહ્મણોને પ્રતિબોધી યજ્ઞમાં થતો બકરાનો બલિ બંધ કરાવ્યો હતો અને જૈનશાસનની પ્રભાવના કરી હતી. તેઓ કાશ્યપ ગોત્રના હતા. વિશેષ માટે જુઓ 'કલ્પસૂત્ર સુબોધિકા.' 'વીર વંશાવલીમાં' પણ સંક્ષિપ્ત પરિચય મળે છે.

**કાલકાચાર્ય સંબંધી ખુલાસો**—આ નામના ચાર આચાર્યો થયા તે આ પ્રમાણે :

૧—ઇંદ્રપ્રતિબોધક, પ્રજ્ઞાપનાસૂત્રના કર્તા અને જે શ્યામાચાર્યના નામથી પ્રસિદ્ધ છે તે કાલિકાચાર્ય વીર નિ. સં. ૩૨૦ થી ૩૩૫ સુધીમાં થયા.

૨—અવિનીતશિષ્યત્યાગી, આજીવિકો પાસે નિમિત્ત શાસ્ત્રનું અધ્યયન કરનાર, ગર્દભિલ્લ રાજાનો નાશ કરાવનાર, ઇંદ્રના પ્રશ્નના ઉત્તરદાતા-ઇંદ્રને નિગોદનું સ્વરૂપ સમજાવનાર, પાંચમના બદલે ચોથની સંવત્સરી પ્રવર્તાવનાર કાલિકાચાર્ય, જેમનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે તે. તેઓ ખપુટાચાર્ય અને પાદલિપ્તસૂરિજીના સમકાલીન હતા. તેમણે પંજાબમાં ભાવડાગચ્છ સ્થાપ્યો હતો. તેઓ વીર નિ. સં. ૪૫૩માં થયા.

૩—વિષ્ણુસૂરિજીના શિષ્ય કાલકાચાર્ય.

૪—દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણના સમકાલીન, ભૂતદિન્નસૂરિજીના શિષ્ય, માથુરી વાચનામાં સહાયક, આનંદપુરમાં સભાસમક્ષ-ચતુર્વિધસંઘ સમક્ષ ચોથના દિવસે કલ્પસૂત્રનું વાચન શરૂ કરનાર આ કાલિકાચાર્ય વીર નિ. સં. ૯૮૦મા, વાચના ભેદથી ૯૯૩માં થયા.

( ઉત્તરાધ્યયન નિર્યુક્તિ; વિચારશ્રેણિ, રત્નસંચય પ્રકરણ,
કાલસપ્તતિકા, પટ્ટાવલી સમુચ્ચય પૃ. ૧૯૮ના આધારે. )

ઇંદ્રદિન્નસૂરિના સમકાલીન ઉપર લખેલ આચાર્યોનો ટૂંક પરિચય આ પ્રમાણે છે :

**આર્યમંગુ**—નંદીસૂત્રની ગુર્વાવલીના લખવા પ્રમાણે તેઓ આર્ય સમુદ્રના શિષ્ય હતા. તેઓ વીર નિ. સં. ૪૬૭માં થયા. જિનપ્રભસૂરિ મથુરાકલ્પમાં તેમના માટે લખે

વલી 'માં તેમને આર્ય' સુસ્થિતસૂરિજીના સમયમાં બતાવ્યા છે. ઉપાધ્યાય ધર્મસાગરજી તેઓ વીર નિ૦ સં૦ ૪૫૩ માં થયાનું લખે છે. ' પ્રભાવક ચરિત્ર 'માં વીર નિ૦ સં૦ ૪૮૪ નો ઉલ્લેખ છે તેઓ મહાપ્રાભાવિક આચાર્ય હતા. ' પ્રભાવક ચરિત્ર 'માં તેમને પાદલિપ્તાચાર્યના વિદ્યાગુરૂ તરીકે વર્ણવ્યા છે. ' નિશીથચૂર્ણિ 'માં તેમને વિદ્યાસિદ્ધ તરીકે વર્ણવ્યા છે. પાટલીપુત્રનો રાજા દાહડ જે જૈન સાધુઓને હેરાન કરતો હતો તેને તેમણે યોગ્ય શિક્ષા આપી જૈનધર્મી બનાવ્યો હતો. ( વિશેષ માટે ' પ્રભાવક ચરિત્ર ' જોવું )

છે કે—"અહીં (મથુરામાં) શ્રુતસાગરના પારગામી આચાર્ય આર્યમંગુ ઋદ્ધિશાતાગારવમાં લુબ્ધ બની યક્ષપણું પામ્યા અને જીભ બહાર કાઢીને સાધુઓને અપ્રમાદી થવાનો ઉપદેશ આપ્યો.

('જૈન સત્ય પ્રકાશ'માંનો મારો 'મથુરાકલ્પ'નો લેખ)

**વૃદ્ધવાદીસૂરિ અને સિદ્ધસેન દિવાકર**—આ બન્ને ગુરુ-શિષ્યનાં ચરિત્ર બહુ પ્રસિદ્ધ છે. વિશેષ પરિચય માટે 'પ્રભાવક ચરિત્ર'માંનો વૃદ્ધવાદીસૂરિ પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રબંધચિંતામણિ વગેરે જોવાં. તેમનો ટૂંકે પરિચય આ પ્રમાણે છે:

વૃદ્ધવાદીસૂરિ ગૃહસ્થદશામાં ગૌડદેશમાં કોશલ ગામના રહેવાસી મુકુન્દ નામક બ્રાહ્મણ હતા. તેમણે વૃદ્ધાવસ્થામાં સ્કન્દિલાચાર્ય પાસે દીક્ષા લીધી હતી. ગુરુના સ્વર્ગવાસ પછી તેઓ આચાર્ય બન્યા અને તેમણે ઉજ્જયિની તરફ વિહાર કર્યો. માર્ગમાં દેવશ્રીનો પુત્ર '**સિદ્ધસેન**' પંડિત મળ્યો, વાદમાં તેને જીતી 'કુમુદચંદ્ર' નામનો પોતાનો શિષ્ય બનાવ્યો. જૈનશાસ્ત્રોના પૂરા અભ્યાસ પછી વૃદ્ધવાદીસૂરિએ કુમુદચંદ્રને આચાર્ય પદ આપી પૂર્વનું **સિદ્ધસેન** નામ રાખ્યું. પાછળથી તેઓ **સિદ્ધસેન દિવાકર** તરિકે ખ્યાત થયા.

સિદ્ધસેન દિવાકરે રાજા વિક્રમાદિત્યને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો. તથા રાજા દેપાલને પણ પ્રતિબોધ્યો હતો. તેમણે કલ્યાણમંદિર સ્તવ, સન્મતિ તર્ક નામનો મહાન દર્શન ગ્રંથ, બત્રીશ બત્રીશીઓ, ન્યાયાવતાર આદિ ગ્રંથો રચ્યા હતા. તેમણે ઉજ્જયિનીમાં અવંતિ પાર્શ્વનાથને પ્રગટ કરી જૈનશાસનની પ્રભાવના કરી હતી.

**પાદલિપ્તસૂરિ**-આમના સમય માટે ભિન્ન ભિન્ન મત છે. ઉ. ધર્મસાગરજીએ તપગચ્છ પટ્ટાવલીમાં તેમને ઇન્દ્રદિન્નસૂરિ સાથે મૂક્યા છે, વીરવંશાવલી અને તપાગચ્છ પટ્ટાવલીમાં વજ્રસ્વામી સાથે મૂક્યા છે. તેમનો જન્મ **કોશલાપુર** (અયોધ્યા)માં વિજયબ્રહ્મરાજાના રાજ્યકાળમાં ફુલ્લ શ્રેષ્ઠીને ત્યાં થયો હતો. તેમની માતાનું નામ **પ્રતિમા** અને તેમનું નામ નાગેન્દ્ર હતું. તેમણે આર્ય નાગહસ્તી પાસે ૭ વર્ષની વયે દીક્ષા લીધી હતી. ૧૦ વર્ષની વયે તેઓ આચાર્ય બન્યા, અને પાદલિપ્તસૂરિ તરિકે ઓળખાવા લાગ્યા. તેઓ મહાવિદ્યાસિદ્ધ હતા. આકાશગામિની વિદ્યાના બળે તેઓ રોજ શત્રુંજય, ગિરનાર સમેતશિખર, નદીયામાંના જીતિતસ્વામી તથા બ્રાહ્મણવાડા, એ પાંચ તીર્થની યાત્રા કર્યા પછી જ આહાર કરતા. તેમણે પાટલીપુત્રના રાજા **મુરુંડને** પ્રતિબોધ્યો હતો, અને પ્રતિષ્ઠાન પુરના રાજા **સાતવાહનને** પોતાના પાંડિત્યથી આકર્ષ્યો હતો. પાટલીપુત્રમાં જૈન શ્રમણોને થતો ઉપદ્રવ તેમણે નિવાર્યો હતો. તેમણે નિર્વાણકલિકા, પ્રશ્નપ્રકાશ, કાલજ્ઞાન, તરંગલોલા મહાકાવ્ય, ચંપુ વગેરે ગ્રંથો રચ્યા હતા. તથા વીરપ્રભુની સ્તુતિરૂપ 'ગાહાજુઅલેણ' સ્તોત્ર બનાવ્યું છે કે જેમાં સુવર્ણસિદ્ધિનો આમ્નાય હોવાનું મનાય છે. તેમને **નાગાર્જુન** નામક વિદ્યાસિદ્ધ શિષ્ય હતો. તેણે ગુરુકૃપાથી આકાશગામિની વિદ્યા મેળવી હતી. કાંતિપુરથી પાર્શ્વપ્રભુની પ્રતિમા શેઢી નદીના તીરે લાવી તેની સમક્ષ રસનું સ્તંભન કરવાથી એ પ્રતિમા સ્તંભન પાર્શ્વનાથ તરીકે ખ્યાત થઇ. નાગાર્જુને પોતાના ગુરુનું નામ અમર

કરવા શત્રુંજયની તળાટીમાં પાદલિપ્તપુર ( વર્તમાન પાલીતાણા ) વસાવ્યું જે અદ્યાવધિ વિદ્યમાન છે. પાદલિપ્તસૂરિ શત્રુંજય ઉપર ૩૨ ઉપવાસનું અનશન કરી સ્વર્ગે ગયા.

**૧૧ આર્ય દિન્નસૂરિ**

આમનો વિશેષ પરિચય નથી મળતો. તેઓ ગૌતમગોત્રના હતા. કર્ણાટકમાં વિચરી તેમણે ઘણો ઉપકાર કર્યો હતો. તેઓ હમેશાં એક વખત જ આહાર લેતા. તેમને છયે વિગય ( વિકૃતિ ) નો સર્વથા ત્યાગ હતો. વીરવંશાવલીકારના લખવા પ્રમાણે તેમના સમયે ચંદેરીનગરીમાં સાધુના શબને અગ્નિદાહ દેવાની પ્રથા શરૂ થઇ. આ વાત પરંપરાના આધારે જણાવી છે. તેઓ વીરનિ. સં. ની પાંચમી સદીના ઉત્તરાર્ધમાં થયા.

**૧૨ આર્ય સિંહગિરિસૂરિ**

ઇંદ્રદિન્નસૂરિની પાટે આ આચાર્ય થયા. તેમનું ગોત્ર કૌશીય હતું, તેમને જાતિસ્મરણ જ્ઞાન થયું હતું. તેમને મુખ્ય ચાર શિષ્યો હતાઃ ૧ ધનગિરિજી, ૨ વજ્રસ્વામી, ૩ આર્ય-સમિત સૂરિ અને ૪ આર્ય અરિહદિન્ન. આ ચારે મહાવિદ્વાન અને પ્રાભાવિક હતા. આ આચાર્ય મહારાજનો વીર નિ. સં. ૫૪૭-૪૮માં સ્વર્ગવાસ થયો. તેમના સમયમાં વીર નિ. સં. ૫૪૪માં રોહગુપ્ત નામનો છઠ્ઠો નિહ્નવ થયો. ધનગિરિજી વજ્રસ્વામીના સંસારી પિતા હતા એટલે તેમનો પરિચય વજ્રસ્વામીના પરિચયમાં આવશે.

**આર્ય સમિતસૂરિ**-તુંબવન ગામમાં ધનપાલને ત્યાં તેઓ જન્મ્યા હતા. તેમણે યુવાવસ્થામાં જ સિંહગિરિસૂરિ પાસે દીક્ષા લીધી હતી. આ પછી તેમના બનેવી અને વજ્રસ્વામીના પિતા ધનગિરિએ પણ સિંહગિરિ સૂરિ પાસે દીક્ષા લીધી હતી; તેઓ ટુંક વખતમાં ઉત્તમ જ્ઞાન મેળવી આચાર્ય થયા હતા.

એક વખત વિહાર કરતા તેઓ આભીર દેશમાં ગયા. ત્યાં અચલપુરની પાસે કન્ના અને પૂર્ણા નામક બે નદીઓ હતી. તે બેની વચ્ચે એક સુંદર બેટ હતો. ત્યાં ઘણા તપસ્વીઓ બ્રહ્મજ્ઞાન મેળવવા મથતા હતા તેથી તેનું નામ **બ્રહ્મદ્વીપ** પડયું હતું. ત્યાં એક સાથે પાંચસો તપસ્વીઓ વિવિધ પ્રકારનું તપ કરતા હતા. આમાંનો એક તપસ્વી પગે અમુક ઔષધિનો લેપ કરી જળથી છલોછલ ભરેલી નદી ઉપર પગે ચાલીને સામે કિનારે જતો હતો, અને પોતાને ચમત્કારિક મહાત્મા તરીકે ગણાવતો હતો. જૈન શાસનમાં આવા ચમત્કારિક પુરુષો છે કે નહીં એ વાત ચર્ચાતી હતી, ત્યાં આર્ય સમિતસૂરિ ત્યાં આવી ચડયા. તેમણે અનુમાન કર્યું કે આમાં પગના લેપ સિવાય બીજો કશો ચમત્કાર નથી. આથી તેમણે એક શ્રાવકને સૂચવી તપસીને જમવાનું આમંત્રણ કર્યું. જમાડતા પહેલાં શ્રાવકે ગરમ પાણીથી તપસીને પગ ધોવાનું કહ્યું. જમ્યા પછી તપસી નદી કિનારે આવ્યો પણ ડુબવાના ભયથી નદી ઉપર ચાલવાનો જીવ ન ચાલ્યો, છતાં અપયશના ભયથી તેણે ચાલવાનું સાહસ ખેડયું તો તે એકદમ ડુબવા લાગ્યો. આ વખતે સૂરિજીએ મંત્રિત વાસક્ષેપ નાખી નદી પાસેથી માર્ગ મેળવી તપસીને બચાવ્યો. પછી તેમણે બ્રહ્મદ્વીપમાં જઇ પાંચસો તપસ્વીઓને શુદ્ધ માર્ગનો ઉપદેશ આપી પોતાના શિષ્ય બનાવ્યા. બ્રહ્મદ્વીપના પાંચસો સાધુઓની દીક્ષા પછી બ્રહ્મદ્વીપિકા શાખા નીકળી.

ते ब्रह्मद्वीपवास्तव्या इति जातास्तदन्वये।
ब्रह्मद्वीपिकनामानः श्रमणा आगमोदिताः ॥ परिशिष्ट पर्व, स. १२, श्लो ९९

આર્ય સમિતસૂરિ વજ્રસ્વામીના સંસારી મામા થાય. ઉપરનો પ્રસંગ લગભગ વીરનિ. સં. ૫૬૦-૭૦ની વચમાં બન્યો છે.

**૧૩ વજ્રસ્વામી**

આર્ય સિંહગિરિજીની પાટે વજ્રસ્વામી થયા. પરિશિષ્ટ પર્વમાં તેમનું ચરિત્ર વિસ્તારથી આપ્યું છે. તેઓ વીરનિ. સં. ૪૯૬માં માળવામાં **તુંબવન** સન્નિવેશમાં, વૈશ્યજાતિમાં ગૌતમ ગોત્રમાં, **ધનગિરિને** ત્યાં જન્મ્યા હતા. તેમની માતાનું નામ **સુનંદા** હતું. વજ્રસ્વામી ગર્ભમાં હતા ત્યારે જ તેમના પિતા ધનગિરિએ દીક્ષા લીધી હતી. જન્મ સમયે પિતાની દીક્ષાની બિના સાંભળીને વજ્રસ્વામીને જાતિસ્મરણ જ્ઞાન થયું હતું, માત્ર ૭ મહિનાની ઉમરે માતાએ તેમને ગુરૂને અર્પણ કર્યા હતા. પછી તો પુત્ર મેળવવા માટે માતાએ વિવાદ પણ કર્યો હતો. (આ આખો વિવાદ પરિશિષ્ટ પર્વ, પ્રભાવક ચરિત્ર, કલ્પસૂત્ર સુબોધિકામાં છે.) છેવટે વીરનિ. સં. ૫૦૭-૮માં આઠ વર્ષની વયે પુત્ર સાધુ થયો અને માતાએ પણ દીક્ષા લીધી. ૪૪ વર્ષ ગુરૂસેવા કરી અને ૩૬ વર્ષ યુગપ્રધાનપદે રહી ૮૮ વર્ષની વયે તેઓ સ્વર્ગે ગયા. તેઓ દશપૂર્વના જ્ઞાનના ધારક હતા. તેઓ છેલ્લા દશપૂર્વધારી થયા.

१ महागिरिः २ सुहस्तिश्च ३ सूरिः श्रीगुणसुन्दरः।
४ श्यामार्यः ५ स्कंदिलाचार्यः ६ रेवतिमित्रसूरिराट् ॥ १ ॥
७ श्रीधर्मो ८ भद्रगुप्तश्च, ९ श्रीगुप्तो १० वज्रसूरिराट्।
युगप्रधानप्रवरा देशैते दशपूर्विणः ॥ २ ॥

સૂરિજીએ વીરનિ. સં. ૫૨૫ લગભગમાં મ્લેચ્છોએ શત્રુંજયને કબ્જે કરી તે તીર્થની આશાતના કરી હતી તે ઉપદ્રવ ટાળ્યો હતો, અને કાંપિલ્યપુરના શેઠ **ભાવડ** શાહના પુત્ર **જાવડ** શાહને ઉપદેશી વીર નિ. સં. ૫૭૦-૭૮માં અર્થાત્ વિ. સં. ૧૦૮ (મતાંતરે ૧૧૪માં) શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો હતો. તેમના સમયમાં બે વાર બાર-દુકાળી પડી હતી. આ. હેમચંદ્રસૂરિ પરિશિષ્ટ પર્વમાં લખે છે કે **'तत्रप्रववृते दुर्भिक्षमतिभीषणम्'** એટલે પહેલીવાર તો ભીષણ દુકાળ પડ્યો જ્યારે બીજા દુકાળ માટે સાફ લખે છે કેઃ—**दुर्भिक्षं द्वादशाब्दकम्'** આ બે દુકાળ વચ્ચે સમય પણ ઘણો ગયો છે. પ્રથમ વખતના ભીષણ દુકાળને અન્યત્ર બારદુકાળી લખેલ છે, તે આધારે મેં અહીં બારદુકાળી લખી છે. પ્રથમ દુકાળ વખતે સૂરિજી સંઘસહિત જગન્નાથપુરી ગયા હતા. ત્યાંનો રાજા બૌદ્ધ હતો. તે તાજાં પુષ્પો પોતાના ઉપયોગમાં લીધા પછી વધેલાં પુષ્પો બીજાને વાપરવા દેતો. આથી પર્યુષણામાં પ્રભુપૂજા માટે પુષ્પો મળતાં ન હતાં. સૂરિજીને ખબર પડતાં તેમણે વિદ્યાના પ્રભાવથી જુદા જુદા સ્થળેથી ફુલો મંગાવી આપ્યાં. છેવટે ત્યાંના રાજાને પ્રતિબોધી જૈન બનાવ્યો.

તેમણે 'આચારાંગસૂત્ર'માંના 'મહાપરિજ્ઞા' અધ્યયનમાંથી આકાશગામિની વિદ્યા ઉદ્ધરી હતી. મહાનિશીથ સૂત્રના ત્રીજા અધ્યયનમાં એક મહત્ત્વનો ઉલ્લેખ મળે છે કેઃ 'પૂર્વે

પંચમંગળ મહાશ્રુતસ્કંધ (પંચનમસ્કાર) જૂદું સૂત્ર હતું, તેમજ તેની ઉપર ઘણી નિર્યુક્તિઓ, ઘણાં ભાષ્યો અને ઘણી ચૂર્ણિઓ હતી. કાળબળે તેનો હ્રાસ થતો ગયો. આ પછી મહર્દ્ધિપ્રાપ્ત પદાનુસારી શકિતવાળા, દ્વાદશાંગધારી વજ્રસ્વામી થયા, જેમણે પંચમંગળશ્રુતસ્કંધને મૂલ સૂત્રમાં લખ્યું"[૧૩] વજ્રસ્વામી મહાસમર્થ વાચનાચાર્ય હોવાથી તેમની શકિતથી આકર્ષાઇ બાલ્યાવસ્થામાં જ ગુરૂમહારાજે તેમને એ કાર્ય સોંપ્યુ હતું. તેમની પાસે સેંકડો શિષ્યો વાચના લેતા હતા. આર્ય રક્ષિતસૂરિ નામના પ્રસિદ્ધ અનુયોગધર આચાર્યે પણ તેમની પાસે પૂર્વશ્રુતનો અભ્યાસ કર્યો હતો. જ્યારે બીજી વાર બારદુકાળી પડી ત્યારે વજ્રસ્વામી કુંકણ દેશ તરફ ગયા હતા. બીજા શિષ્યોને રસ્તામાં રાખી એક સાધુ સાથે પહાડ ઉપર જઇ, પાદોપગમન અનશન કરી વીર નિ. સં. ૫૮૪ (વિ. સં. ૧૧૪)માં તેઓ સ્વર્ગે ગયા.[૧૪] તેમના સ્વર્ગવાસ સાથે દશમા પૂર્વનો, ચોથા સંહનનનો તથા ચોથા સંસ્થાનનો વિચ્છેદ ગયો. તેમનાથી વજ્રીશાખા નીકળી છે.

વીરનિ. સ. ૫૮૪માં ગોષ્ઠામાહિલ નામનો સાતમો નિહ્નવ થયો. ત્રિરાશિક મતવાળાને જીતનાર ગુપ્તસૂરિ વીરનિ. સં. ૫૮૪માં સ્વર્ગે ગયા. વિશેષ માટે કલ્પસૂત્ર સ્થવિરાવલી ટીકા જોવી.

## ૧૪ વજ્રસેનસૂરિ

વજ્રસ્વામીની પાટે આ આચાર્ય થયા. તેઓ ભારદ્વાજ ગોત્રના હતા. તેમણે નવ વર્ષની વયે દીક્ષા લીધી હતી. ૧૧૬ વર્ષ ગુરૂસેવામાં અને ૩ વર્ષ યુગપ્રધાનપદમાં ગાળી ૧૨૮ વર્ષની લાંબી વયે વીર નિ૰ સં૰ ૬૨૦ (યુગપ્રધાન યંત્રાવલીના ઉલ્લેખ પ્રમાણે વીર નિ૰ સં૰ ૬૧૪)માં સ્વર્ગે ગયા

બીજી બાર દુકાળી વખતે અનશન કરવા જતી વખતે વજ્રસ્વામી વજ્રસેનસૂરિને કહી ગયા હતા કે "જ્યારે લાખ રૂપિયાના અનાજમાંથી ભોજન બનાવી, તેમાં વિષ નાંખવાની તૈયારી થતી હોય અને તમે ત્યાં જઇ પહોંચતા તમને આહાર આપવા ઉદ્યત થાય-તેને બીજે દિવસે સુકાળ થશે." આ પછી વજ્રસેનસૂરિ વિહાર કરતા સોપારક નગરમાં ગયા. ત્યાં જિનદત્ત શેઠ અને ઇશ્વર શેઠાણીને નાગેન્દ્ર. ચંદ્ર, નિર્વૃત્તિ અને વિદ્યાધર નામના ચાર પુત્રો હતા. દુકાળ એવો ભયંકર હતો કે રૂપિયા ખર્ચવા છતાં અનાજ મળતુ ન હતુ. શેઠે એક લાખ રૂપિયાના ભોગે કુટુંબ માટે એક ટંકનું ભોજન મેળવ્યું હતું. તે તૈયાર થતાં મરવાના ઉદ્દેશથી તેમાં વિષ મેળવવા સૌ તૈયાર થયા. તેટલામાં

---

૧૩ મુનિરાજ કલ્યાણવિજયજી લિખિત 'પ્રભાવક ચરિત્રની પર્યાલોચના'ના આધારે

૧૪ દિગંબરો માને છે કે ભદ્રબાહુ સ્વામીએ દક્ષિણમાં જઈ અનશન કર્યું હતું, મૌર્ય ચંદ્રગુપ્તરાજાએ એમની પાસે દીક્ષા લીધી હતી, દિગંબર શ્વેતાંબરના ભેદ ત્યારે પડયા હતા વગેરે. પરન્તુ ખરી રીતે તે ઘટના આ આચાર્ય મહારાજના સમયે બની હોવી જોઇએ, કેમકે તેમના શિષ્ય વજ્રસેનસૂરિ પાસે ચંદ્રે દીક્ષા પણ લીધી હતી અને શ્વેતાંબર દિગંબરના ભેદ પણ આ વખતે પડયા હતા. એટલે દિગંબરોના ભદ્રબાહુ સ્વામીની કલ્પના આ સમયમાં વધુ સંગત લાગે છે.

સૂરિજી ત્યાં જઇ પહોંચ્યા અને તેમને તે આહાર વહોરાવવા લાગ્યા. બધું સાંભળ્યા પછી સૂરિજીએ કહ્યું: "અનાજમાં વિષ ન ભેળવશો.[૧૫] કાલે વિદેશથી અનાજથી ભરેલાં મોટાં જહાજો આવી પહોંચશે, અનાજ સસ્તું થશે અને સુકાળ થશે." આ સાંભળી માતાએ કહ્યું: "જો આપનું વચન સત્ય થશે તો અમે બધા કાલે આર્હતી દીક્ષા લઇશું. બીજે દિવસે ગુરુવચન સત્ય થવાથી છએ જણાએ દીક્ષા લીધી. દીક્ષા પછી ચારે પુત્રો મહાપ્રતાપી અને ન્યૂન દશપૂર્વના જ્ઞાતા થયા તે ચારેના નામ ઉપરથી ચાર ગચ્છ નીકળ્યા: નાગેન્દ્ર ઉપરથી નાગેન્દ્રગચ્છ, ચંદ્ર ઉપરથી ચંદ્રગચ્છ, નિર્વૃતિ ઉપર નિર્વૃતિગચ્છ અને વિદ્યાધર ઉપરથી વિદ્યાધર ગચ્છ. આ ચાર જણે ૨૧-૨૧ શિષ્યો કર્યા અને તે દરેકે એક એક શાખા સ્થાપી એટલે આ રીતે કુલ ૮૪ ગચ્છની ઉત્પત્તિ આ વખતે થઇ. (જુઓ વીરવંશાવલી.)

તે ચારે મહાધુરંધર હતા. તેમની મૂર્તિઓ સોપારકમાં હતી (પ્રભાવક ચરિત્ર.)

**કલ્પસૂત્રનો ઉલ્લેખ**—કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં આર્ય વજ્રસેનસૂરિના, ઉપર લખેલ ચાર શિષ્યોનાં નામ નથી મળતાં, ત્યાં તો લખ્યું છે કે: **थेरस्स णं अज्जवइरसेणस्स उक्कोसिअगुत्तस्स अंतेवासी चत्तारि थेरा—थेरे अज्जनाईले, थेरे अज्जपोमिले, थेरे अज्जजयंते, थेरे अज्जतावसे**" અને આ ચારેનાં નામથી ચાર શાખાઓ નીકળ્યાનું લખ્યું છે. ઉપર્યુક્ત નાગેન્દ્ર વગેરે ચારનો જો કે ઉલ્લેખ નથી કિંતુ વિક્રમના અગિયારમા સૈકા સુધી એ નામનાં કુળો જૈન શ્રમણસંઘમાં પ્રચલિત હતાં. પછીના કાળમાં કુળોએ 'ગચ્છ' નું નામ ધારણ કર્યું. દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે નન્દીસ્થવિરાવલીમાં 'નાઇલકુલવંશ'નો ઉલ્લેખ કર્યો છે, સુપ્રસિદ્ધ ટીકાકાર શિલાંકાચાર્ય પોતાને નિર્વૃતિ કુળના જણાવે છે. 'ઉપમિતિભવ પ્રપંચા કથા'ના કર્તા સિદ્ધર્ષિગણિ પોતાના ગુરૂ સુરાચાર્યને 'નિર્વૃતિ કુલોદ્ભૂત' લખે છે. આચાર્ય હરિભદ્રસૂરિ. પોતાના ગ્રંથોમાં પોતાના ગુરૂ જિનદત્તસૂરિને 'વિદ્યધર કુલતિલક' લખે છે. વિ. સં. ૧૦૬૪માં શત્રુંજય ઉપર અનશન કરી સ્વર્ગે જનાર સંગમ નામના સિદ્ધમુનિને પ્રાચીન પુંડરીકના લેખમાં 'વિદ્યાધરકુલનભસ્તલ મૃગાંક' લખ્યા છે.

---

૧૫ વીરવંશાવલી અને તપગચ્છ પટ્ટાવલીમાં લખ્યું છે કે "લાખ રૂપિયાના ચોખા લાવી, તે રાંધી, તેમાં વિષ મેળવી દીધું હતું અને તે વિષમય આહાર ખાઇને મરવાને આખું કુટુંબ તૈયાર થયું હતું. એટલામાં ગુરુ મહારાજે આવી તેમને તેમ કરતાં અટકાવ્યા અને બીજે દિવસે સુકાળ થવાનું જણાવ્યું." પરિશિષ્ટપર્વમાં તેરમા સર્ગમાં તો સાફ લખ્યું છે કે:

> लक्षमुकत्यौदनाद् भिक्षां यस्माद्धि त्वमवाप्नुयाः ।
> सुभिक्षमवबुध्येथास्तदुत्तरदिनोषसि ॥ १ ॥

એટલે કે જે દિવસે તને લાખ રૂપિયાના મૂલ્યની ભિક્ષા મળે તેને બીજે દિવસે સુકાળ થશે એમ જાણવું. આથી સમજાય છે કે એ આહારમાં ઝેર નહોતું મેળવ્યું. ટીર સૌભાગ્યકાર પણ ચોથા સર્ગના ૬૧મા શ્લોકમાં જણાવે છે કે:

> दुर्भिक्षके पायसमेत्य लक्षपक्वं महेभ्यस्य गृहे प्रभुर्यः ।
> दिने द्वितीये कुलदेवतेव न्यवेदयद् भाविसुकालमस्य ॥

વિક્રમની અગિયારમી સદીમાં થયેલ શાંતિસૂરિ, બારમી સદીમા થયેલા અભયદેવસૂરિ અને ત્યાર પછીના પણ ઘણા આચાર્યોએ પોતાના ગ્રંથોમા ચંદ્રકુળનો ઉલ્લેખ કર્યો છે આ રીતે ચારે શિષ્યોના નામ ઉપરથી થયેલાં ચારે કુળો બહુ જ પ્રસિદ્ધ હતા અને છેવટે ગચ્છ-રૂપે કહેવાયા છે

('પ્રભાવક ચરિત્ર પર્યાલોચના'ના આધારે)

આ રીતે નાગેન્દ્ર ગચ્છમા વનરાજ પ્રતિબોધક શિલગુણસૂરિજી, મહામાત્ય વસ્તુપાળ તેજપાળના ગુરુ વિજયસેનસૂરિ, સ્યાદ્વાદમંજરીના કર્તા મલ્લિષેણસૂરિજી વગેરે થયા છે એમ તેમના ગ્રંથોમા મળે છે નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિજી પણ પોતાને ચંદ્રકુળના લખે છે દ્રોણાચાર્યજી પોતાને નિર્વૃતિ કુળના જણાવે છે, અને નાગહસ્તિસૂરિ, વૃદ્ધવાદીસૂરિ, સિદ્ધસેન દિવાકર, પાદલિપ્તસૂરિ વગેરે **વિદ્યાધર ગચ્છમાં** થયા છે એમ લખે છે

( તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ'ના આધારે )

તેમના સમયમા અર્થાત્ વીર નિ સ ૬૦૯મા દિગબર મત નીકળ્યો દિગબર ગ્રંથોમા શ્વેતાંબર દિગંબર ભેદો વીર નિ સ ૬૦૬મા પડયાનો ઉલ્લેખ છે આ અંતર કઇ વિશેષ મહત્ત્વનુ ન ગણાય વીરવંશાવળીકારે તો લખ્યુ છે કે "જિનમાર્ગથી વિપરીત ૭૦૦ બોલોની પ્રરૂપણા કરી કર્ણાટક દેશમા દિગબરમત સ્થાપ્યો" આ આઠમા નિહ્નવ તરીકે પ્રસિદ્ધ થયો વીરવંશાવલીકારના લખવા પ્રમાણે વીર નિ સ ૫૭૦-૭૮ મા શત્રુંજયનો ઉદ્ધાર કરનાર જાવડશાહે વીરનિ સ ૬૨૦મા ગિરનાર તીર્થનો પણ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો

આ વજ્રસેનસૂરિજીએ શત્રુંજય ઉપર (કવડ) યક્ષની રક્ષકદેવ તરીકે સ્થાપના કરી હતી. જે અત્યારે પણ વિદ્યમાન છે વિશેષ વીરવંશાવળીમાથી જોવુ

આ રીતે વજ્રસેનસૂરિ એક મહાપ્રાભાવિક આચાર્ય થયા

**૧૫ ચંદ્રસૂરિ**

સોપારક નગરમા જિનદત્ત શેઠને ત્યાં ઇશ્વરદેવીથી તેમનો જન્મ થયો હતો વજ્રસ્વામીના સમયની બીજી બાર દુકળીમા તેમણે માતપિતા અને બીજા પણ ભાઇઓ સાથે વજ્રસેનસૂરિ પાસે દીક્ષા લીધી હતી બીજા ભાઇઓ કરતા તેઓ વધારે પ્રભાવિક હતા અને તેથી તેમનો ગચ્છ વૃદ્ધિ પામ્યો હતો વીર નિ સ ૬૩૦મા ચંદ્ર ગચ્છની સ્થાપના થઇ ત્યારથી કોટિક ગચ્છના બદલે ચંદ્રગચ્છ ખ્યાત થયો અને નિર્ગ્રંથ ગચ્છનુ ત્રીજુ નામ ચંદ્રગચ્છ થયુ આ ગચ્છમા અનેક પ્રાભાવિક આચાર્યો થયા છે અત્યારે પણ તપગચ્છમા આ નામ મહત્ત્વનુ છે કોઇને પણ દીક્ષા આપતી વખતે એમ બોલાય છે કે 'કોટીગણ, વજ્રશાખા, ચંદ્રકુળ અને તપગચ્છમા તું અમુકનો શિષ્ય થયો' બીજા ગચ્છવાળા પણ ચંદ્રકુળને મહત્ત્વ આપે છે વીર નિ સ ૬૫૦ પછી તેમનુ સ્વર્ગગમન થયુ હોય એમ અનુમાન થાય છે ચંદ્રસૂરિથી ચંદ્રગચ્છ નીકળ્યા માટે 'હીરસૌભાગ્ય' (સર્ગ ૪, શ્લો ૬૫)મા લખ્યુ છે

श्रीचंद्रसूरेरथ चंद्रगच्छ इति प्रथा प्रादुरभूद् गणस्य ।
भागीरथी नाम भगीरथाख्यमहीमहेन्द्रादिव देवनद्याः ॥

**૧૬ સમન્તાભદ્રસૂરિ**

આ ચંદ્રસૂરિના શિષ્ય હતા. તેઓ પૂર્વશ્રુતના જાણકાર-વિશારદ, વૈરાગ્યના ભંડાર અને મહાત્યાગી હતા. તેઓ વસતીમાં રહેવાના બદલે ગામબહાર યક્ષાદિનાં મંદિરોમા કે વનમાં વસતા તેથી તેઓ 'વનવાસી' તરીકે પ્રસિદ્ધ થયા અને લગભગ વીર નિ૦ સં૦ ૭૦૦ માં ચંદ્રગચ્છનું **વનવાસીગચ્છ**[૧૬] નામ પડયું. નિર્ગ્રંથ ગચ્છનું આ ચોથું નામ હતું.

તેમણે આપ્તમીમાંસા કાવ્ય ૧૪૪ (દેવાગમસ્તોત્ર), યુક્ત્યનુશાસન પદ્ય ૬૪, સ્વયંભૂસ્તોત્ર પદ્ય ૧૪૩ (સમન્તભદ્રસ્તોત્ર-ચૈત્યવંદન સંગ્રહ), જિનસ્તુતિશતક પદ્ય ૧૪૪ (સ્તુતિ વિદ્યા-જિનશતક-જિનશતકાલંકાર) વગેરે ગ્રંથો બનાવ્યા છે. જે અત્યારે પણ મળે છે. દેવાગમસ્તોત્ર પોતાના શિષ્ય વૃદ્ધદેવસૂરિને જ્ઞાન કરાવવા બનાવ્યું છે.

('તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ'માંના 'તપગચ્છની ઉત્પત્તિ' લેખના આધારે)

આમના સમય પહેલાં જૈનસંઘના શ્વેતાંબર અને દિગંબર એવા બે ભેદો પડી ગયા હતા. તેમણે તે બન્નેને સાંધવાનો સારો પ્રયત્ન કર્યો અને ખાસ વનમાં રહેવા લાગ્યા. પણ એ ઐક્ય ન સધાયું. દિગંબરો પણ સમન્તભદ્રસૂરિને સારું માન આપે છે.

દિગંબરો એમ કહે છે કે આ આચાર્ય દિગંબર હતા, પણ તે માટે કશું પ્રમાણ નથી મળતું. દિગંબરોના કહેવા પ્રમાણે આ સૂરિજીએ રચેલા જીવસિદ્ધિ, તત્ત્વાનુશાસન, પ્રાકૃત-વ્યાકરણ, પ્રમાણ પદાર્થ, કર્મ-પ્રાભૃત ટીકા, ગન્ધહસ્તિ ભાષ્ય વગેરે ગ્રંથો નથી મળતા. આ સિવાય એક સમન્તભદ્રશ્રાવકાચાર નામનો ગ્રંથ એમના નામે ચડાવી દેવામાં આવ્યો છે. અથવા તો કોઇ લઘુસમંતભદ્રજીનો રચેલો પણ હોય.

**૧૭ વૃદ્ધદેવસૂરિ**

સમન્તભદ્રસૂરિના પટ્ટધર આ આચાર્યનો વિશેષ પરિચય નથી મળતો. તેમણે કોરંટ-કમાં ચૌહાણ મંત્રી **નાહડે** બનાવેલ જિનાલયની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ મળે છે. જજ્જગસૂરિજીએ પણ નાહડે બનાવેલ મંદિરમાં ભ. મહાવીરનું બિંબ સ્થાપિત કર્યું હતુ.[૧૭] ઉ. ધર્મસાગરજીએ 'તપગચ્છ પટ્ટાવલી'માં પ્રથમ પ્રતિષ્ઠા માટે લખ્યુ છે કે—

'वीरात् पंचनवत्यधिकपंचशतवर्षातिक्रमे कोरंटके नाहडमंत्रिनिर्मापित-

૧૬ વીરનિ. સં. ૪૬૪-વિ. સં. ૯૯૪માં વનવાસી ગચ્છનું વડગચ્છ નામ થયું, કારણ કે ઉદ્યોતનસૂરિજીએ ઉત્તમ યોગમાં વડના ઝાડ નીચે આઠ શિષ્યોને એકી સાથે આચાર્યપદ આપી આશીર્વાદ આપ્યા કે 'તમારી શિષ્યસંતતિ આ વટવૃક્ષની જેમ વૃદ્ધિ પામશે', આથી નિર્ગ્રંથગચ્છનું પાંચમું નામ વડગચ્છ થયુ પછી ૪૪મા પટધર જગચ્ચંદ્રસૂરિજીએ બહુ તપ કરવાથી મેવાડના રાણા જૈત્રસિંહે સૂરિજીને 'આપ તો સાક્ષાત્ તપોમૂર્તિ છો' એમ કહ્યાથી વિ. સં. ૧૨૮૫માં તપાગચ્છ નામ થયું. આ રીતે નિર્ગ્રંથગચ્છનાં છ નામો થયાં

૧૭ વીરવંશાવલી અને બીજી પટ્ટાવલીમાં આ પ્રતિષ્ઠા વિક્રમ સં ૫૯૨માં કરાવ્યાનો ઉલ્લેખ છે, પણ તે વાત તો કોઈ રીતે સંભવિત નથી

प्रासादे प्रतिष्ठाकृत्'। પણ આમા સવતમા સોએક વર્ષનો ફરક લાગે છે વીર નિ સ. ૫૮૫ ના બદલે ૬૮૫ હોય તો બરાબર સબધ બેસે તેમ છે. જજ્જગસૂરિએ કરેલી પ્રતિષ્ઠાનો સમય વીર નિ સ ૬૭૦ લખ્યો છે તે પણ ૬૯૫ કરવાથી સબધ મળે તેમ છે વૃદ્ધદેવસૂરિ વીર નિ સ ની આઠમી શતાબ્દીના આચાર્ય થયા

## ૧૮ પ્રદ્યોતનસૂરિ

આ વૃદ્ધદેવસૂરિની પાટે થયા. તેમનો વિશેષ પરિચય મળતો નથી વીરવંશાવલીકારના લખવા પ્રમાણે તેમણે અજમેરમા ઋષભદેવના બિબની પ્રતિષ્ઠા કરી હતી તેમજ સુવર્ણ-ગિરિમા બે લાખના ખર્ચે દેશી ધનપતિએ જે યક્ષવસહી બનાવી હતી તેમા વીરપ્રભુના બિબની પ્રતિષ્ઠા કરી હતી આમા વિ૦ સ૦ ૫૯૫ લખ્યો છે તે ખોટો છે લગભગ વીરનિ સ ની આઠમી શતાબ્દીનો મધ્યકાળ જોઇએ

## ૧૯ માનદેવસૂરિ

આ પ્રદ્યોતનસૂરિની પાટે થયા નાડોલનગરમા ધનેશ્વર શેઠને ત્યા ધારણી માતાથી તેમનો જન્મ થયો હતો તેમણે પ્રદ્યોતનસૂરિ પાસે દીક્ષા લીધી હતી યોગ્ય જોઇને ગુરુએ તેમને આચાર્ય બનાવ્યા અને ત્યારથી માનદેવસૂરિ તરિકે ખ્યાત થયા તેઓ મહાત્યાગી અને તપસ્વી હતા અને નિરતર છ વિગય (વકૃતિ)નો ત્યાગ કરતા તેમના તપ, ત્યાગ અને સયમથી આકર્ષાઇ પદ્મા, જયા વિજયા અને અપરાજિતા એ ચાર દેવીઓ તેમની સેવામા રહેતી

તેમના સમયમા **તક્ષશિલા**મા પાચસો જિનચૈત્યો હતા અને ત્યા મોટી સખ્યામા જૈનો રહેતા હતા એક વખત ત્યા ભયકર મારીનો રોગ ફાટી નીકળ્યો ત્યાંના શ્રીસઘે દેવીના કહેવાથી, ત્યારે નાડોલમા બિરાજતા માનદેવસૂરિની પાસે **વીરચદ્ર** નામક શ્રાવકને તક્ષશિલા પધારવા વિજ્ઞપ્તિ કરવા મોકલ્યો સૂરિજીની સેવામા દેવીઓને જોઇને તે વહેમાયો એટલે દેવીઓએ તેને યોગ્ય શિક્ષા આપી વિનય-વિવેક શિખવ્યો તેણે સૂરિજીને પોતાના આગમનનુ પ્રયોજન જણાવ્યુ એટલે સૂરિજીએ તક્ષશિલાના જવા રોગની શાંતિ માટે 'લઘુશાતિસ્તોત્ર' બનાવીને આપ્યુ અને એ સ્તોત્રના જાપથી મત્રેલા જળના છટકવાથી ઉપદ્રવની શાંતિ થવાનુ કહ્યું શ્રાવકે તક્ષશિલા જઇ તે પ્રમાણે કર્યું એટલે ત્યાં શાતિ થઇ ગઇ દેવીઓએ તે શ્રાવકને કહ્યુ હતુ કે ત્રણ વર્ષ બાદ તક્ષશિલાનો ભગ થવાનો છે તેથી ઘણાખરા શ્રાવકો જિનમૂર્તિ આદિ લઈ તક્ષશિલાનો ત્યાગ કરી ચાલ્યા ગયા ત્રણ વર્ષે તક્ષશિલાનો નાશ થયો અને તેમા ઘણા જિનમદિરો નાશ પામ્યા અને જિનમૂર્તિઓ દટાઇ ગઇ. પ્રભાવકચરિત્રકારના લખવા મુજબ ત્યથી ધાતુની અને બીજી કેટલીક મૂર્તિઓ મળી આવે છે આ ઉલ્લેખ કલ્પના કે અનુમાન નથી તક્ષશિલાના ખોદકામ દરમ્યાન સપ્રતિનો સ્તૂપ તથા જૈનમૂર્તિઓ હમણા જ નીકળી છે તક્ષશિલા જૈનોનુ ધર્મક્ષેત્ર અને વિદ્યાક્ષેત્ર હતુ પરદેશીઓના વારવાર હુમલાથી પણ તક્ષશિલાનુ ગૌરવ ખડિત થયુ હતુ. તક્ષશિલાનુ ધર્મચક્ર બહુ પ્રાચીન છે. ભ. ઋષભદેવ ત્યા પધાર્યા હતા તેના સ્મરણરૂપે બાહુબલિએ તેમની ચરણ-પાદુકા બનાવી તેને પૂજી હતી બાદમા ચદ્રપ્રભુનુ ધર્મચક્રરૂપ

તીર્થધામ તક્ષશિલા બન્યું હતું. એનું ગૌરવ ઘટતાં તે બૌદ્ધોના હાથમાં ગયું. બૌદ્ધો પણ તેને ચંદ્રપ્રભુના બોધિસત્ત્વ તરીકે ગણતા હતા. આજે પણ એ તક્ષશિલા પુરાતત્ત્વ પ્રેમીઓ માટે તીર્થધામ તુલ્ય ગણાય છે.

માનદેવસૂરિ વીર નિ૦ સં૦ ની આઠમી સદીના અંતમાં સ્વર્ગવાસી થયા હોય એમ સંભવે છે. જો કે અન્યત્ર વીર નિ૦ સં૦ ૭૩૧ માં સ્વર્ગ થયાનું લખ્યું છે પણ એ ઠીક નથી. તેઓ ગિરનાર ઉપર અનશન કરી સ્વર્ગે ગયા હતા. વીરવંશાવલીના ઉલ્લેખ પ્રમાણે તેમણે ઉચ્ચાનાગર (તક્ષશિલાનો એક ભાગ), ડેરાગાઝીખાન, ડેરાઉદ્દ વગેરે સ્થળોમાં ઘણા સોઢા રાજકુમારોને પ્રતિબોધી ઓસવાલ બનાવ્યા હતા.

## ૨૦ માનતુંગસૂરિ

માનદેવસૂરિની પાટે આ મહાપ્રાભાવિક આચાર્ય થયા. રાજા ભોજની રાજસભામાં મયૂર અને બાણ પંડિતના વાદવિવાદ વખતે જિનશાસનનું ગૌરવ વધારવા માટે તેમણે 'ભક્તામર સ્તોત્ર' રચ્યું હતું. આ સ્તોત્ર બહુ પ્રાભાવિક મનાય છે. અને અત્યારે પણ મળે છે. એમાં અનેક મંત્રો ગોપવેલા હોવાથી તે શ્વેતાંબરાચાર્યકૃત હોવા છતાં દિગંબરો પણ તેને બહુ ભક્તિથી માને છે. આ ઉપરાંત તેમણે પાર્શ્વપ્રભુની સ્તુતિરૂપ 'નમિઊણ' (ભયહાર) સ્તોત્ર રચ્યું છે. તેઓ મહામંત્રવાદી અને ચમત્કારિક હતા.

'પ્રભાવક ચરિત્ર'માં જિનસિંહસૂરિના શિષ્ય માનતુંગસૂરિને બનારસના રહેનાર અને ધનદેવ શેઠના પુત્રતરીકે ઓળખાવ્યા છે. તેમણે પ્રથમ **ચારૂકીર્તિ** નામક દિગંબર મુનિ પાસે દીક્ષા લીધી હતી અને તેમનું નામ **મહાકીર્તિ** હતું. પાછળથી પોતાની બ્હેનના ઉપદેશથી તેમણે જિનસિંહસૂરિ પાસે શ્વેતાંબરીય દીક્ષા લીધી અને તેમનું નામ માનતુંગસૂરિ પડયુ. તેમણે બનારસના રાજા હર્ષદેવની સભામાં મયૂર અને બાણ પંડિતની સામે જિનશાસનની પ્રભાવના માટે ભક્તામર સ્તોત્ર બનાવ્યુ હતું, તથા ભયહર સ્તોત્ર પણ તેમણે રચ્યુ હતું.[૧૮]

નામ સામ્યથી આ બન્ને ઘટનાઓ એકમેક થઇ ગઇ હોય એમ સંભવે છે. ઇતિહાસ-પ્રેમી વિદ્વાન મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી આ સંબંધી ચર્ચા કરીને લખે છે કે: પટ્ટાવ-લીના માનતુંગસૂરિ જુદા છે કે જેઓ વીર નિ૦ સ૦ ૮૨૬ આસપાસ થયા છે. એટલે કે વિક્રમ સ૦ ૩૫૬ ની આસપાસનો સમય આવે છે. જ્યારે બીજા માનતુંગસૂરિ તો વિક્રમની સાતમી શતાબ્દીમાં થયા હોય એમ સંભવે છે. રાજા હર્ષ પણ એ સમયનો-વિક્રમ સ૦ ૬૬૩ થી ૭૦૪ નો છે તથા વૃદ્ધ ભોજનો સમય પણ વિક્રમનો સાતમો

૧૮ આ બન્ને સ્તોત્રની રચના આ માનતુંગસૂરિજીએ કરી છે તે માટે હીરસૌભાગ્યકાર એ કાવ્યના ચોથા સર્ગમાં આ પ્રમાણે લખે છે:

भक्तामराह्वस्तवनेन सूरिर्बभंज योऽङ्गाञ्चिगडानशेषान् ।
प्रवर्तितामन्दमदोदयेन गंभीरवेदीव करी धरेंदोः　　॥ ७६ ॥

भयादिमेनाथहरस्तवेन यो दुष्टदेवादिकृतोपसर्गान् ।
श्रीमद्रबाहुः स्वकृतोपसर्गहरस्तवेनेव जहार सघात्　　॥ ७८ ॥

સંગ છે. ભક્તામર સ્તોત્ર આદિના કર્તા આ બીજા માનતુંગસૂરિજી હોય તેમ અનુમાન છે. આ માનતુંગસૂરિ તો ગુણાકરસૂરિજીના ગુરૂ છે. અહીં તો પ્રથમ માનતુંગસૂરિજી સાથેનો સંબંધ હોય એ જ મુખ્યતયા વર્ણવેલ છે. તેમના સમયમાં અને તેમની પછી ઘણી મહત્ત્વની ઘટનાઓ બની ગઇ જેની ટૂંક હકીકત આ પ્રમાણે છે:

વીર નિ. સં. ૮૨૬ પછી એક વર્ષ બાદ એટલે વીર નિ. સં. ૮૨૭ થી ૮૪૦ની વચમાં યુગપ્રધાન સ્કંદિલસૂરિજી અને નાગાર્જુનસૂરિજીની પ્રમુખતામાં મથુરા અને વલભીમાં વાચના થઇ. 'પ્રભાવ ચરિત્ર' સ્કંદિલાચાર્ય માટે લખે છે કે:

> पारिजातोऽपारिजातो जैनशासननंदने ।
> सर्वश्रुतानुयोगार्हः कन्दुकन्दलनाम्बुदः ॥ १ ॥
> विद्याधरवराम्नाये चिन्तामणिरिवेष्टदः ।
> आसीच्छ्रीस्कन्दिलाचार्यः पादलिप्तप्रभोः कुले ॥ २ ॥

'વિચારશ્રેણી'માં મેરુતુંગસૂરિજી લખે છે : **पणसयरीयीसाइं तिन्निसयसमन्नियाइं अक्कमिउं विक्कमकालाओ तओ वलभीभंगो समुप्पन्नो। यतः विक्रमात् ११४ वर्षैः वज्रस्वामी, तद्नु २३९ वर्षैः स्कन्दिलः, २२ वर्षैः वलभीभंग वर्ष ३७५।** આ માન્યતાનુસાર વિ. સં. ૨૩૯માં અર્થાત્ વીરનિ. સં. ૮૨૩માં સ્કંદિલાચાર્ય થયા, અને ૮૨૬ પછી લગભગ વાચનાનો ઉલ્લેખ મળે છે એટલે વીરનિ. સં.ની નવમી સદીમાં વાચનાનો પ્રસંગ બન્યો. આ જ સમયે વલભીમાં નાગાર્જુનસૂરિએ આગમ વાચના કરી હતી. આચાર્ય હેમચન્દ્ર સૂરિજી લખે છે કે: **जिनवचनं च दुष्षमाकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुनस्कन्दिलाचार्यप्रभृतिभिः पुस्तकेषु न्यस्तम् ।** અર્થાત્ નાગાર્જુન અને સ્કન્દિલાચાર્ય સમકાલીન હતા. તે વખતે દુષ્કાળ આદિને અંગે જિનવચનનો હ્રાસ થતો હતો તેને અટકાવવા સ્કંદિલાચાર્યે મથુરામાં અને નાગાર્જુને વલભીમાં વાચના કરી. હિમવત થેરાવલીકારના મત મુજબ વિ. સ. ૧૫૩માં આર્ય સ્કંદિલાચાર્યે મથુરામાં વાચના કરી અને વિક્રમ સં. ૨૦૨માં મથુરામાં તેમનો સ્વર્ગવાસ થયો. આ રીતે આ સમય બાબત મતભેદ છે. તેમની સાથે મદદમાં મધુમિત્રાચાર્ય વગેરે ૧૨૫ સ્થવિરો હતા.

આ વાચના પછી વીરનિ. સં. ૮૪૫માં વલભીનો પ્રથમ ભંગ થયો

વીરનિ. સં. ૮૮૪માં મલ્લવાદીસૂરિએ બૌદ્ધોને જીત્યા હતા.

વીરનિ. સં. ૮૮૨માં ચૈત્યવાસીઓ થયા. 'વીરવંશાવલી'ના મતે ૮૮૬માં થયા. મુ. કલ્યાણવિજયજીના મતે ૮૮૨માં ચૈત્યવાસની સ્થાપના નહોતી થઇ પણ ત્યારે તે પૂર જોસમાં હતો.

**મલ્લવાદીસૂરિ**–ગૃહસ્થપણામાં તેમનું મલ્લ નામ હતું. તેમની માતાનું નામ **દુર્લભદેવી** હતું. તેમને જિનયશ અને યક્ષ નામના બે મોટા ભાઇ હતા. તેના મામા જિનાનંદસૂરિ નામે જૈન આચાર્ય હતા. તેમને ભરૂચમાં બુદ્ધાનંદ નામક બૌદ્ધાચાર્યે વાદમાં હરાવ્યા

તેથી જિનાનંદસૂરિ ભરૂચ છોડી વલભીમાં રહેતા હતા. પોતાના ત્રણે પુત્ર સાથે દુર્લભદેવીએ તેમની પાસે દીક્ષા લીધી હતી. મલ્લ બહુ બુદ્ધિશાળી હતો તેણે **નયચક્ર** નામનો દસહજાર શ્લોક પ્રમાણ ગ્રંથ બનાવ્યો છે. યોગ્યતા જોઈ ગુરૂએ તેને આચાર્ય બનાવ્યો. તેના મોટાભાઇ જિનયશે **પ્રમાણ** ગ્રંથ રચ્યો અને **વિશ્રાન્ત વિદ્યાધર** વ્યાકરણ ઉપર ન્યાસ રચ્યો. યક્ષે અષ્ટાંક નિમિત્તનો **યક્ષીસંહિતા** ગ્રથ રચ્યો. પોતાના ગુરૂનો બૌદ્ધાચાર્યે કરેલ પરાભવ જાણીને મલ્લસૂરિ ભરૂચમાં ગયા અને તેને હરાવી આદર પૂર્વક ગુરૂનો ભરૂચમાં પ્રવેશ કરાવ્યો. આ પછી તેઓ મલ્લવાદી તરીકે ખ્યાત થયા. તેમણે બીજો **પદ્મચરિત** નામક જૈનરામાયણ ગ્રંથ રચ્યો છે. વિશેષ માટે 'પ્રભાવકચરિત્ર' 'ચતુર્વિંશતિ પ્રબંધ' વગેરે ગ્રથો જોવા.

### ૨૧ વીરસૂરિ

તેઓ માનતુંગસૂરિની પાટે થયા. તેમણે વીરનિ. સં. ૭૭૦ (૮૭૦ જોઇએ)માં નાગપુરમાં નમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી તેનો ઉલ્લેખ આ પ્રમાણે મળે છે:

> नागपुरे नमिभवनप्रतिष्ठया महितपाणिसौभाग्यः।
> अभवद् वीराचार्यस्त्रिभिः शतैः साधिकै राज्ञ ॥ १ ॥

વીરવંશાવલીકાર લખે છે કે તેમના સમયમાં વીર નિ. સં. ૮૪૫માં વલભીભંગ થયો. આ રીતે તેઓ વીરનિ. સં. ની નવમી સદીમાં વિદ્યમાન હતા. આ સિવાય તેમનો વિશેષ પરિચય રનથી મળતો. 'પ્રભાવક ચરિત્ર'માં બે વીરસૂરિનો પરિચય મળે છે પણ તે બીજા છે. એક વીરગણિ છે અને બીજા વીરઆચાર્ય છે.

પ્રભાવક ચરિત્રમાં જે પરિચય છે તે સંક્ષેપમાં આ છે. ભિનમાલમાં **શિવનાગ** પિતાને ત્યાં **પૂર્ણલતાથી** તેઓ જન્મ્યા હતા. તેમનું નામ **વીરચંદ્ર** હતુ. તે સાત કન્યાઓને પરણ્યા હતા. તેમણે વિમલગણી પાસે દીક્ષા લીધી હતી અને વલભીનાથ નામે વ્યંતરને પ્રતિબોધી શાંત કર્યો હતો. તે યક્ષની મદદથી અષ્ટાપદની યાત્રા કરી હતી, અને તેના સ્મરણ રૂપે ત્યાંથી ચોખા લાવ્યા હતા જે પાટણમાં, પાટણના ભંગ સુધી, અષ્ટાપદની સ્થાપના રૂપે પૂજાતા હતા. તેમનો જન્મ વીર નિ. સ. ૯૩૮મા, દીક્ષા ૯૮૦માં અને સ્વર્ગવાર ૯૯૧માં થયો હતો. આ વીરસૂરિ અને પટ્ટપરંપરામાંના વીરસૂરિમા લગભગ ૧૦૦ વર્ષનું અંતર છે. આ સિવાય એક બીજા વીરાચાર્યનો પરિચય પ્રભાવક ચરિત્રમાં છે પણ તે તો સિદ્ધરાજ જયસિંહના સમકાલીન હોવાથી તેમનો પરિચય અહીં નથી આપ્યો. તેઓ મહાપ્રાભાવિક હતા અને બે રાજાઓને પ્રતિબોધ્યા હતા તથા વાદીઓને જીતી જૈનશાસનનું ગૌરવ વધાર્યું હતું.

### ૨૨ જયદેવસૂરિ

વીરસૂરિની પાટે વીર નિ. સ. ની નવમી સદીમા તેઓ થયા. તેમનો વિશેષ પરિચય નથી મળતો. વીર વંશાવળીમાં લખ્યુ છે કે "રણતભમરમાં ગિરિશૃંગે સં ૫૭૨માં ૧૯ પદ્મપ્રભબિંબની પ્રતિષ્ઠા કરાવી અને પદ્માવતી દેવીની મૂર્તિ સ્થાપી તેમજ થલેચી (મરૂધર)મા વિચરી ભાટી ક્ષત્રિઓને જૈન બનાવ્યા."

૨૩ દેવાનંદસૂરિ

તેઓ જયદેવસૂરિની પાટે થયા. તેમનો વિશેષ પરિચય નથી મળતો. વીરવંશાવલિમાં લખ્યું છે કે "પશ્ચિમ દિશામાં દેવકીપત્તનમાં (પ્રભાસ પાટણ સંભવે છે) સં. ૫૮૫માં[૧૯] પાર્શ્વપ્રભુનું બિંબ સ્થાપ્યું અને ૫૭૨માં[૧૯] કચ્છમાં સુથરી ગામમાં જૈનો અને શૈવો વચ્ચે વાદવિવાદ થયો" ઉ. ધર્મસાગરજી તપગચ્છ પટ્ટાવલીમાં લખે છે કે "વીર નિ. સં. ૮૪૫માં વલભીભંગ થયો, ૮૮૨મા ચૈત્યવાસીઓ થયા અને ૮૮૬માં બ્રહ્મદ્વીપિકા શાળા નીકળી."

૨૪ વિક્રમસૂરિ

વીર નિ. સં. ની દશમી સદીના પ્રારંભના આ આચાર્ય દેવાનંદસૂરિની પાટે થયા. તેમણે ગુજરાતમાં સરસ્વતી નદીના કિનારે **ખરસડી** ગામમાં બે માસના ચોવિહારા ઉપવાસ કર્યા જેથી સરસ્વતી દેવીએ પ્રસન્ન થઇ નમસ્કાર કર્યો અને ઘણાં વર્ષથી સુગયેલું પીંપળાનું ઝાડ નવવિકસિત થયું. આથી સૂરિજીની બહુ ખ્યાતિ થઇ. ધાન્ધારક્ષેત્રમાં વિચરી સૂરિજીએ ત્યાંના **પરમાર** ક્ષત્રીઓને પ્રતિબોધ્યા હતા.

૨૫ નરસિંહસૂરિ

વીર નિ. સં. ની દસમી સદીના મધ્યમાં તેઓ વિક્રમસૂરિની પાટે થયા. તેમણે, ઉમરગઢમાં પુહકર (પુષ્કર)ના તળાવના કાંઠે ભાદ્ર પ્રમુખ નગરમાં નવરાત્રિમાં વ્યંતર યક્ષ જે પાડાનો ભોગ લેતો તે ઉપદેશથી બંધ કરાવ્યો. લખ્યું છે કેઃ

नरसिंहसूरिरासीदतोऽखिलग्रंथपारगो येन ।
यक्षो नरसिंहपुरे मांसरतिं त्याजितः स्वगिरा ॥ १ ॥

૨૬ સમુદ્રસૂરિ

તેઓ નરસિંહસૂરિની પાટે થયા. તે મેવાડ દેશમાંના કુંભલમેરના ખેમાણુ જાતના ક્ષત્રિય હતા. તેમણે અણહીલપત્તન, બાહડમેર, કોટડા વગેરેમાં વિચરી શાસનપ્રભાવના કરી હતી, ચામુંડાદેવીને પ્રતિબોધી હતી અને એક દિગંબર પંડિત (આચાર્ય)ને વાદમાં જીત્યો હતો.

વીરવંશાવલીકાર તેમના સમયના કેટલાક મહત્ત્વના પ્રસંગો વર્ણવે છે :

વિ. સં. ૫૨૫ વીર નિ. સં. ૯૯૫માં યુગપ્રધાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થયા, જેમણે ધ્યાનશતક આદિ ગ્રંથો બનાવ્યા છે. વિશેષાવશ્યક ભાષ્ય પણ તેમનું જ રચેલું કહ્યું. યુગપ્રધાન પટ્ટાવલીઓ પ્રમાણે તો તેઓ વીર નિ. સં. ૧૦૫૫ થી ૧૧૧૫ (વિ. સં. ૫૮૫ થી ૬૪૫) સુધીમાં થયા છે.

વિ. સં. ૫૨૩-વીર નિ. સં. ૯૯૩માં કાલિકાચાર્ય થયા, જેમણે પાંચમની ચોથ કરી અને સભા સમક્ષ કલ્પસૂત્ર વાંચવું શરૂ કર્યું. વીરવંશાવલીકારે આ સમયમાં મતભેદ

૧૯ આ બન્ને સંવતમાં ફેરફેર છે, કયો સંવત્ લેવો તે સમજાતું નથી.

આપ્યો છે. એક વીર નિ. સં. ૯૯૯નો, બીજો ૯૮૦ નો અને ત્રીજો ૯૯૩નો. આ વખતે અન્તિમ કાલિકાચાર્ય થયા.

વીર નિ. સં. ૯૮૦ માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલ્લભીપુરમાં આગમો પુસ્તકારૂઢ કરાવ્યાં. તેઓ આર્યસુહસ્તીની પરંપરામાં થયા. યુગપ્રધાન પટ્ટાવલી પ્રમાણે તેઓ ૨૭ મા યુગપ્રધાન થયા. તેમણે '**सिद्धांतान् अव्यवच्छेदाय पुस्तकाधिरूढान् अकार्षित् ।** એટલે વિચ્છેદ ન જાય તે માટે આગમોને પુસ્તકોમાં લખાવ્યા. દિગંબરો આનો અર્થ એ કરે છે કે તેમણે આગમો લખ્યા-એટલે કે નવા બનાવ્યા. પણ એ વાત કેવળ ભ્રમ છે. અહીં તો સ્પષ્ટ ઉલ્લેખ છે કે વિચ્છેદ ન થાય તે માટે પુસ્તકારૂઢ કર્યા. આ ભ્રમનું મૂળ 'લખ્યા'નો અર્થ 'રચ્યા' કર્યો એ છે.

દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમાં ગંધર્વ વાદીવેતાલ શાંતિસૂરિ થયા જેમણે આગમસંકલનામાં તેમને સારી મદદ કરી હતી. આ સમય વીર નિ. સ. ૯૮૦ થી ૯૯૩ નો છે.

સમુદ્રસૂરિજીએ દિગમ્બરાચાર્યને જીતી નાગહૃદ તીર્થને બચાવ્યું હતું.

**૨૭ માનદેવસૂરિ ( બીજા )**

આમનો વિશેષ પરિચય નથી મળતો. તેઓ વીર નિ. સં. ૧૦૦૦ના આચાર્ય છે અને શ્રીહરિભદ્રસૂરિજીના [૨૦]મિત્ર હતા. આ માટે લખ્યું છે કે:

**विद्यासमुद्रहरिभद्रमुनीन्द्रमित्रं सूरिर्बभूव पुनरेव हि मानदेवः ।**
**मांद्यात्प्रयातमपि योऽनघसूरिमंत्रं लेभेऽम्बिकामुखगिरा तपसोज्जयंते ॥**

વીર નિ. સં. ૧૦૦૦મા સત્યમિત્ર નામના પૂર્વધર અને યુગપ્રધાન થયા. અને પૂર્વજ્ઞાનનો વિચ્છેદ થયો. વજ્રસેનસૂરિથી સત્યમિત્ર સુધીમાં છ યુગ પ્રધાનો થયા: ૧. નાગહસ્તી, ૨. રેવતિમિત્ર બ્રહ્મદ્વીપ, ૩. નાગાર્જુન, ૪. ભૂતદિન્ન ૫. કાલિકાચાર્ય અને ૬ સત્યમિત્રસૂરિ. યુગપ્રધાન યંત્ર પ્રમાણે સત્યમિત્ર આઠમા યુગ પ્રધાન થયા.

**ઉપસંહાર**

આ રીતે પ્રભુ વીરના નિર્વાણ પછીના ૧૦૦૦ વર્ષના પટ્ટપરંપરાના આચાર્યોનો સંક્ષિપ્ત પરિચય મેં આપ્યો છે. સમય માટે મતભેદ રહેવાનો જ. અનેક ગ્રંથકારોએ એ મતભેદ ચાલુ રાખ્યો છે. એટલે હું પણ તે માર્ગને અનુસર્યો છું. આ સિવાય તે તે વખતના મહાન આચાર્યોના ટૂંક પરિચય પણ મેં આપ્યા છે. અને મહત્ત્વના પ્રસંગની નોંધ પણ લીધી છે. આ વિષય ઉપર પુષ્કળ લખી શકાય એમ છે. કેટલાંક સાધનો ઉપલબ્ધ થયાં

---

૨૦ હરિભદ્રસૂરિ બહુ જ વિખ્યાત આચાર્ય થયા તેઓ 'યાકિનીમહત્તરાધર્મસૂનુ' તરીકે ખ્યાત છે. તેમણે ૧૪૪૪ ગ્રંથો બનાવ્યા છે. તેમાં મુખ્ય-દશવૈકાલિકસૂત્ર, આવશ્યક, ન્યાયપ્રવેશ, ધ્યાનશતક આદિની વૃત્તિઓ, અનેકાંત જયપતાકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષડ્દર્શન સમુચ્ચય, સમરાઈચ્ચકહા વગેરે ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમના સમય-નિર્ણય માટે વિદ્વાનોમા જુદા જુદા મતો પ્રવર્તે છે. વિશેષ પરિચય માટે પ્રભાવકચરિત્ર, ચતુર્વિંશતિ પ્રબંધ, હરિભદ્રસૂરિ સમયનિર્ણય વગેરે જોવાં.

છે છતાં બીજાં સાધનો અને સમયની ખમી છે. આ લેખ માટે મેં મુખ્યતયા નિમ્ન ગ્રંથોનો ઉપયોગ કર્યો છે, તેની સાભાર નોંધ લઉં છું:

૧. ઉ. ધર્મસાગરજીકૃત તપાગચ્છ પટ્ટાવલી. (પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧માંથી)

૨. જૈનસાહિત્ય સંશોધકમાં પ્રગટ થયેલ વીરવંશાવલી.

૩. જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડમાં પ્રકાશિત તપગચ્છ પટ્ટાવલી.

આ સિવાય પ્રભાવક ચરિત્ર ભાષાંતર (પર્યાલોચના સહિત), પરિશિષ્ટ પર્વ, તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ, પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧, ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રબંધ ચિંતામણિ, વિચારશ્રેણિ (જૈન સાહિત્ય સંશોધકમાં પ્રકાશિત), વીરનિર્વાણ સંવત ઔર જૈનકાલ ગણના, જૈનસત્યપ્રકાશની પ્રથમ વર્ષની ફાઇલ, હીરસૌભાગ્ય, વિજયપ્રશસ્તિ વગેરે ગ્રંથોની મેં મદદ લીધી છે. જો સમયની અનુકૂળતા હોત તો આ વિષય માટે આથી વિશેષ લખી શકાત એ હું જાણું છું.

આ એક ઐતિહાસિક લેખ છે, અને ઇતિહાસનું ક્ષેત્ર જેટલું ખેડાય તેટલું તેમાં વધુ સત્ય મળે છે. વળી આ લેખ ઉતાવળમાં લખ્યો છે એટલે એમાં ક્ષતિ રહેવાની સંભાવના છે. આવી કોઇ ક્ષતિ જેના જોવામાં આવે તે મને અવશ્ય જણાવશે તો હું મારી ભૂલ સુધારી લઇશ.

છેવટે–આવા લેખો માટે સદાય સહાયતા આપતા અને પ્રેરણા કરતા પૂ. ગુરૂ મહારાજશ્રી દર્શનવિજયજી મહારાજનો આભાર માની આ લેખ સમાપ્ત કરૂં છું.

## સત્સંગ

जे आयओ परओ या वि णच्चा,
अलमप्पणो होंति अलं परेसिं ।
तं जोइभूतं च सयावसेज्जा,
जे पाउकुज्जा अणुवीइ धम्मं ॥

પોતાની અંદર તેમજ બહાર–એમ બંને રીતે સત્યને જાણીને જેઓ પોતાને તેમજ બીજાને તારવાને સમર્થ છે, તેવા જગતના જ્યોતિરૂપ તથા ધર્મનો સાક્ષાત્કાર કરી તેને પ્રગટ કરનાર (મહાત્મા)ની સોબતમાં હંમેશ રહેવું. (૧૨–૧૯)

સૂત્રકૃતાંગસૂત્ર
('મહાવીરસ્વામીનો સંયમ ધર્મ')

# वीतभयपत्तन कहां है

लेखक

पंन्यासजी महाराज श्री समुद्रविजयजी गणि

जिस वीतभयपत्तन में, महाराजा उदयन और प्रभावती राणी विद्यु-न्मालीदेवकृत कपिलकेवली प्रतिष्ठित भावसाधु श्री महावीर देव की प्रतिमा की अर्चनादि भावभक्ति किया करते थे, जिसे जंगमकल्पतरु चरम तीर्थंकर श्री महावीर प्रभुने अपने पादारविन्दसे पुनीत किया था, जहां महाराजा उदयन अंतिम राजर्षि हुए थे उस वीतभयपत्तनका वृत्तांत शास्त्रों में-ग्रंथों में-पाया जाता है, परन्तु क्या आजतक किसीके हृदय में यह प्रश्न उठा है कि यह वीतभयपत्तन है कहां?

मैं आज इस लेखमें उस वीतभयपत्तन पर कुछ प्रकाश डालने का प्रयत्न करता हूं, आशा है कि इसे पढकर सब जैनबंधु इस तर्फ ध्यान देंगे, और विद्वद्वर्य, साहित्यवेत्ता एवं प्राचीन वस्तु संशोधक महानुभाव इस विषय पर विशेष प्रकाश डालने का प्रयत्न करेंगे।

वीतभयपत्तन पंजाबदेशान्तर्गत जेहलम जिले में जेहलम नदी के तटपर दबा हुआ छोटासा पहाड जैसा नज़र आता है। यहाँ बडे बडे मकानों के चिह्न दृष्टीगोचर होते हैं, खुदवाई कराने पर सिक्के आदि अनेक चिज़े व भग्नावशेष नज़र आते हैं।

'उपदेश प्रासाद' ग्रंथ में इस प्रकार का वृत्तांत उपलब्ध होता है:
सिंधुसौवीर देश में वीतभयपत्तन महाराजा उदयन का मुख्य शहर था। यहां ही महाराजा उदयन राज्यकारभार करते थे, उनके प्रभावती नामा राणी और अभिची नामा पुत्र था।

विद्युन्मालीदेवने आत्मकल्याण के लिए बोधी बीजकी प्राप्ति के लिए गृहस्थपन में चित्रशाला में कायोत्सर्ग में रहे हुए भावसाधु श्री महावीर प्रभुकी तादृश प्रतिमा बनवा के कपिल नामा केवली के पास प्रतिष्ठित करवा के किसी एक वेपारी को दे दी। वह प्रतिमा महाराजा उदयन और महाराणी प्रभावती के पास आगई। अत्यन्त आदर के साथ प्रभु-प्रतिमा को लेकर गृहचैत्यालय में स्थापन करके महाराजा और महाराणी प्रभुभक्ति किया करते थे। प्रभु के समक्ष महाराणी नाटक किया करती थी और महाराजा स्वयं वीणा बजाते थे।

महाराणी के बाद उसकी देवदत्ता नामा कुबडी दासी प्रभुभक्ति किया करती थी। भवितव्यता के योगसे वो कुबडी दासी सुंदर रूपवाली बन गई, महाराजाने उसका नाम सुवर्णगुलिका रख दीया।

अवंती नरेश चंडप्रद्योतन इसके रूपमें मोहित होकर दासी और प्रभुप्रतिमा-इन दोनों को लेकर रातोरात वापस चला गया।

पाठक इतना ध्यान रखें कि चंडप्रद्योतन प्रभुप्रतिमा के सदृश ही नवीन प्रतिमा बनवाकर साथ ले आया था, उस प्रतिमा के स्थान में नवीन प्रतिमा को स्थापन करके ले गया था।

प्रातःकाल महाराजा उदयन यह वृत्तांत जानकर चिंतातुर हुए। १० मुकुटबद्ध महाराजाओं के साथ अवंती पर धावा कीया। अवंतीपति चंडप्रद्योतन को हराकर बंधवाकर जेलखाने में डलवा दीया और उसके ललाट पर 'ममदासीपति' यह अक्षरावली खुदवा दी। बादमें चैत्यालयमें (जहां वो प्रभुप्रतिमा थी वहां) जाकर दर्शन करके प्रभुस्तुति की एवं प्रभुप्रतिमा को उठाने का प्रयत्न किया तो अधिष्ठायक देवने रोका और कहा कि 'हे नृप! तव पत्तनं पांशुवृष्ट्या स्थलं भावि' हे राजन्! आपका नगर धूलकी वर्षासे दब जायगा, अतः प्रभु वहां न पधारेंगें। इस बातसे महाराजा उदयन उदास होकर वापस लौटे। वापस लौटते हुए वर्षाऋतु रास्ता में आजानेसे छावणी डाल कर वहां ही रह गये। पर्वाधिराज श्रीपर्युषणापर्व आने पर महाराजा उदयनने पौषह लिया तब सूद (रसोई करनेवालेने)ने जाकर चंडप्रद्योतनसे प्रश्न किया की आज आपके लिए क्या रसोइ बनाउं? चंडप्रद्योतनने कुछ सोच कर पुछा 'क्यों भाई आज क्या बात है?' 'आज पर्वाधिराज श्रीपर्युषणापर्व है। महाराजाने पौषधलिया है, आपके लिए रसोई बनानी है' सूदने कहा। 'अहो, मुझे तो पता न था, अच्छा हुआ पता लग गया, आज मेरे भी उपवास है' चंडप्रद्योतनने खुलासा किया। सूदने ज्योंका त्यों वृत्तांत महाराजा को सुना दिया। इससे महाराजा बडे प्रसन्न हुए, और विचारने लगे कि यह मेरा साधार्मिक बंधु है, इसके साथ खमतखामणा किये विना मेरे श्रीपर्युषणापर्व पूरी तौर से आराधित कैसे हो सकते हैं? जाऊं इसके साथ खमतखामणा करलुं। यह निश्चय करके स्वयं महाराजाने जाकर चंडप्रद्योतन से खमतखामणा कीये, और ममदासीपति इन अक्षरों को छिपाने के लिए सुवर्णका एक पट्ट बनवा कर ललाट पर बांध दिया व उसका सारा ही राज्य उसको वापस दे दिया, विशेष में देवकृत उस प्रभुप्रतिमा की भक्ती के निमित्त १२००० हजार गांव दिये। वर्षाऋतु बीतने पर महाराजा उदायन वापस अपने वीतभयपत्तन में पधारे। जिस स्थान में छावणी डाली थी उस स्थान में १० राजे साथ में होनेसे वहां दशपुर नामा नगर बसा जिसको अभि मंदसौर कहते हैं। चंडप्रद्योतन स्थापन की हुई नवीन प्रभुप्रतिमा की उसी तरह से भावभक्ति करने लगे।

एक दिन पौषध में मध्य रात्रि के समय वैराग्य रससे प्लवित हो कर दीक्षा लेने की भावना भाने लगे। उस अर्से में जंगम कल्पतरु श्रमण-भगवान श्री महावीरदेव विचरते हुए वीतभयपत्तन पधारे, जिससे महाराज बडे खुश हुए, अपने मनोरथ सफल हुए जान कर। संसार विनाशिनी प्रभुदेशना श्रवण कर के भाणेज केशीकुमार को राज्यभार दे कर स्वयं प्रभु के चरणों में जा कर दीक्षा लेली। महाराजा उदयन अंतिम राजर्षि बने।

प्रभु के चरणो में दीक्षा पालते हुए विविध प्रकार का तप तपने लगे। निरस आहारादि के भक्षण से अंतिम राजर्षि के शरीर में व्याधि उत्पन्न हो गया। अंतिम राजर्षि को व्याधिग्रस्त देख कर किसी वैद्यने कहा कि महाराज, आप दधि भक्षण कर के शरीर की रक्षा करे 'शरीरमाद्यं खलु धर्मसाधनम्', किन्तु वे महर्षि शरीर पर भी निस्पृह हो कर ग्रामानुग्राम विचरते हुए एक वक्त वीतभयपत्तन पधारे। उनको पधारे जान कर मंत्रीने महाराजा केशी से कहा कि आप के मामा साहब दीक्षा से उद्विग्न हो कर यहां आए हैं, आपका राज्य छीन लेंगे। केशीने कहा भले ले लो, इन्हीं का ही दिया हुआ है। मंत्री ने कहा-ऐसा नहीं बन सकता। मिला हुआ राज्य वापस कैसे दिया जाय। इनको जहर दिलवा देना चाहिये। मंत्री के वचनों से केशी राजाने वैसा ही कीया: गोपालकों से दधि में विष मिलवा कर दिलवा दीया, परंतु देवने तीन दफे दधि में से विष हर लिया। अंत में विषमय दधि भक्षण करने से शरीर में व्याकुलता हो जानेसे अनशन कर लीया और ३० दिनका अनशन पाल भावना भाते हुए उन्होंने केवलज्ञान प्राप्त कर के शाश्वता सुख-मोक्ष-को प्राप्त किया।

उस वक्त देवने क्रोध में आकर धुल की वर्षा करके नगर को दबा दिया। पुनः इसका उद्धार श्री वीरनिर्वाण से १६६९ वर्ष व्यतीत हो जाने पर श्री कुमारपालभूपाल करेगा, एवं प्रभु प्रतिमा को निकाल कर उसी तरह उदयनवत् पूजेगा "श्रीवीरनिर्वाणतः षोडशशतनवषष्टिवर्षाणि यदा यास्यंति तदा पांशुपूरीतां प्रतिमां कुमारभूपः कर्षयिष्यति, पूर्ववत्तां पूजयिष्यति चेति"

इस उल्लेख से सिद्ध हुआ कि वीतभयपत्तन प्राचीन तीर्थ है, और किसी वक्त यह जैनपुरी थी जहां जैनधर्म रूपी सूर्य तप रहा था।

अब सोचने की बात यह है कि उक्त नगर का फिर से उद्धार हुआ या नहीं, कुमारपालभूपालने प्रभु प्रतिमा को निकलवा कर पूर्ववत् भाव भक्ति की या नहीं? क्यों कि वर्तमान में जो वीतभयपत्तन (भेरा) है वो

दूसरी-तीसरी दफा बसा हुआ है-अतः विद्वानों से मेरा नम्र निवेदन है कि वे इसके उपर अधिक प्रकाश डालें, जिससे जैन जनता पर उपकार होगा।

लेखिनी को विराम देने के पहले यदि वर्तमान वीतभयपत्तन के विषय में भी कुच्छ कहा जाय तो अनुचित न होगा।

प्राचीन वीतभयपत्तन से तीन-चार कोश के फासले पर जहेलम नदी के तट पर ही बसा हुआ है। इस समय वीतभयपत्तन 'भेरे' के नाम से प्रसिद्ध है। अच्छा कस्बा है, पंजाब से पेशावर जाते हुए रास्ता में लालामूसा नामका जंकशन आता है, यहां से भेरे की तर्फ रेल गाडी जाती है, खास भेरा का स्टेशन भी है। इस वर्तमान भेरे को बसे हुए लगभग ८००-९०० वर्ष हुए हैं। पहले यहां जैनों की बस्ती अच्छी थी। जैनधर्म की जाहोजलाली थी। इस समय जैनों का एक भी घर शेष नहीं रहा। केवल प्राचीन एक जैन मंदिर है। जिस मुहल्ले में जैन मंदिर है उस मुहल्ला का नाम है भावडों का मुहल्ला। इस देश में ओसवालों को भावडे कहते हैं। भावडों के मुहल्ले में जैन मंदिर के सिवा खंडरात नज़र आता है। जैन मंदर भी अति जीर्णावस्था में आचुका था, गिरनेवाला हो रहा था, जैनों के ठहरने के लिए कुच्छ भी साधन न था, पंजाब के जैनों का भी विशेष लक्ष्य इधर न था।

सद्भाग्य से सं० १९८० में पुज्यपाद आचार्य महाराज श्रीमद्विजय-वल्लभसूरिजी महाराज साहब के सुयोग्य शिष्य स्वर्गीय उपाध्यायजी महाराज श्री सोहनविजयजी यहां (भेरे) पधारे-मैं भी साथ ही था-इस प्रसंग पर पंजाब के बहुत से सद्गृहस्थ भी यहां पधारे थे।

यहां जैनों के घर-जैन धर्मशालादि न होने से जैनेतर भाईयों के मकान में ठहरना हुआ। भेरे के लोग श्रद्धालु एवं भद्रिक हैं। जब उनको पता चला कि जैन साधु आए हैं, तब सैंकडों नरनारियां दर्शनार्थ आए। जैन साधुओं के आचार विचार की बातें सुन कर मस्तक धूनाते हुए आश्चर्य प्रगट करते-धन्य है इनको।

आगेवानों की प्रार्थना से खुले मेदान में उपाध्यायजी महाराजने देव-गुरु धर्म के विषय में जोरदार व्याख्यान दीया और आये हुए जैन बंधुओं का श्री जैन मंदिर की ओर ध्यान आकर्षित किया-जीर्णोद्धार के लिए जोर दिया, जिसके फल स्वरूप पूज्यपाद आचार्य देव १००८ श्रीमद्विजय वल्लभसूरीश्वरजी महाराज की आज्ञा से श्री आत्मानंद जैन महासभा पंजाब ने इस शुभ कार्य को अपने हाथ में ले लिया। पंजाब श्रीसंघ की मदद से महासभाने प्राचीन मंदिर का जीर्णोद्धार करवाया-एवं प्राचीन

तीर्थ कायम रखा, यात्रिओं की सुविधा के लिए एक छोटीसी जैन धर्मशाला भी बनवाई। प्रभुभक्ति के लिए सब प्रकार का प्रबंध किया हुआ है-परंतु यात्रिओं के आवागमन के बिना तीर्थ की शोभा नहीं हो सकती। यात्रिओं को किसी प्रकार की तकलीफ नहीं हैं-तकलीफ है तो इतनी दूर पहुंचने की।

यह तीर्थ बडा प्राभाविक-चमत्कारी है। यहां के रहीसों को इस तीर्थ पर उत्कट श्रद्धा है। जब कोई ऐसा प्रसंग पडता है तब मंदिरजी जा कर नैवेद्य-श्रीफल आदि चढाते हैं और प्रभुभक्ति करते हैं।

अत एव जैन जनता का इधर ध्यान आकर्षित करता हुआ आशा रखता हूं कि यात्रिक गण जरूर एक दफे आकर इस वीतभयपत्तन तीर्थ की यात्रा का लाभ उठायेंगे और सम्यक्त्व को निर्मल बनायेंगे।

खास कर श्री समेतशिखरजी की यात्रा कर दील्ही आनेवाले यात्रियों को इधर आना कोई मुश्किल नहीं है। सुज्ञेषु किं बहुना?

## જૈન સાહિત્ય

સર્વકાળે જૈનોએ સાહિત્યના ક્ષેત્રમાં પુષ્કળ કાર્ય કર્યું છે. જૈન લેખકો મોટે ભાગે ધાર્મિક શ્રેણિના હતા. ચતુર્માસમાં વિહાર કરવાનો જૈન સાધુઓને ખાસ નિષેધ છે, તે સમયે તેઓ એક સ્થાને રહીને લખતા. વળી હેમચંદ્ર અને એવા બીજા જૈન ઇતિહાસમાં પ્રખ્યાત થયેલા પ્રતાપી પુરુષો એક સ્થાને રહેતા, તે પણ ગ્રંથો લખતા. લેખકો મોટે ભાગે ધાર્મિક શ્રેણિના હતા તેને પરિણામે ગ્રંથો પણ મોટે ભાગે ધાર્મિક શ્રેણિના લખાયા છે. અને વળી ભારતીય સાહિત્યના ઇતર ક્ષેત્રોમાં જે વિષયો ઉપર ચર્ચા થઇ છે, તે વિષયો ઉપર આ લેખકોએ પણ ચર્ચા કરી છે. આધ્યાત્મિક ભાવનાઓ, ધાર્મિક કથાઓ, શિલ્પશાસ્ત્ર અને તીર્થંકરના સ્તોત્રો એ સાહિત્ય મુખ્યત્વે છે. તે ઉપરાંત વિજ્ઞાનશાસ્ત્ર, કાવ્યો, વાર્તાઓ, નાટકો તેમજ લેખો વગેરે સાંસારિક વિષયના ગ્રંથો દ્વારા પણ યથાશક્ય ધર્મને પોષણ આપ્યું છે.

પ્રો. ગ્લાઝેનાપ ('જૈનધર્મ')

અતિ પ્રસિદ્ધ ત્રણ

# આ ગ મ

# વા

# ચ

# ના

❦

: ૧ :

**પાટલીપુત્રી વાચના**

: ૨ :

**માથુરી વાચના**

: ૩ :

**વાલભી વાચના**

❦

લેખક

**શ્રી. મોહનલાલ દીપચંદ**

ચોકસી

※



**श्रीजम्बूः प्रभवः प्रभुर्गतभयः शय्यम्भवः श्रीयशो-**
**भद्राख्यः श्रुतकेवली च चरमः श्रीभद्रबाहुर्गुरुः।**
**श्रीलस्वर्णकपोपलः स विमलः श्रीस्थूलभद्रप्रभुः,**
**सर्वेऽप्यार्यमहागिरिप्रभृतयः कुर्वन्तु वो मङ्गलम्॥**
**श्यामाचार्यसमुद्रमङ्गुसमिताः श्रीभद्रगुप्तादयः,**
**श्रीमान् सिंहगिरिस्तथा धनगिरिः**
**स्वामी च वज्राभिधः।**
**श्रीवैरो मुनिरार्यरक्षितगुरुः पुष्यो गुरुस्कंदिलः,**
**श्रीदेवर्द्धिपुरस्सराः श्रुतधराः कुर्वन्तु वो मङ्गलम्॥**

માત્ર સુવિખ્યાત ત્રણ વાચના પુરતો જ નહીં પણ પરમાત્મા મહાવીરદેવ પછીના લગભગ હજાર વર્ષનો જે ઇતિહાસ આજે વિખરાયેલો પડયો છે અને જેને સાલવારીના નિયત ક્રમમાં સુદૃઢ કરી શૃંખલાબદ્ધ કરવાની આવશ્યકતા છે એ સુવર્ણ કાળમાં થયેલા વિદ્વાન્ ને પ્રભાવિક સંતોમાંના ઘણાખરાનાં નામો ઉપરની આઠ પંક્તિમાં આવી જાય છે. ઉક્ત સંતોના જીવન સંબંધી જે કંઇ આછી પાતળી સામગ્રી પ્રાપ્ત થાય છે એ પરથી તે મહાપુરૂષોની જૈનધર્મ પ્રત્યેની અનુપમ સેવા અને જૈન શાસનની પ્રભાવનાનો ખ્યાલ આવે છે. અને તેઓશ્રીના ચરણારવિંદમાં મસ્તક સહસા ઢળી પડે છે. એટલું કહ્યા સિવાય નથી ચાલતુ કે જો દીર્ઘ દૃષ્ટિ દોડાવી, દેશ કાળ યાને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રતિ મીટ માંડી તેઓએ ઉચિત પ્રબંધ ન કર્યો હોત અર્થાત 'વાચના અને ગ્રંથ બદ્ધતા' જેવાં આવશ્યક કાર્યો ન આદર્યાં હોત તો સાચે જ આપણી પાસે આજે જે વારસો સંરક્ષાયેલો રહેવા પામ્યો છે અને એના બળ પર આજે જૈનધર્મ અન્ય સંપ્રદાયોની મધ્યમાં અણનમ શીરે ઉભેલ છે તે સ્થિતિ ન જ સંભવી શકત.

વાચનાનો સામાન્ય અર્થ તો 'ભણાવવું' થાય છે. આચાર્યશ્રી શિષ્યોને જે સૂત્ર અને અર્થ શિખવે છે એને જૈન પરિભાષામાં વાચના આપી કહેવાય છે. પણ અહીં ઉક્ત વાચના સંબંધી કહેવાપણું નથી. કારણવશાત જે સામુદાયિક રીતે વાચન થઇ છે અને જૈનસાહિત્યમાં જે વિશિષ્ટ ઘટના તરિકે લેખાય છે એ પરત્વે અહીં ટુંકમાં કહેવાનું છે. ભગવાન્ શ્રી મહાવીર દેવના નિર્વાણ બાદ એક હજાર વર્ષના ગાળામાં જે ઘટનાઓ બની છે, તે આ પ્રમાણે છે:

(૧) **પાટલીપુત્રી** વાચના કે જે સ્થવિર શ્રી ભદ્રબાહુસ્વામીના સમયમાં થઇ.

(૨) **માથુરી** વાચના કે જે સ્થવિર શ્રી સ્કંદિલાચાર્યની નેતાગીરીમાં થઇ.

(૩) **વાલભી** વાચના કે જે વાચક શ્રી નાગાર્જુનની દેખરેખમાં થઇ.

આ ત્રણુ વાચના સંબંધે અત્ર વિચાર કરવાનો છે :

મધ્ય દે માં સખત દુષ્કાળ પડવાથી સાધુઓ જુદા જુદા સ્થાનોમાં વિખરાઇ ગયા. આમ થવાથી અભ્યાસમાં વિક્ષેપ પડયો અને પરસ્પરમાં થતો વિમર્શ-પરામર્શ અટકી ગયો. સ્મરણુશકિત પણુ સતેજ થવાને બદલે મંદતાપ્રતિ ડગ ભરવા લાગી. કેટલાક વિદ્વાન સાધુઓ કાળના ભક્ષ્ય બન્યા અને આચાર વિરાધનાના ભીરૂ કેટલાક મુનિપુંગવોએ સ્વેચ્છાએ અનશન આદર્યાં.

વર્ષોબાદ દેશની સ્થિતિ બદલાઇ અને ગમનાગમન પૂર્વવત્ સુલભતાથી આરંભાયું ત્યારે ઉપર વર્ણિત વિષમ પરિસ્થિતિમાંથી જેઓ બચી ગયા હતા તે સર્વ સંતો મગધદેશના પાટલીપુત્ર નગરમાં એકત્ર થયા. પરસ્પરની યાદદાસ્ત તાજી કરી અગિયાર અંગ સુધીના જ્ઞાનના અંકોડા મેળવી લીધા; પણુ બારમા દૃષ્ટિવાદ અંગનો જ્ઞાતા કોઇ દેખાયો નહીં. એ વેળા સંપૂર્ણ ચૌદપૂર્વના જાણુકાર શ્રી ભદ્રબાહુસ્વામી બાર વર્ષનો યોગ ધારણુ કરી નેપાળ દેશમાં રહ્યા હતા. એ સંબંધમાં લંબાણુથી વર્ણન તિત્થોગાલી પયન્ના, આવશ્યક ચૂર્ણિ અને પરિશિષ્ટ પર્વ આદિમાં અપાયેલું છે. ટુંકમાં એટલું જ કહેવાનું કે તેમની પાસે લગભગ પાંચસો શિષ્યો પૂર્વજ્ઞાનની પ્રાપ્તિ અર્થે પાટલીપુત્રના શ્રમણુ સંઘમાંથી ગયા છતાં કાળના માહાત્મ્યથી કહો કે અભ્યાસ કરવાની ક્ષીણુ થતી શકિતના કારણે કહો—ગમે તે કારણે—માત્ર એમાંથી એકલા શ્રી સ્થૂલભદ્રમુનિ ટકી રહ્યા. તેમણે દશ પૂર્વનું જ્ઞાન બરાબર પ્રાપ્ત કર્યું જ્યારે બાકીનાં ચારનું તો માત્ર સૂત્રથી જ અને તે પણુ હવે પછી અન્યને ન ભણાવવાની આજ્ઞા પૂર્વક મેળવ્યું. એ સમયે ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામી જે શબ્દો ઉચ્ચારે છે એ પરથી ભવિષ્ય કાળની વિષમતાની કંઇક ઝાંખી થાય છે:

"શકટાળમંત્રી જેવા કુલીન કુળમાં જન્મ પામીને વિદ્યાસંપન્ન સ્થૂલભદ્ર જેવા ગંભીર ને વિનયશીલ પુરુષ, કે જેણે કોસ્યા વેશ્યા સાથેની બાર વર્ષની ગાઢી પ્રીતને, સાપ કાંચળીનો ત્યાગ કરી દે તેમ, ક્ષણુવારમાં તજી દીધી અને નંદરાજવીના મંત્રીપદની ઠકુરાઇને ઠોકર મારી કેવળ વિરકત ભાવે ભાગવતી દીક્ષા સ્વીકારી સંયમમાં શૌર્ય દાખવ્યું, અને જેનો અન્ય જોટો ન મળે એવું પ્રેયસી કોસ્યાના આવાસમાં પટ્રસ ભોજન લઇ ચાતુર્માસ કર્યું ને તેને શ્રાવિકા બનાવી—એવા પ્રભાવશાળી પણુ શ્રુતજ્ઞાનનો દુરૂપયોગ કરવામાં તત્પર થઇ ગયા ત્યાં બીજા ઓછી શકિતશાળી મનુષ્યોની શી વાત કરવી? સમય બારીક આવી રહ્યો છે. માનવ સમુદાયની માનસિક શક્તિઓનો પ્રતિ સમય હ્રાસ થઇ રહ્યો છે. ક્ષમતા ને ગંભીરતા નષ્ટ થતી ચાલી છે. એવા સમયે બાકીના પૂર્વોનું જ્ઞાન પ્રચલિત થાય એમાં મને શ્રેય નથી જણુાતું."

નિર્વાણ સંવત્ ઔર જૈન કાલ-ગણના' નામક પુસ્તકમાં લંબાણથી જુદા જુદા ગ્રંથના આધારો ટાંકી મંતવ્ય સિદ્ધ કરવામાં પ્રબળ પ્રયાસ તેઓએ સેવ્યો છે. જો કે પાટલીપુત્રી વાચના જેટલું વિસ્તારથી વર્ણન આ સંબંધમાં મળતું નથી છતાં આનું મહત્ત્વ ઓછું નથી જ. આચાર્ય મલયગિરિજી નંદીટીકામાં, જ્યોતિષ કરંડક ટીકામાં, ભદ્રેશ્વરની કથાવલીમાં અને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિરચિત યોગશાસ્ત્રી વૃત્તિમાં માથુરી વાચના સંબંધી મહત્ત્વપૂર્ણ ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે.

આચાર્ય સ્કંદિલજીના સમયમાં પણ દુષ્કાળના કારણથી આગમ શ્રુત અવ્યવસ્થિત થઇ ગયું હતું. કેટલાયે શ્રુતધર સ્થવિરો પરલોક પ્રયાણ કરી ગયા હતા. વિદ્યમાન શ્રમણ-ગણમાં પણ પઠનપાઠનની પ્રવૃત્તિ મંદ થઇ ચૂકી હતી. આધારભૂત શ્રુતધર તરિકે નામ લેવાનું હોય તો એ સમયે-એ પ્રદેશમાં-માત્ર શ્રી સ્કંદિલસૂરિ હતા. દુર્ભિક્ષની અવ્યવસ્થા સુધરતાં જ ઉક્ત સંતની છાયામાં-મથુરામાં શ્વે. શ્રમણસંઘ એકત્ર થયો અને આગમોને વ્યવસ્થિત કરવાના આવશ્યક કાર્યમાં લાગી ગયો. જેમને જે જે સૂત્ર અથવા તો એનો અમુક ભાગ યાદ હતો તે લખી લેવામાં આવ્યો. એ સંગ્રહ પરથી આગમને વ્યવસ્થિત કરી પૂજ્ય શ્રી સ્કંદિલાચાર્યે સાધુઓને વાચના આપી. તેથી જ આ માથુરી વાચનાનું બીજું નામ 'સ્કંદિલી વાચના' પણ કહેવાય છે. સામાન્ય માન્યતા એવી છે કે આગમ શાસ્ત્ર, શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમાં, શ્રી વીરાત્ ૯૮૦ વર્ષે પુસ્તકારૂઢ થયા. એ પહેલાં તમામ આગમ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓને મુખપાઠ હતા. અર્થાત્ સ્મૃતિના બળપર એ જ્ઞાન નભતું. આ માન્યતા પોષક ગાથા '**વલહિ પુરમ્મિ નયરે...** ...ની છે પણ એ એકાંતરૂપે સ્વીકારી લેવાની જરૂર નથી. એ સાથે અનુયોગદ્વાર સૂત્રમાં કહેવાયું છે કે 'પત્ર પુસ્તક પર લખાયેલું જ્ઞાન 'દ્રવ્ય શ્રુત' ગણાય.' હવે જો શ્રી દેવર્દ્ધિગણિ પૂર્વે શ્રુત લખાયેલું હોત જ નહીં તો ઉપર્યુક્ત ઉલ્લેખનું કારણ ન જ રહેત. એવા બીજા કેટલાક પાઠો પરથી સહજ અનુમાનો શકાય તેમ છે કે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમા-શ્રમણના સમય પૂર્વે પણ જૈનશાસ્ત્ર લખવાની પ્રવૃત્તિ શરૂ થઇ ચૂકી હતી. અલબત, એટલું કહી શકાય કે એ કાળમાં મોટા ભાગની સ્મરણશક્તિ અતિ સતેજ હોવાથી સર્વ કાંઇ લેખબદ્ધ કરવાની આવશ્યકતા નહોતી.

(૩) **વાલભી વાચના**—જે સમયમાં મથુરામાં આર્ય સ્કંદિલજીની આગેવાની હેઠળ આગમવાચના થઇ, એ લગભગના કાળમાં વલભીનગરીમાં શ્રી નાગાર્જુનસૂરિની દોરવણીથી શ્રમણસંઘ એકઠો મળ્યો. આજની માફક એ કાળે નહોતાં સમાચારપત્રો કે નહોતાં તાર યા પત્રવ્યવહારનાં સાધનો કે જેથી ભારતવર્ષના એક ખૂણે યતી કાર્યવાહીનો હેવાલ ઝટ બીજા ખૂણે પહોંચી જાય. વળી પાદવિહારી શ્રમણો નિયત સમયમાં એકાદા નિર્ણીત સ્થળે એકત્ર થાય એ વાત પણ સુલભ નહોતી. આજના જેવી શાંતિ ન તો સર્વત્ર પ્રવર્તતી હતી કે ન તો આજની માફક વિહારની સાનુકુળતા હતી. આ કારણોને લઇ વલભીના શ્રમણવર્ગને મથુરામાં બનતા બનાવની ઝાંખી સરખી નહોતી. બાકી જે દુર્ભિક્ષે, અને જે અભ્યાસી જ્ઞાતાઓના કાળધર્મે, શેષ સચવાઇ રહેલ જ્ઞાનપુંજને સંગ્રહીત કરવાની ફરજનું ભાન શ્રી સ્કંદિલસૂરિને કરાવ્યું તે જ કારણે શ્રી નાગાર્જુનને પ્રેરણા દીધી. આ વાચનામાં અગ્રપણે આચાર્ય

નાગાર્જુને ભાગ લીધો હોવાથી એ 'નાગાર્જુની વાચના' તરીકે પણ ઓળખાય છે. આ ઉભય વાચનાઓ જુદા જુદા સ્થાનમાં થયા છતાં કાળની દૃષ્ટિએ સમકાલીન છે. એમાં જ વિસરાઇ જતા આગમ જ્ઞાનને-ભુલાઇ જતા પ્રકરણ-અધ્યયન કે ઉદ્દેશાને પુનઃ એકવાર પૂર્વાપરનો સંબંધ જોડીને વ્યવસ્થિત કરવારૂપ અતિ આવશ્યક કાર્ય પાર ઉતારવામાં આવ્યું. દુર્ભાગ્યની વાત એટલી જ છે કે ઉક્ત વાચનાઓના કાર્યમાંથી પરવાર્યા બાદ સિદ્ધાંતોદ્ધારક આ બન્ને મહાસ્થવિરોને પરસ્પર મળવાનું નથી બન્યું. એટલે જ ઉભયમાં કેટલોક ગનફેર રહી ગયો છે, જે વિદ્યમાન ટીકાઓના ઉલ્લેખ પરથી નયનપથમાં આવે છે.

તો પછી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણનું નામ આગમ પુસ્તકારૂઢ કરવામાં મુખ્ય ભાગ ભજવે છે એનું શું કારણ? આ પ્રશ્ન સહજ સંભવે છે અને એ સંબંધમાં મુનિશ્રી કલ્યાણવિજયજીએ જે સમન્વય કર્યો છે તે બુદ્ધિમાં ઉતરે તેવો છે એટલું જ નહીં પણ આધાર મૂકવા લાયક છે

ઉપર્યુક્ત વાચનાઓ થયાને લગભગ દોઢસો વર્ષ વ્યતીત થયાં ત્યારે વલભીનગરમાં શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની અધ્યક્ષતા હેઠળ શ્રમણસંઘ એકત્ર થયો. પ્રવર્તી રહેલી પરિસ્થિતિ પર, દિવસાનુદિવસ ક્ષીણ થતી સ્મરણશક્તિપર અને પલટાતી દેશ સ્થિતિપર, બારીકાઇથી અવલોકન કર્યું, પુષ્કળ વિચારણાને અંતે વિદ્યમાન સાહિત્યને ગ્રંથારૂઢ કરવાનો નિર્ધાર કર્યો. એ વેળા અગાઉની બે વાચનાના સમયે ખપપુરતા લખવામાં આવેલ સિદ્ધાંતો મોજુદ હતા તે એકત્ર કરવામાં આવ્યા. એ ઉપરાંત જે જે ગ્રંથ-પ્રકરણ મોજુદ હતા તે, અને જે જે વિષયો એ સમયના શ્રમણોની યાદદાસ્તમાં રમતા તે સર્વને ટપકાવી લેવાયા. એ સમયે જ ઉભય વાચનાના મતફેરો બનતી સમજુતીથી મિટાવી, પરસ્પર સમન્વય સાધી સૂત્રપાઠમાં એકવાકયતા આણવાના શુભ પ્રયાસો સેવાયા. આમ છતાં જેમાં મહત્ત્વના ભેદ કે પાઠાંતર નજરે પડયા તે ટીકા-ચૂર્ણિઆદિમાં સંગૃહીત કરવામાં આવ્યા. કેટલાક પ્રકીર્ણક ગ્રંથો જે માત્ર એક વાચનામાં જ હતા તે તે રીતે ઉતારી લેવાયા ને પ્રમાણ મનાયા. આમ પૂજ્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વેરાયેલાં મોતીઓને માળાબદ્ધ કરવારૂપ મહાન્ અને ભાવિપ્રજાને અતિ લાભદાયી કાર્ય કર્યું.

પૂજ્ય દેવર્દ્ધિગણિએ સિદ્ધાંત લખવામાં શ્રી સ્કંદિલાચાર્યની માથુરી વાચનાનું અનુકરણ કર્યું છે અને જ્યાં ત્યાં નાગાર્જુની વાચના સાથે મતભેદ-પાઠભેદ જોવામાં આવ્યો ત્યાં એ વાતનો ટીકામાં નિર્દેશ કર્યો. વળી જે પાઠાન્તરો નાગાર્જુન વાચકના અનુયાયી કોઇ પણ રીતે જતા કરવાને તૈયાર નહોતા તે સર્વનો મૂલ સૂત્રમાં 'वायणंतरे पुण' એવા શબ્દો સહિત ઉલ્લેખ કરવામાં આવ્યા. આ વસ્તુની સાબિતિ માટે મુનિશ્રી કલ્યાણવિજયજી લગભગ સાત બાબતોનાં ઉદાહરણ આપે છે. શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે નંદીની યુગપ્રધાન સ્થવિરાવલીમાં સ્કંદિલ અને નાગાર્જુન એ બન્ને આચાર્યોને વંદન કર્યું છે. પણ એમાં શ્રી નાગાર્જુનની અપેક્ષાએ શ્રી સ્કંદિલને કરેલ વંદન વિશિષ્ટતા સૂચક છે, અને એટલે સુધી કહી દીધું છે કે આજ સુધી ભારતવર્ષમાં સ્કંદિલાચાર્યના અનુયોગનો પ્રચાર થઇ રહ્યો છે. વળી જ્યોતિષ્કરંડક ટીકામાં આચાર્ય મલયગિરિજીનો પણ એ જ મત છે. આ સિવાય બીજા દાખલા છે જેની ચર્ચા અત્રે અસ્થાને છે. કદાચ આ માન્યતા સૌ કોઇ ન પણ સ્વીકારે છતાં એટલું તો નિસ્સંદેહ સ્પષ્ટ છે કે વિદ્યમાન આગમોનો જે



# આર્ય સ્થૂલભદ્રજી મહારાજનાં બે શિષ્યરત્નો

આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તીના જીવનના વિશિષ્ટ પ્રસંગો.–જિનકલ્પના સ્વરૂપ સાથે.

લેખક: મુનિરાજ શ્રી સુશીલવિજયજી

ઉપક્રમ

"**बहुरत्ना वसुन्धरा**" પરમ પવિત્ર પૂર્વ પુરૂષોએ, સાક્ષરવરોએ અને સમર્થ કવિવરોએ, વસુંધરાને "રત્નગર્ભા" વિશેષણથી વિભૂષિત કરી છે, તે યથાર્થ જ છે. કારણ કે એક એકથી ચઢીયાતાં, બહુ મૂલ્યવાળાં, અનેક રત્નો તેમાંથી ઉત્પન્ન થાય છે. મનુષ્યરત્નો પણ એ જ વસુધરા પર ઉત્પન્ન થાય છે. અને જગતમા જેની કિંમત કેઇ પણ રીતે આંકી શકાતી નથી એવો દુર્લભમાં દુર્લભ મનુષ્યભવ છે, કે જેની એકેક ક્ષણ અણમૂલી છે. દેવેન્દ્રોને પણ ઝંખનીય અને ચિંતામણિ રત્ન સમાન આ મનુષ્યભવની પરવા કર્યા સિવાય એને વડકી નાખી, અગણિત મનુષ્યો યમરાજાના ધામમાં પહોંચી ગયા, કે જેમનું નામનિશાન પણ નથી રહ્યું. પરતુ જે મહાપુરૂષોએ જીવનને ઉચ્ચમાં ઉચ્ચ આદર્શમય બનાવ્યું હોય, આત્મગુણોને વિકસાવ્યા હોય, આત્માને સદ્જ્ઞાનથી વાસિત કર્યો હોય, પુદ્ગલવિલાસોને લાત મારી હોય, સર્વવિરતિ રૂપ ચારિત્ર પામીને પોતાના આત્માને તાર્યો હોય, જગતના જીવોપર ઉપકાર કરીને એમને સસાર સાગરથી તરવા માટે નૌકા સમાન બન્યા હોય, શાસ્ત્ર-સિદ્ધાંતનુ દોહન કરીને ભાવી પ્રજાને માટે જ્ઞાનનો ખજાનો સમર્પ્યો હોય, "સવી જીવ કરૂં શાસનરસી" એવી ભવના ભાવી હોય, અહિંસાનો ડિંડિમ નાદ વગડાવ્યો હોય, અને જેતું જીવન સર્વ જીવોને આદરણીય હોય; એવા મહાપુરૂષોની ઉજ્જવળ કીર્તિ "**यावचंद्रदिवाकरौ**" જગતમાં જયવંતી વર્તે છે, અને તેઓ સર્વને વદનીય બને છે શાસ્ત્ર–સિદ્ધાંત, ઇતિહાસ વગેરે ગ્રન્થો એવા મહાપુરૂષોનાં યશોગાન ગાય છે.

ચરમ ચતુર્દશ પૂર્વધર, મહામત્રી શકટાલકુલદીપક, મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત પ્રતિબોધક, દુષ્કર દુષ્કરકારક, શ્રી સ્થૂલીભદ્રજી મહારાજના પટ્ટપ્રભાવક, આદ્યદશપૂર્વધર, યુગપ્રધાન, આર્ય મહાગિરિજી અને આર્ય સુહસ્તીસ્વામી પણ એ જ કોટિના મહાપુરૂષ હતા. આ મહાપુરૂષોના સંબધમાં ઘણું લખી શકાય એમ છે, પરતુ સ્થાન અને સમયાદિકની અનુકૂળતાને અનુસરીને આ મહાપુરૂષોના ઝગમગતા જીવનના વિશિષ્ટ પ્રસંગો જ અત્રે આલેખવાના છે, કે જે સૌને આદર્શરૂપ બને!

### સાંસારિક પરિચય સંબંધી કાંઈક

આ મહાપુરૂષોનાં જન્મ, માતા-પિતા કે કુળ સંબંધી કંઇ પણ ઉલ્લેખ દૃષ્ટિગોચર થતો નથી. પરમ પવિત્ર શ્રી કલ્પસૂત્રમાં તેમજ પરિશિષ્ટ પર્વમાં પણ તેનો ઉલ્લેખ નથી. માત્ર શ્રી કલ્પસૂત્રની સ્થવિરાવલી પરથી એટલું જ જણાય છે, કે આર્ય મહાગિરિજી "એલાપત્યગોત્ર[1]" ના છે, અને આર્ય સુહસ્તીસ્વામી "વાસિષ્ઠગોત્ર"ના છે.

બીજું કુમારપાલ ભૂપાલ પ્રતિબોધક કલિકલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચન્દ્રસૂરીશ્વર રચિત પરિશિષ્ટ પર્વમાંથી એટલું જણાઇ આવે છે કે આ બન્ને મહાપુરૂષોને બાલ્યાવસ્થામાં યક્ષા નામની આર્યાએ તેમને માતાની જેમ ઉછેર્યા હતા, અને ઉચ્ચત્તમ ધર્મશિક્ષણ આપ્યું હતુ. તેને લઇને જ તેમના નામની પૂર્વે આર્ય[2] ઉપપદ તરીકે બોલાય છે. તે બન્ને જણ એક જ નગરના હોય તેમજ પરસ્પર મિત્રો હોય, તેમ પરિશિષ્ટના પાઠ ઉપરથી કલ્પના થઇ શકે છે. આ ઉપરાંત યુગપ્રધાન ગંડિકા પરથી તેઓનો ગૃહસ્થપર્યાય પણ મેળવી શકાય છે. આર્યમહાગિરિજી મહારાજનો ગૃહસ્થ પર્યાય ૩૦ વર્ષનો અને આર્ય સુહસ્તીજીનો ૨૪ વર્ષનો હતો.[3]

### ચારિત્રરત્નની પ્રાપ્તિ

બાલ્યાવસ્થા સ્ફટિક જેવી નિર્મલ હોય છે. પણ જેમ સ્ફટિક રત્નની સમિપમાં ગમે તે વસ્તુ આપણે લાવીને મૂકીએ, તો એમાં તાદશ પ્રતિબિંબ પડે છે, તેમ બાલકના જીવનમાં આપણે જેવા સંસ્કારો પાડીયે તેવા સંસ્કારો પડે છે. આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તીને યક્ષા નામની આર્યાયે બાલ્યાવસ્થામાં જ સારા સંસ્કારો પાડી ઉચ્ચત્તમ ધર્મ શિક્ષણ આપ્યું હતું. આના પ્રતાપે બન્ને મહાપુરૂષોએ શ્રી સ્થૂલીભદ્રજી મહારાજની પાસે ચારિત્ર અંગીકાર કર્યું[4]

આવાં ભગીરથ મહાવ્રતો જીવનભર નિભાવવાની ભીષ્મ-પ્રતિજ્ઞાઓ કરવી એ કંઇ સ્થૂલ શરીરના ગુણો નથી, પણ એ આત્માના જ ગુણો છે. જ્યારે માનવને ઉચ્ચત્તમ જીવનની તાલાવેલી જાગે છે, ત્યારે માનવ, માનવ મટીને, દેવ બને છે.

---

१ थेरस्स णं अज्जथूलभद्दस्स गोयमसगुत्तस्स अंतेवासी इमे दुवे थेरा अंतेवासी अहावच्चा अभिण्णया हुत्था, तंजहा-थेरे अज्जमहागिरि "एलावच्चसगुत्ते" थेरे अज्जसुहत्थी 'वासिट्ठसगुत्ते' ॥ श्री कल्पसुबोधिका पृ० (१९२)

२ तौ हि यक्षार्यया बाल्यादपि मात्रेव पालितौ ।
इत्यार्योपपदौ जातौ महागिरिसुहस्तिनौ ।।३७।। परिशिष्टपर्व सर्ग १०

૩ "મહાન્ સંપ્રતિ અથવા જૈનધર્મનો દિગ્વિજય" એ નામના પુસ્તકમાં આર્ય સુહસ્તી સ્વામીનો ગૃહસ્થપર્યાય ૩૦ વર્ષનો બતાવેલ છે

૪ 'યુગપ્રધાન ગંડિકા'માં આર્ય મહાગિરિ મહારાજનો દીક્ષાપર્યાય ૪૦ વર્ષનો, અને આર્ય સુહસ્તીજીનો ૩૦ વર્ષનો દીક્ષાપર્યાય છે. "મહાન સંપ્રતિ અથવા જૈનધર્મનો દિગ્વિજય" માં આર્ય સુહસ્તીજીનો ૨૪ વર્ષનો દીક્ષાપર્યાય કહેલો છે.

**પરંપરાગત મળેલો વારસો**

વિશ્વવંદ્ય પ્રભુ શ્રી મહાવીરદેવે વિશ્વના સર્વ ભાવોને કેવલજ્ઞાન વડે હાથમાં રહેલા આંબળાની પેઠે જાણ્યા, એટલું જ નહીં પણ સુરાસુરેન્દ્રોએ રચેલા સમવસરણમાં આરૂઢ થઇને, અર્થરૂપી સુધાવર્ષિણી વાણીનો વરસાદ વરસાવી, ધર્મરૂપી કલ્પતરૂને નવપલ્લવિત બનાવ્યું. ગૌતમાદિ ગણધરોએ તેમાંથી બુદ્ધિરૂપી સ્વયંભૂરમણ સમુદ્રો ભરી લીધા, અને દ્વાદશાંગીરૂપી[૫] બાર મહાનદીઓ ભવ્ય પ્રાણીઓની ધર્મપિપાસાને શાંત કરવા વ્હેતી મૂકી.

પ્રભુ મહાવીરસ્વામીની વિદ્યમાનતામાં જ નવ ગણધરો નિર્વાણ પામ્યા હતા. ફક્ત પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામી ( ઇંદ્રભૂતિ ) અને પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામીની જ વિદ્યમાનતા હતી. આ બેમાં દીર્ઘાયુષ્યવાન શ્રી સુધર્માસ્વામી હોવાથી ગચ્છ વગેરેનો સર્વ ભાર તેમને શિરે હતો. એટલે ભાવી પ્રજા માટે[૬] દ્વાદશાંગી તેમની જ કાયમ રહી. શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ બાદ વીશ વર્ષે શ્રી સુધર્માસ્વામી મુક્તિમહેલમાં પધાર્યા. તેમનો વારસો શ્રી જંબૂસ્વામીને સોંપાયો. તેઓ વીરનિર્વાણ બાદ ૬૪ વર્ષે મોક્ષમાં પધાર્યા, કે તરતજ "મનઃપર્યવજ્ઞાન, પરમાવધિ, પુલાકલબ્ધિ, આહારક શરીર, ક્ષપકશ્રેણિ, ઉપશમશ્રેણિ, જિનકલ્પ, પરિહાર વિશુદ્ધિ સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત ચારિત્ર, કેવલજ્ઞાન અને મોક્ષગમન; આ બાર વસ્તુઓનો ભરતક્ષેત્રમાં વિચ્છેદ થયો. એમનો વારસો શ્રી પ્રભવસ્વામીને સોંપાયો. તેમનો વારસો ( દશવૈકાલિક સૂત્રના કર્તા ) શ્રી સય્યંભવસૂરિને સોંપાયો. તેમનો વારસો શ્રી યશોભદ્રસૂરિને સોંપાયો. તેમનો વારસો શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુસ્વામીને સોંપાયો. તેમણે અનેક ગ્રંથોપર નિર્યુક્તિઓ રચી. તે સિવાય, વ્યવહારસૂત્ર, દશાશ્રુતસ્કંધ, બૃહત્ કલ્પ, કલ્પસૂત્ર, વગેરે અનેક ગ્રંથો રચ્યા. તેઓ વીરાત્ ૧૭૦ વર્ષે દેવલોક ગયા. તેમનો વારસો ચરમ ચતુર્દશપૂર્વધર સ્થવિર સ્થૂલીભદ્રજી મહારાજ[૭] ને સોંપાયો. તેઓ વીરાત્ ૨૧૯ (૨૧૫)માં દેવલોકે સિધાવ્યા. તેમના સ્વર્ગારોહણ બાદ છેલ્લા ચાર પૂર્વ ( કલ્યાણપૂર્વ, પ્રાણાવાયપૂર્વ, ક્રિયાવિશાલપૂર્વ, અને લોકબિન્દુસારપૂર્વ ), સમચતુરસ્ત્ર સંસ્થાન, વજ્રઋષભનારાચ સંઘયણ અને મહાપ્રાણધ્યાન વિચ્છેદ પામ્યાં. તેમનો વારસો વિદ્યમાન[૮] દશપૂર્વધર આર્ય મહાગિરિજી અને આર્ય સુહસ્તીજીને સોંપાયો.

---

૫. ૧ આચારાંગ, ૨ સૂયગડાંગ ( સૂત્રકૃતાંગ ), ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ, ૫ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી), ૬ જ્ઞાતાધર્મકથા, ૭ ઉપાસકદશાંગ, ૮ અંતગડ (અંતકૃદ્દશાંગ), ૯ અણુત્તરોવવાઈ દશાંગ ( અનુત્તરોપપાતિકદશાંગ ), ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાકસૂત્ર અને ૧૨ દ્રષ્ટિવાદ.

૬ तित्थं च सुहम्माओ निरवच्चा गणहरा सेसा। -व्याख्याप्रज्ञप्तिवृत्ति।

૭ " વીરાત્ બીજી સદીમાં નંદરાજાના સમયમાં—દેશમાં ( મગધમાં ? ) એક સમયે ઉપરાઉપરી બાર વર્ષનો મહાભીષણ દુકાળ પડતાં સંઘનો નિર્વાહ મુશ્કેલ થતાં કંઠસ્થ રહેલું ધર્મસાહિત્ય લુપ્ત થવાનો ભય થતાં, સુકાળ આવ્યે મગધમાં-પ્રાયઃ પાટલીપુત્ર (પટણા )માં સંઘ ભેગો થયો ને જે જે યાદ હતું તે બધું એકત્રિત કર્યું આનું નામ 'મગધ—( પાટલીપુત્ર ) પરિષદ્ કહીએ તો ચાલે. આચારાંગ આદિ ૧૧ અંગો સંધાયાં અને બારમું દ્રષ્ટિવાદ નામનું અંગ નાશ થયા જેવું લગભગ હતું, અને માત્ર આર્યભદ્રબાહુ જ તે વખતે ૧૪ પૂર્વધર હતા.

### યુગપ્રધાન-કાળ

શ્રમણ ભગવાન મહાવીરદેવે શ્રી ગૌતમ ગણધરે પૂછેલા પ્રશ્નના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે-હે ગૌતમ! મારી પાટે શ્રી સુધર્માથી શરૂ કરીને યાવત્ દુઃપ્પસહસૂરિ સુધી ૨૦૦૪ યુગપ્રધાન આચાર્યો થશે. તે પૈકી આર્ય મહાગિરિજી અને આર્ય સુહસ્તીજી નવમા અને દશમા યુગપ્રધાન તરીકે છે. બન્ને મહાપુરુષોનો યુગપ્રધાનકાળ યુગપ્રધાન ગણ્ડિકામાં આપ્યો છે. આર્ય મહાગિરિજીનો ૩૦ વર્ષનો અને આર્ય સુહસ્તીજીનો ૪૬ વર્ષનો છે.

### લુપ્તજિનકલ્પની તુલના અને તેના નાયક

આર્ય મહાગિરિ એટલે પરમત્યાગની મૂર્તિ, અખુટ જ્ઞાનનો ભંડાર, અને લુપ્તજિનકલ્પનો ઝંડો ઉઠાવનાર આદ્ય યોગીશ્વર, વીર સંવતના ત્રીજા સૈકાની એક મહાન્ સમર્થ વ્યક્તિ. તેમણે અનેક શિષ્યો કર્યા અને પોતાનો ગચ્છ આર્ય સુહસ્તીજીને સોંપ્યો. જિનકલ્પનો વિચ્છેદ થયેલો હોવાથી ગચ્છનિશ્રામાં રહીને જ લુપ્તજિનકલ્પની તુલના કરવા લાગ્યા.[૯] સર્વવિરતિના તેજથી છલકાઇ જતો મુનિ જ્યારે યોગભૂમિકામાં પ્રવેશ કરે છે ત્યારે તેનું આત્મ-સૌંદર્ય જગતના સર્વ જીવોને આંજી દે છે. ભગવાન જંબૂસ્વામી મુક્તિ મહેલમાં પધાર્યા એ જ સમયે જિનકલ્પ વિચ્છિન્ન થઇ ગયેલો હોઇ વિચ્છિન્ન જિનકલ્પની તુલના કરીને તેને સતેજ કરવાનું બહુમાન એ મહાપુરૂષને જ ઘટે છે.

### જિનકલ્પનું સ્વરૂપ

પ્રાસંગિક રીતે અહીં જિનકલ્પનું સ્વરૂપ આલેખતાં અમને આનંદ થાય છે, કારણ કે આ ાણા પૂર્વમહર્ષિઓએ સ્વઆત્માને કેટલો બધો કેળવ્યો હતો, મોહસામ્રાજ્યના સમર્થ

---

સંઘ દ્રષ્ટિવાદ નિમિત્તે કંઇક વિચાર કરવા લાગ્યો. ભદ્રબાહુ આ વખતે નેપાલ દેશમાં મહાપ્રાણ નામના ધ્યાન માટે ગયા હતા. તેમની પાસે સ્થૂલભદ્ર આદિ સાધુઓને "પૂર્વ" શીખવા સંઘે મોકલ્યા. સ્થૂલભદ્ર મૂળ નાગર બ્રાહ્મણ, નંદના મંત્રી શકડાલનો પુત્ર, ને વીરાત્ ૧૫૬માં દીક્ષા લેનાર. તેમણે દશ પૂર્વની મૂળસૂત્ર તથા અર્થ સહિત વાચના લીધી ને છેવટના ૪ પૂર્વની મૂળ માત્ર વાચના લીધી. આ સર્વ શ્રી ભદ્રબાહુના સ્વર્ગગમન—વીરાત્ ૧૭૦ પહેલાં બન્યું."

"આ સમયમાં સ્થૂલભદ્રના સાધ્વી બ્હેન દ્વારા પ્રાપ્ત થયેલાં ભાવના, વિમુક્તિ, રતિકલ્પ અને વિવિક્તચર્યા—એ નામનાં ચાર અધ્યયનો પૈકી પ્રથમનાં બે અધ્યયનને આચારાંગ સૂત્રની બે ચૂલિકા તરીકે યોજિત કર્યાં અને બીજા બે અધ્યયનને દશવૈકાલિકની ચૂલિકા તરીકે યોજિત કર્યાં. સ્થૂલભદ્ર વીરાત્ ૨૧૯માં સ્વર્ગસ્થ થયા. તેઓ છેલ્લામાં છેલ્લા ૧૪ "પૂર્વધર" (પૂર્વજાણનારા) [ પરિશિષ્ટ પર્વ સર્ગ ૯ ]."

'—શ્રી જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ. પૃ૦ ૩૬—૩૭.

૮ महागिरिसुहस्त्याद्या वज्रान्ता दशपूर्विणः ॥३४॥
( परिषहाद्युपद्रवैरकम्प्यत्वात् महागिरिरिव महागिरिः।
कर्मद्रुमोन्मूलने सुहस्तीव सुहस्ती ॥)

૯ "वुच्छिन्ने जिणकप्पे काही जिणकप्पतुलणमिह धीरो।
तं वंदे मुणिवसहं महागिरिं परमचरणधरं ॥ १ ॥ — कल्पसूत्र।

દ્ધાઓ સામે કેવી રીતે બાથભીડી હતી, અનંત દર્શન, અનંત જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત યું હતું અને છેવટે મુક્તિરમણીને કેવી રીતે વર્યા હતા; એ સર્વ વૃત્તાંત આપણે જાણી શકીએ છીએ. તેમજ જિનકલ્પને અંગીકાર કરનાર મહાપુરૂષ કઇ કોટીનો હોવો જોઇએ? ઓછામાં ઓછું તેનું જ્ઞાન કેટલું હોય? સઘયણુ કયું હોય? સામર્થ્ય કેટલું હોય? જિનકલ્પ અંગીકાર કરતા પહેલાં સ્વ-આત્માને કેટલો કેળવવો જોઇએ? અને જિનકલ્પ સ્વીકાર્યા બાદ ગમે તેટલા વિકટ પ્રસંગો ઉપસ્થિત થાય, તો પણ કોઇની પણ દયાની ભિક્ષા ર્યા સિવાય કે લેશ માત્ર આર્ત્ત રૌદ્ર ધ્યાન કર્યા સિવાય, કરેલાં કર્મોને બહાદુરીથી ભોગવી, તેને ભસ્મીભૂત કરી, ઘાતિ અઘાતિ સર્વ કર્મોને ચકચૂર કરી, છેવટે જન્મમરણ ફેરી ટાળી યાવત્ અનંત, અવ્યાબાધ, અવિચલ એવા મોક્ષને કેવી રીતે મેળવે છે; વગેરે સ્વરૂપ ખ્યાલમાં આવે છે.

વિશ્વપ્રકાશક સહસ્રાંશુ પોતાના સુવર્ણમય સહસ્ર અંશુને સંહરી લઇને અસ્તાચલ પર્વત ઉપર પ્રયાણ કરી ગયો હોય, ઘનઘોર અંધકારનો પટ પથરાઇ ગયો હોય, સર્વ જીવો આરામની ઇચ્છાથી નિદ્રાને અધીન થયેલા હોય, કાળ કાળનું કામ કરી રહેલ હોય, અને મધ્યરાત્રિનો સમય થયેલો હોય; એ સમયે જિનકલ્પ અભિલાષુક મહાપુરૂષ જાગ્રત થઇને આ પ્રમાણે ચિંતવન કરે:

મારા આત્માને મેં સંસાર-સમુદ્રથી તાર્યો, આધિ, વ્યાધિ, ઉપાધિને છોડી, ધન-દોલત, કુટુંબ-કબિલા સર્વને તીલાંજલિ દીધી, ઇન્દ્રિયદમન કર્યું, કદર્પદલને દળ્યું, નિર્નિદાન કુશલાનુષ્ઠાન પૂર્વક નિર્મલ-ચારિત્ર પાળી આત્માનું કલ્યાણ કર્યું, પરહિતને માટે શિષ્ય-સમુદાય પણ ઘણો કર્યો, ગચ્છનું પાલન કરનારા એવા સમર્થ શિષ્યો પણ થયા અને હવે વર્તમાન કાળમાં વિશિષ્ટ પ્રકારે સ્વઆત્મ-કલ્યાણ કરવા માટે ઉચ્ચ પ્રકારનું અનુષ્ઠાન કરવું ઉચિત છે. એ પ્રમાણે ચિંતવીને વિશિષ્ટ જ્ઞાનપૂર્વક શેષ આયુષ્યની સ્વયં આલોચના કરે. જો તથાપ્રકારના વિશિષ્ટ જ્ઞાનનો અભાવ હોય તો વિશિષ્ટ જ્ઞાનવાળા અન્ય આચાર્ય-વર્યને પૂછીને શેષ આયુષ્યનો નિર્ણય કરે. અલ્પ આયુષવાન્ હોય તો "ભકતપરિજ્ઞા" વગેરેમાંથી કોઇ પણ એક મરણ અંગીકાર કરે. અને જો દીર્ઘાયુષવાન્ હોય, છતાં પણ જંઘાબલ અત્યંત ક્ષીણ થઇ ગયેલું હોય તો વૃદ્ધવાસ સ્વીકારે. શારીરિક બળ સારામાં સારૂં હોય, વજ્રઋષભનારાચ સંઘયણ હોય, જંઘાબલ ક્ષીણ થયેલું ન હોય તો જિનકલ્પ અભિલાષુક પ્રથમ પાંચ પ્રકારની તુલના વડે કરીને સ્વઆત્માને તોલે. તે આ પ્રમાણે—

> "तवेण सत्तेण सुत्तेण एगत्तेण बलेण य ।
> तुलणा पंचहा वुत्ता जिणकप्पं पडिवज्जओ ॥
>
> [ तपसा सत्त्वेन सूत्रेण एकत्वेन बलेन च ।
> तुलना पञ्चधोक्ता जिनकल्पं प्रतिपद्यमानस्य ॥ १ ॥ ]

તપ વડે, સત્ત્વ વડે, સૂત્ર વડે, એકત્વ વડે અને બળ વડે, આ પાંચ પ્રકારની તુલના વડે કરીને જિનકલ્પને પ્રતિપાદન કરેલો છે. તુલના-ભાવના-પરિકર્મ આ સર્વ પર્યાયો છે.

બીજું આ જિનકલ્પને અંગીકાર કરનાર મહાપુરૂષ પ્રાયઃ આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક,

સ્થવિર કે ગણાવચ્છેદક આ પાંચમાંથી કોઇ પણ એક હોવો જોઇએ. તે કંદર્પાદિ[૧૦] પાંચ અપ્રશસ્ત ભાવનાને તીલાંજલિ દઈ ઉપર્યુક્ત પ્રશસ્ત પાંચ ભાવના વડે કરીને સ્વઆત્માને તોળે તે આ પ્રમાણે :

(૧) તપભાવના—ક્ષુધાને જીતવાને માટે તપભાવનાથી સ્વ આત્માને તોલે. કદાચિત્ દેવ વગેરેના ઉપસર્ગાદિકથી અનેષણીય ( અકલ્પ્ય ) આહારાદિક થઇ જાય, શુદ્ધ ભિક્ષા ન મળી શકે, દિવસો પર દિવસો વ્યતીત થતા જાય, છ છ મહિનાનાં વાણાં વીતી જાય, છતાં પણ લેશમાત્ર ચલાયમાન ન થાય, અને ઊલટો આત્મરમણતામાં તલ્લિન થતો જાય. આ પ્રમાણે તપભાવના વડે કરીને પ્રથમ ભાવનાને ભાવે.

(૨) સત્ત્વભાવના—ભય અને નિદ્રાને જીતવાને માટે સત્ત્વભાવનાથી સ્વઆત્માને તોલે. આ ભાવનાના પેટા વિભાગ [૧૧]પાંચ વર્ણવેલા છે. અંધકારમય રાત્રિ થઇ ગઈ હોય, સર્વ વિશ્વ નિદ્રાને વશ થઇ ગયું હોય. તે સમયે (૧) ઉપાશ્રયમાં, (૨) ઉપાશ્રયની બહાર, (૩) ચોકમાં, (૪) શૂન્યગૃહમાં, (૫) અને પાંચમી વખત ભયંકર શ્મશાનમાં; એમ ઉત્તરોત્તર સર્વસ્થાનમાં કાઉસ્સગ્ગધ્યાને રહે. આ પાંચ પ્રકારની સત્ત્વભાવનાથી ઉર્ત્તીર્ણ થયા બાદ પ્રસ્તુત મહાત્માને જગતના કોઈ પણ પ્રાણીથી ભય રહેતો નથી. અને દિન હોય કે રાત હોય છતાં પણ આંખનું મટકું સરખું પણ ન મારે. એ પ્રમાણે ભય અને નિદ્રાનો પરાજય કરે. એમ બીજી ભાવનાને ભાવે.

(૩) સૂત્રભાવના—સૂત્ર વડે કરીને સ્વઆત્માને તોલે. અર્થાત્ સૂત્રને એટલા બધા દૃઢ કરે, કંઠસ્થ કરે, કે જેમ સ્વ-નામ પૂછવાની સાથે જ કહી દે તેમ દરેક સૂત્રને કહે. દિવસ હોય કે રાત હોય છતાં શરીરની છાયા ( પડછાયો )નું અવલંબન લીધા સિવાય પણ આવૃત્તિ માત્રથી શ્વાસોશ્વાસ, પ્રાણ, સ્તોક, લવ, મુહૂર્તાદિક, સમય, કાલ વગેરેનો નિર્ણય કરે. આ પ્રમાણે તૃતીય ભાવનાને ભાવે.

(૪) એકત્વભાવના—એકત્વ વડે સ્વઆત્માને તોલે. આ પ્રમાણે એકત્વ ભાવના ભાવતાં છતાં સાધુ-સમુદાયની સાથે કે સાધુ-સમુદાયના કોઇ પણ મુનિ સાથે પૂર્વે પ્રવર્તેલો આલાપ, સલાપ, સૂત્ર, અર્થ, કે સત્રાર્થ, સુખદુઃખની વાતો, કોઇ પણ જાતના પ્રશ્નો તેમજ પરસ્પર વાર્તાલાભ, કથા, વિતંડાવાદ, વગેરે કંઇ પણ ન કરે. બાહ્ય મમત્વનો મૂળથી જ વ્યવચ્છેદ કરે. શરીર અને ઉપયોગી ઉપધિમાં પણ અનાસક્તિ ભાવે વર્તે. આ પ્રમાણે ચતુર્થ ભાવનાને ભાવે.

(૫) બલભાવના—બલવડે સ્વઆત્માને તોલે. બલ બે પ્રકારનું છે. શારીરિક બલ અને મનોધૃતિ બલ. તેમાં શારીરિક બલ પણ જિનકલ્પ અભિલાષુકને વિશિષ્ટ પ્રકારનું જોઇએ, કારણકે એક પગના અગ્રભાગ પર છ છ મહિના સુધી ખડા રહે છતાં પણ લેશમાત્ર હાલે-ચાલે નહી. કદાચિત્ તપાસ્યાદિકને લઇને શારીરિક બલ તથાપ્રકારનું ન હોય, ક્ષીણ થઇ

---

૧૦ कन्दर्पदेवकिल्बिषाभियोगिकाऽऽसुरसम्मोहा अप्रशस्ताः ।

૧૧ " पढमा उवस्सयंमि य बीया बाहिं तइया चउक्कंमि ।
सुन्नघरंमि चउत्थी अह पंचमिया मसाणंमि ॥१॥ "

ગયેનુ હોય, તો મનોધૃતિમન વડે સ્વઆત્માને તેને ગમે તેવા મહાન્ ઉપસર્ગો થાય, વિ ત્તિઓ ઉપર વિપત્તિઓ આવતી જાય છતા પણ મનથી કિંચિદ્ માત્ર પણ ચલાયમાન ન થાય આ પ્રમણે પચમ ભાવનાને ભાવે

અનતા તીર્થંકરોએ, ગણધરોએ કેવલી ભગવતેએ, પૂર્વધરોએ, યુગપ્રધાનોએ તેમજ શાસનના મહાન્ ધુરધર પૂર્વાચાર્યોએ શાસ્ત્ર-સિદ્ધાત કે આગમ ઇત્યાદિમા પ્રતિપાદન કરેલ જિનકલ્પ સ્વરૂપ સબધી પાચ ભાવનાને, જિનકલ્પ અભિલાષુક દૃઢ રીતે પાલન કરે, આત્માને બરોબર કેળવે, અને આ પાચમાથી ઉત્તીર્ણ થયા બાદ સમગ્ર ( સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ, સઘને એકઠો કરે કદાચિત્ તેની વિદ્યમાનતા ન હોય તો સ્વ સમુદાયને એકઠો કરે ત્યારબાદ તીર્થંકર ભગવતની સમીપમા, તેમની વિદ્યમાનતા ન હોય તો ગણધર ભગવતની સમીપમા, તેમનો અભાવ હોય તો ચતુર્દશ પૂર્વધરની સમીપમા, તેમનુ અસ્તિત્વ ન હોય તો દશપૂર્વધરની સમીપમા, પ્રાતે સર્વનો વિરહ હોય તો વટ (વડલો) અશ્વત્થ (પિપળો), કે અશોકવૃક્ષ વગેરે વૃક્ષોની નીચે ઘણી ઋદ્ધિ-સિદ્ધિપૂર્વક અત્યત ઠાઠમાઠ સહિત, ઘણા જ હર્ષપૂર્વક જિનકલ્પ અગીકાર કરવાને સ્વય ઉદ્યત થાય તે વખતે પોતાના પદ ઉપર અન્ય મુનિવરાદિકને સ્થાપન કરે સર્વ મુનિઓને ખમાવે અને કહે કે-પૂર્વે મારા પ્રમાદદોષથી કંઇ પણ અનુકૂળ ન થયુ હોય તો શલ્યરહિત કષાયરહિત એવો હુ આપ સર્વના પાસે ક્ષમા ચાહુ છુ આ વખતે શિષ્ય સમુદાય હર્ષપૂર્વક અશ્રુપાત કરે અને વારવાર ચરણ-કમલમા ઢળી પડે, નમ્રતા પૂર્વક ખમાવે, તેમના પ્રત્યે કોઇ પણ જાતનો અવિનય થયો હોય તેની માફી માગે પ્રાતે પોતાના પદ ઉપર સ્થાપન કરેલા મુનિવરને અને મુનિઓન હિત શિક્ષા ( શિખામણ ) ફરમાવે

પ્રથમ પોતાના પદ પર સ્થાપન કરેલ મુનિવરને ઉદ્દેશીને કહે 'ગણને પાલન કરતા છતા તમે સર્વ પ્રકારના નયથી અપ્રતિબદ્ધ રહેજો અને પૂર્વથી ચાલી આવતા જે વિનયો તેને સાચવજો, અને તે તે સમયે જેમ જેમ જરૂર પડે તેમ તેમ વિનયાદિકમા જોડજો છેવટે મારી જેમ તમે પણ જિનકલ્પને અગીકાર કરજો પછી શિષ્યોને ઉદ્દેશીને કહે - 'મારી પાસે તમે ગમે તેમ વર્તતા હતા, હુ તમને કંઇ કહેતો તે તમે કરતા ન કરતા છતા હુ એ વસ્તુને જતી કરતો, પરતુ આ અભિનવ આચાર્ય છે કદાચ તમને કંઇ પણ કહે છતા પણ જરાએ ગભરાશો નહ આ તો અમારી સરખે [illegible] અમારા કરત [illegible] ચારિત્રવાન છે, એમ સમજીને તેમની અવજ્ઞા ન કરતા, કિન્તુ એમની આજ્ઞાને શિરસાવન્ધ કરજો કારણ કે આ તો હવે તમારે વિશેષે કરીને પૂજનીય છે '

આ પ્રમાણે બન્નેને હિત શિક્ષા આપીને, ગચ્છથી જુદા પડીને વિહાર કરે અને જ્યા સુધી દૃષ્ટિગોચર થાય ત્યા સુધી સાધુઓ ત્યા જ ઉભા રહે ત્યારબાદ સાધુઓ સ્વસ્થાનમા આવતા રહે જિનકલ્પિક મહાત્મા ગામાનગામ વિહાર કરતા વિચરે

જિનકલ્પિક મહાત્માની જિનકલ્પચર્યામા વિશિષ્ટ પ્રકાશ પાડવાને માટે પૂર્વ મહર્ષિઓએ નિમ્નદર્શિત દ્વારો વર્ણવેલા છે તેની અછી રૂપરેખા અત્રે આલેખાય છે

(૧) ક્ષેત્રદ્વાર—આ મહાપુરૂષોના જન્મ તેમજ અસ્તિત્વ પદર કર્મભૂમિમા જ હોય છે સુરાસુરેન્દ્રાદિકના સહરણથી તો કદાચિદ્ અસ્તિત્વ ત્રીશ અકર્મભૂમિમા પણ હોય છે

(૨) કાલદ્વાર—અવસર્પિણી કાળમાં ત્રીજા અને ચોથા આરામાંજ આ મહર્ષિઓના જન્મ હોય છે, અને જિનકલ્પ ત્રીજા, ચોથા અને પાંચમા એમ ત્રણે આરામાં હોય છે. ઉત્સર્પિણી કાળમાં તો જિનકલ્પ ત્રીજા, ચોથા, આરામાંજ હોય છે, અને જન્મ બીજા, ત્રીજા અને ચોથા એમ ત્રણે આરામાં હોય છે. મહાવિદેહક્ષેત્રમાં નિરંતર ચોથો આરો વિદ્યમાન હોવાથી જન્મ અને અસ્તિત્વ બન્ને અહર્નિશ હોય છે. દેવ વગેરેના સંહરણને લઇને સમસ્ત કાળને વિષે પ્રાપ્ત થઇ શકે છે, કારણ કે સર્વ આરાવાળાં ક્ષેત્રો સંભવી શકે છે.

(૩) ચારિત્રદ્વાર—જિનકલ્પ અંગીકાર કરતી વખતે સામાયિક યા છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. પરંતુ જિનકલ્પ અંગીકાર કર્યા બાદ કોઇ મહર્ષિ ઉપશમશ્રેણી માંડે,[૧૨] તેને શ્રેણિ અવસ્થામાં સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્ર હોય છે.

(૪) તીર્થદ્વાર—તીર્થંકર ભગવંતનું તીર્થ પ્રવર્ત્તેલું હોય, અથવા તીર્થ પ્રવર્ત્યા પછી વિચ્છિન્ન થઇ ગયેલું ન હોય, એ સમયે જિનકલ્પને લે.

(૫) પર્યાયદ્વાર—પર્યાય બે પ્રકારનો છે. એક ગૃહસ્થપર્યાય અને બીજો યતિપર્યાય. તે બન્નેના પણ બે ભેદો છે. જઘન્ય અને ઉત્કૃષ્ટ. તેમાં ગૃહસ્થપર્યાય જઘન્યથી ૨૯ વર્ષનો હોવો જોઇએ, અને યતિપર્યાય જઘન્યથી વીશ વર્ષનો હોવો જોઇએ. અને બન્નેનો ઉત્કૃષ્ટ પર્યાય દેશોનપૂર્વક્રોડ વર્ષ સુધી જાણવો.

(૭) આગમદ્વાર—આગમ નવું ભણે નહીં. પૂર્વે ભણેલું હોય તે ભૂલી ન જવાય તેને માટે અહર્નિશ પશ્ચાનુપૂર્વી યા પૂર્વાનુપૂર્વીથી સંભાળે. જિનકલ્પ અંગીકાર કરનાર મહાપુરુષનું જ્ઞાન જઘન્યથી નવમા પૂર્વની તૃતીય વસ્તુ સુધી, અને ઉત્કૃષ્ટ કાંઇક ઉણાં દશ પૂર્વ હોય.

(૭) વેદદ્વાર—જિનકલ્પ લેતી વખતે સ્ત્રીવેદ હોવો ન જોઇએ. અને સ્વીકાર્યા બાદ ઉપશમશ્રેણિમાં અવેદક (વેદરહિત) પણ હોય.

(૮) કલ્પદ્વાર—કલ્પદ્વારથી સ્થિતકલ્પ (નિયત કલ્પ) અને અસ્થિતકલ્પ (અનિયત કલ્પ) બન્ને હોય છે.[૧૩]

(૯) લિંગદ્વાર—જિનકલ્પ સ્વીકાર કરતી વખતે દ્રવ્યલિંગ (મુનિવેશ) અને ભાવલિંગ (મુનિપરિણામ) બન્ને હોય છે. જિનકલ્પ અંગીકાર કર્યા બાદ જીર્ણવસ્ત્રાદિકને લઇને તેમજ સંહરણને લઇને કદાચિત્ દ્રવ્યલિંગનો અભાવ હોય, પરંતુ ભાવલિંગ તો અવશ્ય હોય છે.

---

૧૨ "तज्जम्मे केवलपडिसेहभावाओ" [तज्जन्मनि केवलप्रतिषेधभावात्] આવા પ્રકારનું પૂર્વ મહર્ષિઓનું વચન હોવાથી આ કલ્પવાળાને ક્ષપકશ્રેણિ હોઇ શકતી નથી. વિશેષ—જિનકલ્પ અંગીકાર કરનાર બાવીશ તીર્થંકરના સાધુઓને તેમજ મહાવિદેહ ક્ષેત્રના સાધુઓને સામાયિક ચારિત્ર હોય છે. પ્રથમ તીર્થંકરના સાધુઓને તેમજ છેલ્લા તીર્થંકરના સાધુઓને સામાયિક ચારિત્ર અને છેદોપસ્થાપનીય ચારિત્ર બન્ને હોય છે.

૧૩ "आचेलक्कु १ द्देसिअ २ सिज्जायर ३ रायपिंड ४ किइकम्मे ५ वय ६ जिट्ठ ७ पडिक्कमणे ८ मासं ९ पज्जोसणाकप्पे १० ॥१॥ कल्पसूत्र

જિનકલ્પી મહાત્માને જઘન્યથી ઉપધિ બે પ્રકારનો[૧૪] હોય છે: રજોહરણ અને મુહપત્તિ. અને ઉત્કૃષ્ટથી બાર પ્રકારની હોય છે. ૧ પાત્ર, ૨ ઝોળી, ૩ નીચેનો ગુચ્છો, ૪ પુંજણી, ૫ પલ્લાં, ૬ અંતરપટ, ૭ ઉપરનો ગુચ્છો આ સાતનું નામ પાત્રનિર્યોગ કહેવાય છે. ૮, ૯, ૧૦ કલ્પત્રિક એટલે બે સુતરનાં વસ્ત્ર અને એક ઊનનું વસ્ત્ર. ૧૧, ૧૨ રજોહરણ અને મુહપત્તિ આ બાર પ્રકારનો ઉત્કૃષ્ટ ઉપધિ જિનકલ્પિક મહાત્માનાં ઉપકરણ સંબંધમાં આઠ પ્રકારના વિકલ્પો પૂર્વ મહર્ષિઓએ પ્રતિપાદન કરેલા છે, તેનું વિવરણ સહિત કોષ્ટક નીચે પ્રમાણે છે:

(૧) રજોહરણ અને મુહપત્તિ.

(૨) રજોહરણ, મુહપત્તિ અને એક વસ્ત્ર.

(૩) રજોહરણ, મુહપત્તિ અને બે વસ્ત્ર.

(૪) રજોહરણ, મુહપત્તિ અને ત્રણ વસ્ત્ર

(૫) રજોહરણ, મુહપત્તિ અને પાત્રનિર્યોગ.

(૬) રજોહરણ, મુહપત્તિ, પાત્રનિર્યોગ અને એક વસ્ત્ર

(૭) રજોહરણ, મુહપત્તિ, પાત્રનિર્યોગ અને બે વસ્ત્ર.

(૮) રજોહરણ, મુહપત્તિ, પાત્રનિર્યોગ અને ત્રણ વસ્ત્ર

(૧) જિનકલ્પી મહર્ષિને કરપાત્રાદિક લબ્ધિ હોય એટલે કોઈક મહર્ષિ દેવ દુનિયાના સમસ્ત સમુદ્રોનું જળ હાથમાં રેડે જાય છતાં એક પણ બિન્દુ નીચે પડવા ન દે, અને શિખાઓ ઉપર શિખાઓ બંધાતી જાય, આવા પ્રકારનું અસીમ સામર્થ્ય હોય. અને પોષ—મહા મહીનાની કડકડતી સખ્ત થંડી પડતી હોય, છતાં પણ વિના વસ્ત્રે પોતાના કલ્પનું સમ્યક્ પ્રકારે આચરણ કરી શકતા હોય સ્વાધ્યાય આદિકમાં વ્યાઘાત થતો ન હોય, તો તેમને પાત્રનિર્યોગ અને કલ્પત્રિક સિવાય જઘન્યથી અવશિષ્ટ બે પ્રકારનો ઉપધિ અવશ્ય હોય છે.

(૨-૩-૪) કરપાત્રાદિક લબ્ધિ હોય, શિતાદિક પરિષહો સહન કરવાની શક્તિ પણ હોય, છતાં સ્વાધ્યાયાદિકમાં વ્યાઘાત થતો હોય, તો તેના નિર્વાહ અર્થે એક વસ્ત્ર સ્વીકારે. એકથી નિર્વાહ ન ચાલે તો બે વસ્ત્ર સ્વીકારે, અને બેથી નિર્વાહ ન ચાલે તો છેવટે ત્રણ સ્વીકારે. ( બે સુતરાઉ અને એક ઊનનું )

(૫) શિતાદિક પરિષહો સહન કરવાનું સામર્થ્ય હોય, પણ કરપાત્રાદિક લબ્ધિ ન હોય તો પાત્રનિર્યોગ સ્વીકારે.

(૬-૭-૮) કરપાત્રાદિક લબ્ધિ ન હોય, અને શિતાદિક પરિષહો સહન કરવાની શક્તિ પણ ન હોય, તો નિર્વાહ અર્થે, એક વસ્ત્ર સ્વીકારે, એકથી ન ચાલે તો બે, બેથી ન ચાલે તો યાવત્ ત્રણ સ્વીકારે.

---

૧૪ સ્થિતિ જોયા સિવાય નગ્ન થઈને ફરવું અને તેને જિનકલ્પ માની લેવો, વિચારણાવાળાઓએ ઉપર્યુક્ત વસ્તુ પર ખ્યાલ આપવાની જરૂર છે

(૧૦) ધ્યાનદ્વાર—જિનકલ્પ સ્વીકારતી વખતે ધર્મધ્યાન વર્તતું હોય, અને સ્વીકાર્યા બાદ આર્ત્તધ્યાન ને રૌદ્રધ્યાન પણ સંભવી શકે છે. પણ તે તીવ્ર નહી (મંદ સ્વરૂપે).

(૧૧) ગણનાદ્વાર—જિનકલ્પ સ્વીકારનાર જઘન્યથી એકાદિક અને ઉત્કૃષ્ટથી શત-પૃથક્ત્વ (૨૦૦ થી ૯૦૦) હોય.

(૧૨) અભિગ્રહદ્વાર—અભિગ્રહ ચાર પ્રકારનો છે. દ્રવ્ય ૧, ક્ષેત્ર ૨, કાલ ૩ અને ભાવ ૪. આ ચારેને આશ્રીને જિનકલ્પિક મહાત્મા વિહિત પ્રકારના અભિગ્રહો કરે.

(૧૩) પ્રવ્રાજનાદ્વાર—કલ્પની મર્યાદાને લઇને કોઇને પણ પ્રવ્રજ્યા (દીક્ષા) આપી શકે નહીં.

(૧૪) નિષ્પતિકર્મતાદ્વાર—વિવિધ પ્રકારના રોગો ઉત્પન્ન થાય, છતાં લેશ માત્ર પણ ચિકિત્સા ન કરે, એટલું જ નહીં પણ સમભાવે સહન કરે. યાવત્ આંખનો મેલ સરખો પણ કાઢે નહી.

(૧૫) ભિક્ષાદ્વાર—સાત પ્રકારની[૧૫] પિણ્ડૈષણામાંથી પહેલી બે વર્જી, ત્રણનો અભિગ્રહ કરે. અવશેષ જે રહી તેમાં એક પિણ્ડૈષણાથી ભિક્ષા (આહાર) ગ્રહણ કરે. બીજી પિણ્ડૈષણાથી પાણી (જળ) ગ્રહણ કરે. ત્રીજી પૌરસીમાં જ આહારાદિક ગ્રહણ કરે અને તે પણ વાલ-ચણા જેવો લૂખો. વિશેષમાં—માસકલ્પ યા ચાતુર્માસકલ્પ જ્યાં નિયત હોય ત્યાં ક્ષેત્રના છ ભાગ કલ્પે. એક દિવસ અમુક તરફ, એક દિવસ અમુક તરફ, એમ સાતમે દિવસે પાછો એનો વારો આવે.

(૧૬) પથદ્વાર—જિનકલ્પી મહાત્માને ત્રીજા પહોરમાં જ વિહાર-આહાર-નિહાર હોય છે. ચોથા પહોરની શરૂઆતમાં જ જ્યાં હોય ત્યાં સ્થીર થઇ જાય અને કાઉસ્સગ્ગ ધ્યાનમાં મગ્ન રહે. માર્ગમાં ચાલ્યા જતા ગમે તેટલા વિકટ પ્રસંગો ઉપસ્થિત થાય, મદોન્મત્ત ગજેન્દ્ર, કેશરીસિંહ ગર્જના કરતો સન્મુખ આવતો હોય, છતાં પણ જે ગતિએ ગમન કરતા હોય તે જ ગતિએ એક સરખા જયણાપૂર્વક ચાલ્યા જાય. જરા પણ ગતિમાં મંદતા ન કરે.

આ સિવાય જિનકલ્પી મહર્ષિને "વજ્રઋષભનારાચ" નામનું પ્રથમ સંઘયણ હોય. તેમને લોચ અહર્નિશ હોય, એટલે કે વાળ ચપટીમાં આવી શકે એટલા થાય ત્યારે હોય. અને આનાપાતાસંલોકાદિ દશ ગુણે કરીને સહિત જે શુદ્ધ ભૂમિ (સ્થણ્ડિલભૂમિ) તેમાં જ સ્થંડિલ જાય, જીર્ણ વસ્ત્રાદિકને ત્યાં જ પરઠવે. વગેરે વગેરે વસ્તુઓ પણ અનેક દ્વારોથી સિદ્ધાંત-શાસ્ત્રમાં વર્ણવેલી છે.

---

૧૫ संसट्ठमसंसट्ठा उद्धड तह अप्पलेवडा चेव ।
उग्गहिया पग्गहिया उज्झियधम्मा य सत्तमिया ॥ १ ॥
[संसृष्टा असंसृष्टा उद्धृता तथा अल्पलेपिका चैव ।
अवगृहीता प्रगृहीता उज्झितधर्मा च सप्तमी ॥ १ ॥]

**આર્ય સુહસ્તીસ્વામી**

વીર નિ૦ સં૦ ના ત્રીજા સૈકાના જૈનશાસનના નેતા, સાક્ષરશિરોમણિ, શાસન પ્રભાવક, યુગપ્રધાન, દશપૂર્વધર આર્ય સુહસ્તીસ્વામીના નામથી જૈન નામ ધરાવનાર વ્યક્તિ ભાગ્યેજ અજાણ્યુ હશે। આ મહાપુરૂષના સંબંધમાં ગ્રંથોના ગ્રંથો ભરાય છે, પરંતુ સ્થળ-સંકોચ અને સમયાદિકના અભાવને લઇને બે બોલ લખી આ લેખની પરિસમાપ્તિ કરવામાં આવે છે.

આ મહાપુરૂષે સ્થવિર કલ્પમાં રહી, જગતપ્રસિદ્ધ સમ્રાટ સંપ્રતિ[૧૬] જેવા સમર્થ રાજવીને પ્રતિબોધી પરમ આર્હતોપાસક બનાવ્યો, અને અખિલ ભારતભૂમિમાં જૈનધર્મનો વિજય વાવટો ફરકાવી, અહિંસાનો ડિંડમનાદ વગડાવ્યો, ઠામઠામ ગગનચુંબી જિન–મંદિરો બનાવરાવ્યા, પ્રાચીન તીર્થોના જીર્ણોદ્ધારો કરાવ્યા, દાનશાળાઓ ખોલાવરાવી અને પરંપરાગત મળેલા વારસાને ભાવી પ્રજાના માટે સમર્પણ કરતા ગયા.

સમ્રાટ્ સંપ્રતિએ જૈનધર્મ સ્વીકાર્યા બાદ ઉજ્જયિનીમાં મુનિવરોની એક મોટી સભા એકત્ર કરાવી, આ મહાપુરૂષ દ્વારા પ્રાંતવાર મુનિઓના વિભાગો કરી આર્યદેશમાં ચારે તરફ મુનિઓના વિહારો કરાવરાવ્યા હતા, એટલું જ નહીં પણ અનાર્ય દેશમાં પણ મુનિઓના વિહારો કરાવરાવી જૈનધર્મનો વિજય વાવટો ફરકાવ્યો હતો, અને શાસનની મહાન્ ઉન્નતિ કરાવરાવી હતી.

---

૧૬ મૌર્ય સમ્રાટ્ ચન્દ્રગુપ્તના પૌત્ર અશોકના પુત્ર કુણાલ અને તેમના પુત્ર સંપ્રતિ.

'કુનાલના સ્થાને પુરાણોમાં સુયશા નામ મળે છે તે તેનું બિરૂદ હોવું જોઇએ. તેણે આઠ વર્ષ રાજ્ય કર્યું એમ પુરાણોમાં લખ્યું છે. તેના પછી તેનો પુત્ર દશરથ થયો. દશરથનો શિલાલેખ નાગાર્જુની ગુફા (ગયા પાસેની)માં કોતરેલ છે તે પરથી જણાય છે કે તે ગુફાઓ આજીવકોને આપી હતી. બૌદ્ધોના દિવ્યાવદાન નામના પુસ્તકમાં તથા જૈનોના પરિશિષ્ટ પર્વ, વિચારશ્રેણિ તથા તીર્થકલ્પ પરથી જણાય છે કે કુનાલનો પુત્ર "સંપ્રતિ" હતો.

(પુરાણોના હસ્તલિખિત પુસ્તકોમાં બહુધા સંપ્રતિનું નામ મળતુ નથી તો પણ વાયુ-પુરાણની એક હસ્તલિખિત પ્રતિમાં દશરથના પુત્રનુ નામ સંપ્રતિ આપ્યું છે અને મત્સ્ય-પુરાણમાં 'સપ્તતિ' પાઠ મળે છે કે જે સંપ્રતિનું જ અશુદ્ધ રૂપ છે–પાર્જિટર **The Puran Text of the Dynasties of the Kali Age p 28 or foot-note 9**) આ પરથી અનુમાન થાય છે કે મૌર્યદેશ કુનાલના બે પુત્રો (દશરથ અને સંપ્રતિ)માં વહેંચાણુ થતાં પૂર્વનો વિભાગ દશરથના અને પશ્ચિમનો વિભાગ સંપ્રતિના અધિકારમાં રહેલો હોય. સંપ્રતિની રાજધાની કયાંક પાટલીપુત્ર અને કયાંક ઉજ્જૈન લખેલ મળે છે.........પરંતુ એટલુ માની શકાય તેમ છે કે (રાજપૂતાના, માલવા, ગુજરાત, તથા કાઠિયાવાડ) એ દેશો પર સંપ્રતિનું રાજ્ય રહ્યું હશે અને કેટલાયે જૈન મંદિર તેણે બંધાવ્યાં હશે. તીર્થકલ્પમાં એ પણ લખ્યું છે કે 'પરમાર્હત સંપ્રતિએ અનાર્ય દેશોમાં પણ વિહાર (મંદિર) બંધાવ્યાં હતાં.'—ઓઝાજી રા. ઇ. પ્રથમ ભાગ પૃ. ૯૪.

(જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ.

વળી આ મહાપુરુષના સદુપદેશથી સમ્રાટ્ સંપ્રતિએ સવાલાખ (૧૨૫૦૦૦) નવીન જિન-મંદિરો,[17] સવા કરોડ (૧૨૫૦૦૦૦૦) નવીન જિનબિંબો, છત્રીસ હજાર (૩૬૦૦૦) મંદિરોના જીર્ણોદ્ધાર, પંચાણું હજાર (૯૫૦૦૦) ધાતુની પ્રતિમાઓ, અને સાતસો (૭૦૦) દાનશાળાઓ; વગેરે શાસનનાં અનેક મહાન્ કાર્યો કર્યાં. અને જ્યાં સુધી એક જિનમંદિર બન્યાની વધામણી ન આવે ત્યાં સુધી [18]દંતધાવન પણ ન કરવુ એવી તેની દૃઢ પ્રતિજ્ઞા હતી. વળી સિદ્ધગિરિ, રૈવતગિરિ, શંખેશ્વરજી, નંદીય (નાંદિયા), બ્રાહ્મણવાટક (બામણવાડાનું મહાવીરસ્વામીનું પ્રસિદ્ધ જિનાલય) વગેરે સ્થળોના સંઘો કાઢી સંઘપતિ થયા હતા, રથયાત્રા પણ કરાવી હતી.

આર્ય સુહસ્તીસૂરિજીએ અવન્તીનગરીના ભદ્રા શેઠાણીના પુત્ર અવંતીસુકુમાલ, (નલિનીગુલ્મ વિમાનના અભિલાષુક) ને દીક્ષા આપી હતી. અવંતીસુકુમાલ સંસારના પૌદ્ગલિક સુખોને ઠોકર મારી, રાજવૈભવ કરતાં પણ અધિક ઋદ્ધિ-સિદ્ધિને તીલાંજલિ દઇ, અત્યંત સુકોમલ કાયાની પરવા કર્યા સિવાય, ભાગ્યવતી દીક્ષાને અંગીકાર કરી એ જ દિને કંથારિકા વનમાં કાઉસ્સગ્ગધ્યાને રહી, નલિનીગુલ્મ વિમાનમાં સિધાવ્યા. જે સ્થાનમાં કાઉસ્સગ્ગધ્યાને રહ્યા હતા, તે જ સ્થાનમાં આ મહર્ષિના સદુપદેશથી તેના પુત્ર મહાકાલે અવન્તીપાર્શ્વનાથનુ[19] ભવ્ય મંદિર બંધાવ્યું, જે અદ્યાવધિ તીર્થરૂપે પૂજાય છે.

---

૧૭ 'સમ્રાટ સંપ્રતિએ મરૂદેશમાં ઘાંઘણી નગરમાં શ્રી પદ્મપ્રભસ્વામીનું મંદિર બંધાવ્યું. પાવાગઢમાં શ્રી સંભવજિનનું, હમીરગઢમાં શ્રી પાર્શ્વજિનનું, ઇલોરગિરિમાં નેમનાથનું. (પટ્ટાવલીકાર લખે છે કે આ સ્થાન દક્ષિણમાં છે આ સ્થાન બીજું કોઈ નહિં કિન્તુ પ્રસિદ્ધ ઇલોરની ગુફા જ છે. પુરાતત્ત્વ શોધકોએ ઇલોરાની ગુફાનું જૈન- મંદિર શોધી કાઢવું જોઈએ.) પૂર્વદિશામાં રોહીશનગરમાં શ્રી સુપાર્શ્વનાથનું, પશ્ચિમમાં દેવપત્તન (પ્રભાસપાટણ)માં... ...જિનનું, ઈડરગઢમાં શ્રી શાંતિનાથનું, એમ આ બધાં સ્થાને જિનમંદિરો બંધાવ્યાં."

"ટૉડરાજસ્થાનના કર્તા કર્નલ ટૉડ લખે છે, કે કમલમેરપર્વતનું શિખર, કે જે સમુદ્રતળથી ૩૩૫૩ ફૂટ ઊંચું છે, તેની ઉપર એક પ્રાચીન સુંદર જિનમંદિર જોયુ. આ મંદિર એ વખતનું છે કે જ્યારે મૌર્ય સમ્રાટ્ ચન્દ્રગુપ્તનો વંશજ સંપ્રતિ મરૂદેશનો રાજા હતો. તેણે આ મંદિર બંધાવ્યું છે મંદિરની બાંધણી અતિપ્રાચીન અને બીજાં અનેક જૈનમંદિરોથી વધુ વિભિન્ન છે. આ મંદિર પર્વત ઉપર બન્યું હોવાથી હજી સુરક્ષિત છે."–(ટૉડરાજસ્થાન, હિન્દી, ભા. ૧, ખં૦ ૨, અ૦ ૨૬, પૃ૦ ૭૨૨ થી ૭૨૩) "જૈનાચાર્યોનો ઔપદેશિક પ્રભાવ" નામના મુનિરાજ શ્રી ન્યાયવિજયજી દીલ્હીવાળાના લેખમાંથી.

૧૮ તપગચ્છપટ્ટાવલી, શ્રી. જૈન કોન્ફરન્સ હેરલ્ડ.

૧૯ गुर्व्या जातेन पुत्रेण चक्रे देवकुलं महत् ।
अवन्तिसुकुमालस्य मरणस्थानभूतले ॥ १७६ ॥

परिशिष्टपर्व सर्ग १०, पृ. ९३.

કાલાંતરે અવન્તિપાર્શ્વનાથની પ્રતિમાને બ્રાહ્મણોએ ભોંયરામાં ભંડારી, એની ઉપર મહાદેવનું લિંગ સ્થાપન કરી દીધું, અને મહાકાલેશ્વરનું મંદિર એ તરીકે તેની પ્રસિદ્ધિ થઈ.

સ્વર્ગારોહણ

લુપ્તજિનકલ્પની તુલના કરનાર દશપૂર્વધર આર્ય મહાગિરિજી "ગજેંદ્રપદતીર્થમાં" અનશન કરી. પ્રાંતે સો વર્ષ, પાંચ માસ, પાંચ દિનનું આયુષ્ય પરિપૂર્ણ કરી, દેવલોકમાં સિધાવ્યા[૨૦].

સમ્રાટ્ સંપ્રતિ પ્રતિબોધક, દશપૂર્વધર આર્ય સુહસ્તીસ્વામી ગચ્છનો સર્વ ભાર સુસ્થિત અને સુપ્રતિબદ્ધ, એ બન્નેને સોંપી, સો વર્ષ, છ માસ છ દિનનું આયુષ્ય પરિપૂર્ણ કરી વીર નિર્વાણ સં૦ ૨૯૧ માં સ્વર્ગમાં પધાર્યા. (સમ્રાટ્ સંપ્રતિ વીરનિર્વાણ સં૦ ૨૯૩ માં સ્વર્ગે ગયા.)

ઉપસંહાર

*આ મહાપુરૂષોના જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગો આલેખવા પૂર્વક આ લેખની પરિસમાપ્તિ કરવામાં આવે છે.*

આ મહાપુરૂષોનાં ચરિત્રમાથી જે સાધુચારિતા, મહાનુભાવતા, ઉદારતા, પરોપકારતા, સમ્યગ્ જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના વગેરે મળે છે તે સંસારના સર્વ જીવોને મંત્ર-મુગ્ધ કરે તેવી છે. જે દિવસે આપણે પણ આવા મહાપુરૂષોના પુનીત પંથે ચાલીશું અને જીવનને આદર્શ બનાવીશું ત્યારે આપણે પણ સાધ્યસિદ્ધિને પામશું. જેમ આ મહર્ષિઓએ જન્મીને જીવનને આદર્શમય બનાવ્યું, તેમ જગતના સર્વ જીવો આદર્શ જીવન બનાવે એ જ શુભેચ્છા !

---

ત્યારબાદ પરદુઃખભંજન વિક્રમના સમયમાં સિદ્ધસેનદિવાકરસૂરિએ કલ્યાણમંદિર સ્તોત્ર રચી શિવલિંગને તોડી અવંતિપાર્શ્વનાથની મૂર્તિ હજારો માણસો સમક્ષ પ્રગટ કરી એ ઈતિહાસ પ્રસિદ્ધ છે. અવંતિના ભૂષણરૂપ તે મંદિર અદ્યાપિ વિદ્યમાન છે, અને લોકમાં મહાકાલ પ્રાસાદના નામથી જાણીતું છે.

૨૦ "મહાન્ સંપ્રતિ" નામના પુસ્તકમાં-આર્ય મહાગિરિ વીર પછી ૨૪૯ વર્ષે સ્વર્ગે ગયાનો ઉલ્લેખ છે.

## પ્રભુ મહાવીરસ્વામીથી શરૂ થતી આર્ય સુહસ્તી સુધીની પટ્ટાવલી



# कालकाचार्य

लेखक
श्रीयुत नथमलजी विनोरिया, जैन

सुन्दर, हरा-भरा, व्यापारीयोंसे परिपूर्ण धारावास नामक नगर था। वहां वज्रसिंह नामका राजा राज्य करता था। उसके एक रानी थी जिसका नाम सुरसन्दरी था। सुरसुन्दरी ने अनुक्रम से एक कुमार और एक कुमारी को जन्म दीया। कुमार का नाम कालक कुमार और कुमारी का नाम सरस्वती था। कालक कुमार सुन्दर एवं पुरुषों के सर्व लक्षणों से अलंकृत था।

जब उसकी अवस्था आठ वर्ष की हुई तब उसके माता-पिताने कालककुमार को एक कलाचार्य के पास भेजा। कालककुमार कुशाग्र बुद्धि का धनि होने से, अल्प समय में ही अनेक कलाओं का अभ्यास कर लिया, जिसमेंसे अश्वपरीक्षा और बाणपरीक्षा में तो इसकी सानी रखनेवाला कोई नहीं था।

एक समय राजा वज्रसिंह के यहां खुरासान देश से बहुत से घोडे भेट में आए। उन घोडों की परीक्षा का कार्य कालककुमार को सोंपा गया। कालककुमार समानवय के पांचसो सेवकों को लेकर बाहर वनमें घोड़े फिराने गया। घोडे फिरा कर कुमार अपना श्रम कम करने के लिए एक आम्रवृक्ष की छाया के नीचे बैठा।

इसी वनमें गुणाकरसूरि नामके आचार्य अनेक शिष्य परिवार के साथ विराजमान थे। दूर बैठे बैठे आचार्य महाराज के व्याख्यान की ध्वनि कालक-कुमार के कर्ण-गोचर हुई। वह उठा और आचार्य महाराज के समीप जाकर दत्तचित्त होकर उपदेश सुनने लगा। आचार्यदेव ने भी नवीन आगन्तुक राजपुत्र को लक्ष्मी, राज्यवैभव एवं शरीरादि की अनित्यता का उपदेश देकर साधु के वास्तविक सुख एवं पांच महाव्रतों का स्वरूप समझाया।

त्यागीयों का दीया हुआ उपदेश कभी निरर्थक नहीं जाता। यदि वे वाणी द्वारा उपदेश न भी दें तो भी उनके त्याग के परमाणु उपदेश का कार्य करते हैं। इसी प्रकार आचार्यदेवका उपदेश भी कालक-कुमार के हृदय पटल पर अङ्कित हो गया। व्याख्यान समाप्त होते ही वह आचार्य-महाराज से सविनय प्रार्थना करने लगाः-भगवन्! आपश्री के

उपदेश से मैंने संसार की असारता समझ ली है। अब मैं माता-पिता की आज्ञा लेने जाता हूँ और जहांतक मैं पीछा न लौटूं वहां तक आपश्री कहीं अन्यत्र विहार न करें यह मेरी विज्ञप्ति है।

कालक-कुमार घर आया और माता-पिता के समक्ष हाथ जोड कर खडा हुआ। माता-पिताने पुत्रको शुभाशिष दी और घोडों के सम्बन्ध में पूछा परन्तु कुमारने इस बात को टाल दी और माता-पिता से सविनय निवेदन करने लगा कि—पूज्यवरों! मैंने आज से संसार की असारता सम्पूर्ण रीत्या समझ ली है। अतः अब मेरी प्रबल इच्छा दीक्षा लेने की है। अतएव मुझे चारित्र लेने की आज्ञा दीजिये। पुत्र के ये वचन सुन माता-पिता स्तब्ध हो गए। उन्होंने कुमार कालक को साधु धर्म में रहे हुए कष्टों को सुनाकर भाँति भाँति से समझाया परन्तु कुमार पक्के रंग में रंगा हुआ था। कुमार के दृढ निश्चय को देखकर माता-पिता को अनुमति देनी पडी। भाई का उत्कृष्ट वैराग्य देख राजकुमारी सरस्वती ने भी दीक्षा लेने की ठान ली।

राजा वज्रसिंह ने महान उत्सव पूर्वक अपने पुत्र-पुत्री को दीक्षा दीलाई। तत्पश्चात् माता-पिताने कहा कि "यह तुम्हारी बहिन है, अतः इसकी ठीक तरह से संभाल रखना-रक्षा करना"

कालक-कुमार अल्प समय ही में व्याकरण, न्याय, साहित्य, अलंकार, छंद, ज्योतिष तथा मंत्र-तंत्रादि में निपुण होगए। गुरु महाराज ने कालक-कुमार को आचार्यपद के योग्य समझ आचार्यपद से अलंकृत कीया। तब से ये कालकाचार्य के नाम से प्रसिद्ध हुए।

कालकाचार्य अनेक साधुओं के साथ विहार करते हुए उज्जैनी के बहार किसी उद्यान में ठहरे। उसी अरसे में सरस्वती साध्वीजी भी ग्रामानुग्राम विचरती हुई उज्जैनी में आई। वह प्रतिदिन आचार्यश्रीका व्याख्यान सुनने के लिए बाहर उद्यान में जाया करती थी।

उस समय उज्जैनी का राजा गर्दभिल्ल था। वह महा विषयी तथा दुराचारी था। एक समय इसकी दृष्टि सुरूपवती बालब्रह्मचारिणी साध्वी सरस्वती पर पडी। वह उस पर मोहित होगया। महल में आते ही उसने अपने सेवक भेजकर उस साध्वी को अपने अंतेउरमें पकड मंगवाई। पकडते समय सरस्वती खूब चिल्लाई और आक्रन्द करने लगी। उसके साथकी दूसरी साध्वीयें, तत्काल कालकाचार्य के पास आई और सरस्वती के संकट की सर्व हकीकत निवेदन की। कालकाचार्य की आँखों में क्षत्रिय रक्त की अरुणिमा चमकने लगीः "प्रजाका पालक एक राजा, जगत का कल्याण करनेवाली बालब्रह्मचारिणी साध्वी के उपर इस प्रकार अत्याचार करे?" वे उसी क्षण राजा के पास गए और उसे शान्तिपूर्वक

खूब समझाया परन्तु उसने एक न मानी। कालकाचार्य अपने स्थान पर आए और संघ को एकत्रित कर यह बात सबके समक्ष निवेदन की। संघ भी अनेक प्रकार की भेट लेकर राजा के पास गया और सविनय साध्वी को छोडने की प्रार्थना की; परन्तु राजाने संघ की बात भी न मानी। अब तो कालकाचार्य का क्रोध, सौदामिनी की भांति, रोमरोम में व्याप्त हो गया। उन्होंने संघके समक्ष प्रतिज्ञा ली कि, "गर्दभिल्ल और उसकी राजधानी को उखाड़ कर न फेंकदूं तो मैं कालकाचार्य नहीं"।

कालकाचार्य एक त्यागी विरक्त साधु थे; तथापि एक दुष्ट अत्याचारी राजाको उसके पापका प्रायश्चित्त देना और किसी भी प्रयत्न द्वारा प्रजा पर जो अत्याचार हो रहा है उसे दूर करना इस त्यागी वैरागी साधुने अपना कर्त्तव्य समझा।

उपर्युक्त प्रतिज्ञा करने के पश्चाद् भी कालकाचार्यने राजाको उसके कर्त्तव्य का स्मरण कराने के हेतु एक और प्रयत्न किया वह यह कि-वे एक पागल साधु के सदृश्य बकने लगे और इधर उधर गांव में फिरने लगे। आचार्य का यह पागलपन राजाके कानतक पहुँचा परन्तु क्रूर राजा का हृदय न पसीजा।

आखिर अपनी प्रतिज्ञा पालन के हेतु कालकाचार्य को यह देश छोडना पड़ा। इन्होंने अपने गच्छ का भार एक गीतार्थ साधु को सोंप आप सिंधु नदी के तीर 'पार्श्वकुल' नामक देश में गए, इस देशके समस्त राजा "साखी" के नाम से प्रसिद्ध थे।

आचार्यश्री विहार करते करते एक गांव की सीमा में पहुँचे। गांवके बाहर मैदान में कितनेक राजकुमार गेंद खेल रहे थे। खेलते खेलते उनकी किमती गेंद कुवेमें गिर पडी। समस्त राजकुमार गेंद निकालने की चिन्तामें कुए के इर्द गिर्द बैठ गए। आचार्य महाराजने पूछा 'कुमारों! तुम सब कुए में क्या देख रहे हो?' कुमारोंने अपने प्यारे गेंदकी बात आचार्यश्री से निवेदन की। आचार्य महाराजने कहा तुम घर से धनुष-बाण ले आओ। एक युवक घर से धनुष-बाण ले आया। आचार्य-महाराज ने गीले गोबर से लिपटी हुई जलती घास डालकर धनुष्यको खींच एक बाण फेंक गेंद को बींधा, फिर दूसरे बाण से पहला बाण बींधा, तीसरे से दूसरा बाण, इस प्रकार परंपरा से बाणों को बींधते हुए कुए से गेंद को बाहर निकाला। अपनी प्यारी गेंद मिलते ही समस्त कुमार आचार्य-श्री की विद्याकी भूरि भूरि प्रसंशा करते हुए खुशी खुशी घर पहुँचे। घर जाकर अपने पिताको समस्त घटना कह सुनाई। फैलते फैलते यह बात बादशाहके कान तक पहुँची। (बादशाह अर्थात् यहां का 'साही' अथवा 'साखी') राजाने अपने पुत्रोंको भेज कालकाचार्य को सम्मान पूर्वक अपने

दरबार में बुलाए। राजा भी आचार्यश्री का स्वागत करने कुछ दूर सामने गया। सूरिजीने राजाको आशीर्वाद दीया। साखो राजाने आचार्यश्री के कलाचातुर्य से प्रसन्न हो कर बहुमान पूर्वक अपने यहां रक्खे। कालकाचार्य यहां रहेते हुए, ज्योतिष निमित्तादि विद्याओं से राजा को चमत्कृत करते हैं। इस प्रकार कितनेक दिन व्यतीत हुए।

एक दिन साही राजा के पास एक राजदूतने आकर राजा के समक्ष एक कटोरा, एक छुरी और एक लेखपत्र रक्खा। राजा पत्र पढकर स्तब्ध हो गया। उसका चहरा उदास हो गया। राजाकी ऐसी स्थिति देख वहां बैठे हुए कालकाचार्य ने कहा " राजन्! आपके स्वामी की भेट आई है, इसे देख हर्ष होना चाहिए, किन्तु इसके विपरीत उदासीन क्यों दिखाई देते हैं ?"

राजा ने कहा-" हमारे वृद्ध स्वामीने क्रोधित होकर हुक्म लिखा है कि-इस छुरी से तुम्हारा मस्तक काट कर इस कटोरे में रख शीघ्र भेजो। यदि तुमने ऐसा न किया तो तुम्हारे समस्त कुटुम्ब का नाश होगा। इस प्रकार मुझे ही नहीं, अपितु मेरे समान अन्य साखी राजाओं को भी लिखा गया है।"

कालकाचार्य को अपने कार्यसिद्धि का यह सुयोग मिला। इन्होंने राजा को कहाः-"तुम समस्त साखी राजा एकत्रित होकर मेरे साथ चलो। अपन 'हिंदुक' देश में जाकर उज्जैनी के गर्दभिल्ल राजाको उखेडकर उस राज्य का विभाग कर तुमको सोंप दूंगा।

सूरिजी के वचनों पर विश्वास रख राजाने अन्य ९५ राजाओंको निमंत्रित कर उनके साथ प्रयाण किया। सिंधु पारकर वे सौराष्ट्र में आए। वहां आते आते वर्षाकाल समीप आगया अतएव कालकाचार्य की आज्ञा से सबने अपना पडाव यहीं डाला। चातुर्मास समाप्त होते ही सबने आगे प्रस्थान किया। वहां से लाट देशमें प्रवेश किया और वहाँ के दो राजा बलमित्र तथा भानुमित्र जो कि आचार्यश्री के भानजे होते थे उनको भी साथ लिए। दूसरी ओर गर्दभिल्ल राजा को भी अपने उपर आनेवाली आपत्ति की खबर होते ही उसने अपना सैन्य तैयार कर सामने आकार पडाव डाल दिया।

दोनों सेनाओं के बीच युद्ध आरम्भ हुआ, इसमें साखी राजाओं के सैन्यने अपनी शक्ति का पूरा जोहर दिखाया। गर्दभिल्ल का सैन्य जान लेकर भागने लगा। स्वयं गर्दभिल्ल भी नगर के द्वार बंध कर गढ में जा छिपा। कालकचार्य के सैन्य ने नगर के चारों ओर घेरा डाल; वहीं पडाव डाल दीया।

कई दिनोंतक गर्दभिल्ल के सैन्य का एक भी व्यक्ति दुर्ग पर दिखाई नहीं दीया। समस्त वातावरण शान्त मालूम हुआ। यह देख एक साखी राजाने पूछा, "गुरुदेव! यह क्या मामला है। इस कटोकटि के समय, इस प्रकार शान्त वतावरण क्यों?" राजाके पूछने पर आचार्यश्रीने योग दृष्टि से देख उन लोगों से कहा कि "गर्दभिल्ल राजा एक 'गर्दभी विद्या' की साधन कर रहा है। किंचित् देखो कहीं दुर्ग पर गर्दभी दिखाई देती है?" खोज करने पर मालूम हुआ कि एक स्थान पर एक गर्दभी मुंह खुला करके खडी है।

आचार्यश्रीने इसका यथार्थ तत्त्व समझाते हुए कहाः-"जब इस राजाको गर्दभी विद्या सिद्ध हो जायगी तब यह गर्दभी शब्द करने लगेगी; उन शब्दों को राजाके शत्रु सुनेंगे उनको लहूकी कै होकर भूमिपर गिर मृत्युके शरण होंगे।"

यह बा सुन साखी राजा भयभीत होने लगे; परन्तु आचार्य देवने कहा, इसमें भयभीत होने जैसा कोई कारण नहीं। तुम अपने अपने सैन्यको पांच कोस दूरी पर लेजाओ। इसमें से अच्छे कुशल १०८ एकसो आठ बाणावलीयोंको आचार्यश्रीने अपने पास रक्खे। जब गर्दभीने शब्द करने के लिए मुंह खोला तब सब बाणावलीयोंने एक ही साथ इस प्रकार बाण छोडे कि वे सब के सब गर्दभी के मुंह में प्रवेश करनेसे गर्दभी शब्दोच्चारण न कर सकी। परिणाम यह हुआ कि स्वयं गर्दभी राजा पर कुपित हो उसके मस्तक पर विष्ठा कर, लात मार कर आकाश मार्ग की ओर चली गई।

साखी राजाओं के सुभटोंने दुर्ग की दीवाल तोड वे अंदर घुसे। और गर्दभिल्ल को कैद कर कालकाचार्य के पास लाए। आचार्य को देखते ही गर्दभिल्ल राजा लज्जित हो गया। आचार्य देवने उसे उपदेश देते हुए कहा-"एक सती साध्वी के चरित्र भंग के पापका यह प्रायश्चित्त तो एक पुष्प मात्र है। भविष्य में-परलोकमें इसका फल और भोगना होगा।"

साखी राजाओं के उपर जो आपत्ति के बादल मँडरा रहे थे वे गर्दभिल्ल के कैद होते ही दूर हो गये। साखी राजा अपने प्रति अत्याचार करने वाले गर्दभिल्ल को मौत की सज़ा देने लगे, परन्तु आचार्य देवने कहा पापी का नाश पाप द्वारा ही होता है। ऐसा कह उसे मुक्त कराया। इसके पश्चाद् गर्दभिल्लने उस देश का त्याग कर दीया।

आचार्यश्रीने इस राज्य का विभाग करते हुए जिस साखी राजा के यहां स्थिरता की थी, उसे खास उज्जैनी का राज्य दीया। और अन्य ९५ राजाओं को मालवदेश के विभाग करके बांट दीये।

( २ )

सर्वत्र शान्ति के पश्चाद् सरस्वती साध्वी को भी गच्छ में ली। उनको पराधीनता में जो जो पाप लगे उनका तपश्चर्या द्वारा प्रायश्चित्त किया। स्वयं कालकाचार्यने भी, कितनीक आलोचना करके निरतिचार चारित्र पालन करते हुए गच्छ का भार धारण किया।

कालकाचार्य ग्रामानुग्राम विहार करते 'प्रतिष्ठानपुर' में आए। यह नगर दक्षिण देश में था। यहां का राजा सातवाहन शुद्ध श्रावक तथा साधुभक्त था। उसने भक्ति पूर्वक आचार्य महाराजको चतुर्मास करने को रक्खे। पर्युषणापर्व कब होगा? गुरुमहाराजने कहा भाद्रपद शुक्ला पंचमी को। राजाने कहा उसी दिन हमारे कुलक्रमागत इन्द्रमहोत्सव आता है। मुझे उस उत्सव में भागलेना आवश्यक है। इस प्रकार एक ही दिन में दो उत्सव कैसे सम्भाले जा सकते हैं? अतएव कृपया पंचमी के बजाय छठको पर्युषणापर्व रक्खा जाय तो मैं भी पूजा, स्नात्र पौषधादि धर्मकार्य में भाग ले सकुं।"

गुरु-महराजने कहा पंचमी की रात्रिका कदापि उल्लंघन नहीं हो सकता। तब राजाने चोथ रखने के लिए प्रार्थना की।

राजाके आग्रह से एवं कल्प सूत्रके 'अंतरायियसे...'इस पाठ का आधार लेकर कालकाचार्यने पर्युषणापर्व का दिन पंचमी के बजाय चोथ रक्खा। इसी प्रकार चौमासी पूर्णिमा के बजाय चौदस की। उसी दिन से समस्त संघने इस प्रथा का स्वीकार किया।

( ३ )

कालकाचार्य आनंदपूर्वक संयम पालते हुए प्रतिष्ठानपुर में रहते हैं। किन्तु इनके शिष्य प्रमादी होगए। गुरु महाराजने बहुत प्रयत्न किया परन्तु फिर भी वे ठीक तरह क्रियानुष्ठान नहीं करते। इस पर गुरुजीने सोचा कि ऐसे प्रमादी शिष्यों के साथ रहने की अपेक्षा अकेला रहना कहीं अच्छा है। एसा सोच उन्होंने यह वृत्तान्त घरके मालिक से कहकर, शिष्यों को सोते हुए छोड आचार्य महाराज विहार कर स्वर्णपुर पधार गए। यहां सागरचन्द्र नामके आचार्य स्थित थे,। जोकि कालकाचार्य के प्रशिष्य होते थे उनके उपाश्रयमें गए, उनको अपना परिचय न देते हुए एक कोना मांगकर ठहर गए। दूसरे दिन सागरचन्द्रने सभा समक्ष मधुर ध्वनि से व्याख्यान दीया और यहां ठहरे हुए वृद्ध साधु (कालकाचार्य) से पूछा "हे वृद्ध मुने! कहो मेरा व्याख्यान कैसा रहा? कालकाचार्यने कहा "बहुत सुन्दर"। इसके पश्चाद् सागरचन्द्रने अहंकार पूर्वक कहा "अहो वृद्ध साधो! तुमको किसी सिद्धान्तादि का संदेह हो तो पूछो।"

कालकाचार्य ने सागरचन्द्र को उसके गर्वका खयाल कराने के लिए विवाद उठाते हुए कहाः-"आचार्यजी ! धर्म है या नहीं?" सागरचन्द्र ने कहा "धर्म अवश्य है" इस पर कालकाचार्य ने निषेध किया। इस विषय पर दोनोंका खूब विवाद हुआ, खूब तर्क वितर्क हुए, आखिर सागरचन्द्र निरुत्तर हुए। इसके पश्चाद् इनको विचार हुआ कि यह कोई सामान्य वृद्ध साधु नहीं है। ये तो महान प्रतापी, वयोवृद्ध, ज्ञानवृद्ध तथा महाप्रभावशाली पुरुष ज्ञात होते हैं।

इधर वे प्रमादी साधु प्रातःकाल होते ही उठकर देखते हैं तो गुरु महाराज का कुछ ठिकाना नहीं, तो वे बडे लज्जित हुए। आखिर उनको मकान मालिक द्वारा ज्ञात हुआ कि गुरुमहाराज प्रमादि शिष्यों से उक्ताकर सागरचन्द्रसूरि के पास स्वर्णपुर गए हैं।

साधुओंने भी सुवर्णपुर की ओर प्रयाण किया-बडा समूह होने के कारण तीन टुकडी की। एक के पश्चाद् एक टुकडी विहार करती जारही है। मार्ग में जन समुदाय पूछता है कि, "कालकाचार्यजी कौन हैं?" उत्तर में पीछे की टुकडी कहती है 'आगे गए' और आगे की टुकडी कहती है 'पीछे आरहे है'। इस प्रकार यह टुकडी स्वर्णपुर के निकट आई। जब सागरचन्द्राचार्य को यह ज्ञात हुआ कि गुरु महाराज पधार रहे हैं तब वे उनके स्वागतार्थ सामने आए और पूछा "गुरुदेव (कालकाचार्य महाराज) कहां है?" उत्तर मिला कि, ये तो आपके पास पहले ही आगए हैं।

सागरचन्द्र आश्चर्य में गर्क होगए। अरे! जिनके साथ मैंने शास्त्रार्थ किया और जिन्हों ने मुझे परास्त किया, वे स्वयं हि गुरु प्रभाकर श्री कालकाचार्य हैं क्या!

इसी अरसे में सौधर्मेन्द्रने सीमंधर स्वामी के पास आकर निगोदका स्वरूप सुना और सुनकर पूछा-"हे स्वामिन्! इसी प्रकार निगोदका स्वरूप भरतक्षेत्र में कोई जानता है क्या?" भगवान ने श्रीमुख से फरमायाः-प्रतिष्ठानपुर में कालकाचार्य हैं वे जानते हैं"*

इन्द्र ब्राह्मण का स्वरूप लेकर प्रतिष्ठानपुर में आया और कालकाचार्य के पास आकर निगोद का स्वरूप पूछा। गुरुमहाराजने भी अत्यन्त सूक्ष्म

*कालकाचार्यका वर्णन 'स्वर्णपुर' का चल रहा है। इसी अवसर पर इन्द्र 'प्रतिष्ठानपुर' में आते हैं और कालकाचार्य से मिलते हैं। सीमंधर स्वामी ने भी 'प्रतिष्ठानपुर' में होने का बताया है। सम्भव है कि स्वर्णपुर विहार कर पीछे 'प्रतिष्ठानपुर' आगए हो फिर यह घटना घटि हो।

रीति से निगोद का स्वरूप समझाया। स्वरूप सुनकर ब्राह्मण हर्षित हुआ। फिर अपना हाथ लम्बाकर पूछता है; महाराज! मेरा आयुष्य कितना है? यदि थोडा हो तो कुछ साधना करलूं।

गुरु महाराज को हाथ देखते ही ज्ञात हुआ कि इनका आयुष्य तो सागरोपम का है। तत्काल कालकाचार्य समझ गए कि यह तो इन्द्र है अतः आयुष्य बताने के बदले कहा-" हे इन्द्र! धर्मलाभोस्तु " तत्पश्चाद् इन्द्र ने प्रगट होकर दस दिशाओं में उद्योत किआ, वंदन स्तुति की तथा सीमंधर स्वामी के पास जाने सम्बन्धी समस्त वृतान्त कहा।

इसके पश्चाद् कालकाचार्य महाराज लम्बे समय तक निर्मल चारित्र पालन कर समाधिपूर्वक देवलोक पधारे।

## उपसंहार

कालकाचार्य के जीवन से अपनको इतना तो अवश्य स्वीकार करना होगा कि ये एक ऐतिहासिक पुरुष थे, जोकि अनेक विद्याके पारगामी थे, शासन प्रभावक थे, और बाण विद्याके निष्णात थे। इन्होंने साध्वी सरस्वती की रक्षार्थ जिस वीरता का परिचय दिया वह इनके चरित्र से पूर्णतया ज्ञात हो जाता है। इनका ज्ञान कितना गम्भीर था कि स्वयं सीमंधरस्वामी ने इन्द्र महाराज के समक्ष इनकी प्रशंसा की। इन्द्र महाराज भी इनके दर्शनार्थ प्रतिष्ठानपुर में आये और आचार्यश्री से निगोदका स्वरूप समझा।

ये कितने न्यायप्रिय, दयालु और उपकारी थे कि जिस गर्दभिल्ल ने इनकी बहिन साध्वी पर घोर अत्याचार किया और वह इनका कैदी होजाने पर भी उसे जीवितदान दीया। इसके अतिरिक्त राज्यका विभाग करते समय अपने भानजे का पक्ष न लेते हुए उस 'साखी' राजाको खास उज्जैनी का राज्य दीया जिसके यहां आश्रय लिया था।

वर्तमान युग में अन्य समाजवाले जैनधर्म पर यह आक्षेप रखते हैं कि यदि भारत को निर्बल बनाया हो तो जैनियों ने, परन्तु मैं उन समाजवालों से सविनय प्रार्थना करूंगा कि वे किंचित् जैनधर्म के भूतकालीन चरित्रों पर दृष्टि डालें तो उनका यह भ्रम दूर हो जायगा।



ભગવાન મહાવીરના નિર્વાણ પછીના એક હજાર વર્ષમાં થયેલ

# જૈન રાજાઓ



[ ભિન્ન ભિન્ન રાજાઓનો ટૂંક પરિચય ]

લેખક :-મુનિરાજ શ્રી દર્શનવિજયજી

શ્રમણ ભગવાન મહાવીરસ્વામીને કેવળજ્ઞાન ઉપન્યા પછીના તેમના ઉપદેશના ત્રીસ વર્ષ દરમ્યાન નાના મોટા અનેક રાજાઓ, જૈનધર્મનો સ્વીકાર કરી, આર્હતોપાસક-શ્રમણોપાસક-શ્રાવક બન્યા હતા, અને ચારે તરફ અહિંસાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. ભગવાન મહાવીરસ્વામીના સમયના જૈન રાજાઓમાં મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે રાજાઓ થઇ ગયા:

**પ્રાચીન રાજાઓ**

મગધનરેશ સમ્રાટ શ્રેણિક, સમ્રાટ કોણિક, વિશાલાપતિ પરમાર્હત મહારાજા ચેટક, સિંધુ સૌવીરપતિ રાજા ઉદાયી, કાશીરાજ અલક્ષ, કપિલપુરરાજ સંયતિ, દશાર્ણદેશનો રાજા દશાર્ણભદ્ર, ઉજ્જયિનીપતિ રાજા ચંડપ્રદ્યોત, અંગરાજ દધિવાહન, સુદર્શનનરેશ મુગબાહુ, સુગ્રીવશાસક બલભદ્ર, પોલાસપુરપતિ વિજયસેન, ક્ષત્રિયકુંડનગરનરેશ રાજા નંદીવર્ધન ( ભ. મહાવીરના મોટાભાઇ ), કૌશામ્બિપતિ વત્સરાજ શતાનીક, કુરુનરેશ શિવ, અદિતશત્રુ, વીરાંગ, વીરજસ, કુરાવર્તેશ નમિ, કલિંગપતિ કરકંડુ, અપાપાપુરીપતિ હસ્તિપાલ, દુમાઇ નિગ્ગઇ, ધનબાહુ, કૃષ્ણમિત્ર, વાસવદત્ત, અપ્રતિહત, પ્રિયચંદ્ર, બલ, અર્જુન, દત્ત, મિત્રાનંદી વગેરે વગેરે.

આ રાજાઓમાંના કેટલાએક રાજાઓ તથા તેમના કુટુંબના ભિન્ન ભિન્ન માણસોએ દીક્ષા અંગીકાર કરી હતી, અને કેટલાએક શ્રાવકપણે જ રહ્યા હતા.

( ભગવતીસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, જૈનસત્યપ્રકાશ વર્ષ ૨, અંક ૪—૫ વગરેના આધારે )

શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછીના એક હજાર વર્ષના ગાળામાં નીચે પ્રમાણે જૈન રાજાઓ થઇ ગયા:

**મહારાજા ઉદાયી**

શિશુનાગ વંશીય સમ્રાટ શ્રેણિક અને કોણિક પછી તેનો પુત્ર ઉદાયી મગધનો રાજા થયો. એ વખતે મગધના રાજ્યની એક શક્તિશાળી સામ્રાજ્ય તરીકે ગણના હતી. મહારાજા શ્રેણિકે એમાં સામ્રાજ્યત્વનું બીજારોપણ કર્યું હતું અને મહારાજા [illegible] અપરનામ કોણિકે તેનું ખૂબ સિંચન કર્યું હતું. મહારાજા ઉદાયી [illegible] અખિલ સમ્રાટ થયો.

શ્રેણિકના રાજ્યકાળમાં મગધની રાજધાની રાજગૃહી હતું. અજાતશત્રુએ ચંપાનગરી વસાવી તેને રાજધાની બનાવી. ઉદાયીનો રાજ્યાભિષેક ચંપામાં જ થયો હતો, પરંતુ રાજમહેલમાંની પ્રત્યેક વસ્તુ જોઇને તેમને પોતાના સ્વર્ગવાસી પિતા અજાતશત્રુનું સ્મરણ થઇ આવતું અને તેથી તે બહુ દુઃખિત થતા એટલે તેમણે નવું પાટનગર વસાવવાનો મનસૂબો કર્યો. અને તે માટે યોગ્ય સ્થાનની તપાસ કરવા નિમિત્તિઆઓને મોકલ્યા. તેઓ ફરતા ફરતા ગંગા કિનારે જઈ પહોંચ્યા અને ત્યાંની જમીનનું બળાબળ તપાસવા લાગ્યા.

પ્રાચીન કાળમાં **શ્રી અન્નિકાપુત્રનું** અંતકૃત્ કેવળી તરીકે ગંગા નદીમાં મોક્ષગમન થયું હતું, જે સ્થાન પાછળથી **પ્રયાગ** તરીકે ખ્યાત થયું. આ આચાર્ય મહારાજની ખોપરી ગંગાના વહેણમાં અટકી પડી. અકસ્માત્ એમાં એક **પાટલીવૃક્ષનું** બીજ આવી પડયું અને એમાંથી એક વૃક્ષ ઊગી નીકળ્યું. જે જાને દિવસે ખૂબ ઘટાદાર થયું અને અનેક ફૂલોથી સુશોભિત બન્યું. ઉદાયીના પંડિતો ગંગા કિનારે આ ઝાડ પાસે આવી પહોંચ્યા. તેમને એ ઝાડ બહુ ગમી ગયું અને આસપાસનાં બીજાં ઝાડો કરતાં એ ઝાડને વિશેષ સમૃદ્ધ થયેલું જોઇ બારીક દૃષ્ટિએ એનું નિરીક્ષણ કરવા લાગ્યા. આ વખતે એક **ચાષપક્ષી** પોતાનું મોં ફાડીને ત્યાં બેઠું હતું અને પતંગિયા વગેરે જંતુઓ આપોઆપ આવીને તેના મુખમાં પડતાં હતાં. બસ, આ નિમિત્ત જોઇને તેમણે નક્કી કર્યું કે "આ સ્થાનમાં પાટનગર વસાવનાર રાજાને સ્વયં લક્ષ્મી આવી મળશે."

આ રીતે તેમણે એકમતે એ સ્થળને નવી રાજધાની માટે પસંદ કર્યું, અને મહારાજા ઉદાયીને પોતાનો અભિપ્રાય જણાવ્યો. ઉદાયીએ તે સ્થાને **કુસુમપુર** યાને **પાટલીપુત્ર** નગર વસાવી તેને મગધના પાટનગર તરીકે જાહેર કર્યું. આ શહેર આજે **પટણા** તરીકે ખ્યાત છે. ૧

આ સ્થળે એક વાત ન ભૂલાવી જોઇએ કે મગધનરેશોએ ચંપાપુરી અને પાટલીપુત્રને પાટનગર બનાવ્યા છતાં મૂળ રાજધાની રાજગૃહીને નુકસાન ન પહોંચે એટલા માટે ત્યાં એક શિશુનાગવંશીય પુરુષને માંડલિક રાજા તરિકે નિયુક્ત કર્યો હતો, જેને ઇતિહાસકારો 'દર્શક' કે 'વંશક' તરિકે ઓળખાવે છે.૨

---

૧ પુરાણોમાં ઉદાયી રાજા તથા પાટલીપુત્રના નિર્માણ માટે આ પ્રમાણે ઉલ્લેખ છેઃ

उदायी भविता तस्मात्, त्रयस्त्रिंशत्समा नृपः ॥
सर्वं पुरवरं रम्यं, पृथिव्यां कुसुमाह्वयम् ॥
गंगाया दक्षिणे कूले, चतुर्थेऽब्दे करिष्यति ॥

(વાયુપુરાણ, ઉત્તરખંડ, અધ્યાય ૩૭, પૃ ૧૭૫, શ્લો૦ ૩૧૨, ૩૧૩, બ્રહ્માંડપુરાણ, મ૦ ભા ઉપો૦ ૩, અધ્યાય ૭૪, શ્લોક ૧૩૨-૧૩૩)

૨ अस्माकं महाराजदर्शकस्य भगिनी पद्मावती ।

(સ્વપ્નવાસવદત્તા, અંક ૧, પૃ ૧૪)

अजातशत्रुर्भविता, सप्तत्रिंशत्समा नृपः ।
चतुर्विंशत्समा राजा, वंशकस्तु भविष्यति ॥

(મત્સ્યપુરાણ, અધ્યાય ૨૭૨.)

ઉદાયી ભગવાન મહાવીરનો પરમ ભક્ત અને વ્રતધારી શ્રાવક હતો. તેણે પાટલીપુત્રમાં જિનાલયો તથા પોષાળ વગેરે બનાવરાવ્યાં હતાં. જે સંબંધી અનેક ઉલ્લેખો મળે છે. જેમકે:

**तं किर वियणगसंठियं णयरं णयराभियय उदाइणा चेइहरं कारावियं, पसा पाडलिपुत्तस्स उप्पत्ति।**

( આવશ્યકસૂત્રવૃત્તિ. )

ઉદાયી હમેશાં આ ધર્મસ્થાનોમાં જઈ ધર્મ-ક્રિયા કરતો તેમજ રાજ્યપોષાળમાં તેડાવી ગુરુમહારાજની સેવા-ભક્તિ કરતો અને વ્યાખ્યાન સાંભળતો. આઠમ, પાખી વગેરે પર્વતિથિઓએ પૌષધ કરી સ્વાધ્યાય તથા આત્મચિંતનનો લાભ લેતો.

એક વાર મહારાજા ઉદાયીએ એક ખંડિયા રાજાનુ રાજ્ય, તેની જ ભૂલના કારણે ખુંચવી લીધું, અને ખંડિયો રાજા મૃત્યુ પામ્યો એટલે તેના પુત્રને ઘણો ક્રોધ ચડયો. તે પોતાના પિતાનું વેર વાળવા ઉજ્જયિનીના રાજાની સહાય લઇ પાટલીપુત્ર ઉપર ચઢી આવ્યો પણ તે ફાવ્યો નહી. આથી તેનો રોષ ઓર વધી ગયો. આ વખતે તેણે ધર્મના નામે કપટથી કામ લેવાનુ વિચાર્યું. તેણે જૈનાચાર્ય પાસે જઇ દીક્ષા લીધી, મુનિવેશ પહેર્યો, તેનું નામ **વિનયરત્ન** રાખવામાં આવ્યું. વિનયરત્ન એક દંભી સાધુ હતો છતાં ઘણા વર્ષ સુધી મુનિપણું નભાવી તે આચાર્યનો પિયપાત્ર બની બેઠો.

એક વખત વિનયરત્નની સાથે આચાર્ય મહારાજ રાજપોષાળમાં પધાર્યા અને રાજા ઉદાયીએ પર્વ દિવસ હોવના લીધે પૌષધ લીધો. વિનયરત્નને, જે તકની પોતે રાહ જોતો હતો તે તક આવી પહોંચી લાગી. તેણે રાતમાં જ પોતાના પિતાના વેરનો બદલો ચૂકાવી લેવાનો નિર્ણય કર્યો. અને મધરાતે જ્યારે બધું સુમસામ હતું અને સૌ કોઇ સૂઈ ગયા હતા ત્યારે તેણે છરી વતી મહારાજા ઉદાયીનું ખૂન કર્યું, અને પોતે રાતોરાત ત્યાંથી પલાયન કરી ગયો.

પેલા નકલી વિનયરત્નને ખ્યાલ હતો કે તેનું આ કૃત્ય ઉજ્જયિનીમાં જરૂર પ્રશંસા મેળવશે. આથી તે ઉજ્જયિની ગયો. પણ ત્યાંના રાજાએ તેના કૃત્ય પ્રત્યે સખ્ત અણગમો બતાવી મહારાજા ઉદાયીના ખૂનનું મહાપાતક કરનાર એ પાપીને ધુતકારી કાઢયો, એટલુ જ નહી પણ તેનું મોઢું કાળું કરી પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો. મહારાજા ઉદાયીનો આ ખૂની જૈનસત્રોમા અભવ્ય તરીકે જાહેર થયો.

ધર્મપરાયણ મહારાજા ઉદાયીનો આ રીતે કરૂણ અંત આવ્યો. અને તેના અંતની સાથે જ મગધ સામ્રાજ્ય ઉપર રાજ્ય કરનાર શિશુનાગ વંશનો પણ અંત આવી ગયો. શાસ્ત્રોના ઉલ્લેખ પ્રમાણે આ ઉદાયી રાજા આગામી ઉત્સર્પિણી કાળમાં તીર્થંકર થશે.

( આવશ્યકનિર્યુક્તિવૃત્તિ પૃ ૬૮૭ થી ૬૯૦, પરિશિષ્ટ પર્વ, ઉપદેશ પ્રાસાદના આધારે)[૩]

**નવનંદ રાજાઓ (વીરનિ. સં. ૬૧ થી ૨૫૫)**

મહારાજા ઉદાયીને પુત્ર ન હોવાથી તેની ગાદીએ નંદ વંશના રાજાઓ આવ્યા, જેમાં અનુક્રમે નવ રાજાઓ થયા. આ રાજાઓનાં નન્દીવર્ધન, મહાનંદી, પદ્મપદ્મ વગેરે નામો

૩ આ તથા હવે પછીના લખાણમાં કેટલેક સ્થળે 'વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના' નામક ઇતિહાસપ્રેમી મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીના પુસ્તકનો આધાર લીધો છે.

અવ્યવસ્થિત રૂપે મળે છે. રાજા મહાપદ્મે પોતાના રાજ્યને ખૂબ વિસ્તાર્યું હતું, તેથી નંદવંશમાં તેની એકછત્રતા અને પ્રભુત્વ વિશેષ મનાય છે.

જો કે આ રાજાઓ કયા ધર્મના હતા તેનાં સ્પષ્ટ પ્રમાણો નથી મળતાં, બૌદ્ધ ગ્રંથો આ રાજાઓ માટે મૌન સેવે છે, પણ પુરાણોમાં તેમની ઘણી નિંદા કરી છે તેથી ઇતિહાસજ્ઞો આ રાજાઓ શૈવધર્મના વિરોધી એટલે જૈન હોવાનું માને છે.

એક વાત તો ચોક્કસ છે કે નંદવંશના મંત્રીઓ શરૂઆતથી તે આખર સુધી-કલ્પકથી માંડીને તે શકટાળ સુધી-બધા જૈન જ હતા. તેમજ તેમના વખતમાં જિનધર્મ ખૂબ ઉન્નત થયો હતો. આચાર્ય ભદ્રબાહુસૂરિ તથા આચાર્ય સ્થૂલિભદ્રસૂરિ બન્ને નવમા નંદના સમયના મહાન જૈન જ્યોતિર્ધરો હતા. બારવર્ષીય દુકાળ પછી, જિનાગમની રક્ષા માટે જૈનોનું પ્રથમ શ્રમણ-સમ્મેલન નંદોના પાટલીપુત્રમાં મળ્યું હતું.

આ વખતે કલિંગ દેશમાં એક પ્રાચીન સુંદર જિનપ્રતિમા હતી તેને નંદરાજા પાટલીપુત્રમાં લઇ આવ્યો હતો. આ પ્રતિમાને મૌર્યકાળ પછી થયેલ કલિંગપતિ મહારાજા ખારવેલ પુનઃ કલિંગમાં લઇ ગયા હતા.

નંદરાજા જિનપ્રતિમાને લાવે અને તેને જિનાલયમાં સ્થાપિત કરે એ બિના તેમના જૈન હોવાની માન્યતાને પુષ્ટ કરે છે.

(ઉદયગિરિનો હસ્તિગુફાનો શિલાલેખ વગેરેના આધારે.)

**સમ્રાટ્ ચંદ્રગુપ્ત ( વીરનિ. સં. ૨૧૫ લગભગ )**

ચંદ્રગુપ્તનો જન્મ મયૂરપોષક કુટુમ્બમાં થવાથી તે મૌર્યવંશી મનાય છે.[૪] તે ગર્ભમાં હતો ત્યારે તેની માતાને ચંદ્રપાનનો દોહદ થયો. તક્ષશિલા વિદ્યાલયના વિદ્વાન ચાણક્યે, જે બાળક જન્મે તે પોતાને સોંપવાની શરતે, પોતાની બુદ્ધિના બળથી તે દોહદ પૂરો કર્યો. પુત્રનો જન્મ થતાં, દોહદને અનુલક્ષીને, માતા-પિતાએ તેનું ચંદ્રગુપ્ત નામ રાખ્યું.

ચંદ્રગુપ્ત બાળક હતો છતાં તેની બાલક્રિડાઓમાં પણ રાજતંત્રની જ પ્રધાનતા દેખાતી. તે પોતાના બાળમિત્રોનું એક રાજ્ય સ્થાપી પોતે તેનો રાજા બનતો અને ગુન્હેગારોને અદલ ઇન્સાફ આપતો.

આ સમયે ભારતમાં નવનંદ પૈકી છેલ્લા નંદનું રાજ્ય ચાલતું હતું. તેણે ચાણક્ય પંડિતનું અપમાન કર્યું, એટલે ચાણક્યે ક્રોધમાં ને ક્રોધમાં નંદવંશનો નાશ કરવાની પ્રતિજ્ઞા

૪ આ મૌર્યવંશના નામ માટે નીચે મુજબ ભિન્ન ભિન્ન માન્યતાઓ પ્રવર્તે છેઃ

(૧) ગૌતમબુદ્ધના શાક્ય કુટુંબના કેટલાક માણસો વિરૂઢક રાજાના આક્રમણથી પોતાનું સ્થાન છોડી હિમાલયના પ્રદેશમાં મયૂરનગર નામક શહેર વસાવી ત્યાં રહેવા લાગ્યા. આ લોકો પાછળથી મૌર્ય કહેવાયા. ચંદ્રગુપ્તનો જન્મ આ વંશમાં થયો તેથી તે મૌર્ય કહેવાયો.
( મહાવંશની ટીકા, મૌર્યસામ્રાજ્યકા ઈતિહાસ પૃ૦ ૧૦૭)

(૨) ચંદ્રગુપ્ત મુરા નામક એક દાસીનો પુત્ર હોવાથી મૌર્ય કહેવાયો, (પુરાણ તથા છુટક લેખો વગેરે.) પુરાણોમાં ચંદ્રગુપ્તને દાસીપુત્ર માન્યો છે, એ વિષયમાં વિદ્વાનોનો એવો મત છે કે મૌર્યવંશ જિનધર્મ તથા બૌદ્ધધર્મનો ઉપાસક હોવાથી પુરાણકારોએ નિંદાના ઉદ્દેશથી ચંદ્રગુપ્તને દાસી પુત્ર ગણ્યો છે.

કરી હતી. ચાણુક્ય તેનો ઉપાય શોધવા લાગ્યો. એક દિવસ તેણે ચંદ્રગુપ્તની રમત જોઇ અને તેની પાસે જઈ દાન માગ્યું. બાલકોના રાજા ચદ્રગુપ્તે એક રાજાની જેમ ચાણુક્યને સંતોષ્યો એટલુ જ નહીં પણ તેના ઉપર એક રાજવી તરીકેની છાપ પાડી.

તપાસ કરતાં ચાણુક્યને માલુમ પડયુ કે આ બાળક તે જ છે જેને પોતાને સોપવાની શરત તેના માતા-પિતાએ કરી હતી. આથી તેના આનંદનો પાર ન રહ્યો આ બાળક દ્વારા પોતાની પ્રતિજ્ઞા સફળ થવાનાં સ્વપ્ન તે જોવા લાગ્યો. તેણે એક સૈન્ય ભેગું કરી અને ચદ્રગુપ્તને પોતાની સાથે લઇ એકાએક પાટલીપુત્ર ઉપર છાપો માર્યો, પણ તેમાં તે બિલકુલ ન ફાવ્યો, અને પોતાનો અને ચદ્રગુપ્તનો જીવ બચાવવો પણ ભારે થઇ પડયો. છેવટે મહામુસીબતે એ બન્ને જણા એક ગામમા જઇ પહોંચ્યા. ત્યાં એક ડોસી પાસેથી જાણવા મળ્યું કે 'ચાણુક્યે આસપાસના રાજાઓને સાધ્યા વિના પાટલીપુત્ર ઉપર ચઢાઈ કરી, તેથી તેને માર ખાઇને ભાગવું પડયું.' બસ, ડોસીમાના આ નીતિવાક્યના આધારે ચાણુક્યે પોતાનો ભવિષ્યનો માર્ગ નક્કી કરી લીધો. તે ચંદ્રગુપ્તને સાથે લઇ હિમાલયના પ્રદેશમાં ગયો અને ત્યાંના પર્વત રાજા સાથે એવી શરત કરી કે— 'ચાણુક્યની બુદ્ધિ અને પર્વતનુ સૈન્ય એ બે વડે નદને હરાવી જે રાજ્ય મળે તે બન્નેએ અડધોઅડધ વહેચી લેવું.'

હવે ચાણુક્યના પગમા જોર આવ્યુ. તેણે બીજા નાના નાના રાજાઓને સાધવાનો પ્રયત્ન આરભ્યો. આ દરમિયાન ઇ. સ. પૂર્વે ૩૨૬મા યુનાનનો બાદશાહ મહાન સિકંદર ઇરાન જીતી ભારત ઉપર ચઢી આવ્યો અને પજાબનો પ્રદેશ પોતાના કબજે કર્યો. ચંદ્રગુપ્તે આ તકનો લાભ લઇ એ પ્રદેશની પ્રજાનો સ્નેહ મેળવ્યો અને એ પ્રજાને પોતાની સ્વતત્રતા જાળવવા સામનો કરવા ઉશ્કેરી એક સૈન્ય તૈયાર કર્યું. એ સૈન્યે સિકદરનો પરાજય કર્યો. પછી એ વિજયોન્મત્ત સૈન્ય સાથે તેણે પાટલીપુત્ર તરફ કુચ કરી. આ યુદ્ધયાત્રામાં પર્વત રાજાનો અને ચાણુક્યની યુક્તિબાજ બુદ્ધિનો સહકાર હતો. તેણે પાટલીપુત્ર ઉપર આક્રમણ કર્યું અને નદરાજાનો નાશ કર્યો જો કે શરત પ્રમાણે પર્વતરાજા અડધા રાજ્યનો હકદાર હતો, છતાં ચાણુક્યની કુટ નીતિનો ભોગ બની તે મરણ પામ્યો અને એ રીતે વીરનિ. સં. ૨૧૫ લગભગમાં ચદ્રગુપ્ત પાટલીપુત્રનો સર્વેસર્વા બન્યો.

સમ્રાટ્ ચંદ્રગુપ્તના રાજ્યકાળ માટે નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન મતો મળે છેઃ

૧ વીરનિ. સ. ૨૧૫મા મૌર્યવશનું રાજ્ય શરૂ થયું.

(પ્રાચીનગાથાઓ, તપગચ્છપટ્ટાવલી પૃ ૪૬, વિવિધ તીર્થ કલ્પ પૃ૦ ૩૮)

૨ વીરનિ. સ. ૧૫૫મા ચદ્રગુપ્ત રાજા થયો.

(પરિશિષ્ટ પર્વ, સર્ગ ૮, શ્લોક ૩૩૯)

૩ નવનંદોનો શાસનકાળ ૧૦૦ વર્ષનો છે પછી ચદ્રગુપ્ત રાજા થશે એટલે કે વીરનિ. સં. ૧૫૫મા ચંદ્રગુપ્ત થશે.

(બ્રહ્માંડ પુરાણ, મ. ભા. ઉપોદ્ઘા. ૩ અ૦ ૭૪ શ્લોક ૧૩૫થી ૧૪૪ પૃ. ૧૮૫)

૪ ઉદાયી પછી ૧૦૦ વર્ષે અને तत्पुत्राः તથા नवनन्दाः ને જુદા જુદા માનીએ તો ૧૨૨ વર્ષે અર્થાત્ ૧૫૦ કે ૧૮૨ વર્ષે ચન્દ્રગુપ્ત થશે.

(મહાવંશ, પરિ૦ ૪ શ્લોક ૧ થી ૮, પરિ૦ ૫ શ્લોક ૧૪ થી ૨૨)

૫ વીરનિ. સં. ૧૫૪માં ચંદ્રગુપ્ત મગધનો રાજા બન્યો.

(હિમવંત સ્થવિરાવલી, વીરનિર્વાણસંવત ઔર જૈન કાલગણના પૃ. ૧૮૪)

૬ વીરનિ. સં. ૨૧૫મા મયૂરોનો રાજ્યારંભ થયો.

(દિગમ્બરીય હરિવંશપુરાણ સર્ગ ૬૦ શ્લોક ૪૮૯, ત્રિલોક પ્રજ્ઞપ્તિ)

૭ ચંદ્રગુપ્ત ઇ. સ. પૂર્વે ૩૨૨ (વીરનિ સં. ૨૦૪–૨૦૫)માં મગધના સિંહાસને બેઠો.

(મૌર્યસામ્રાજ્યકા ઇતિહાસ પૃ૦ ૩૬, કેમ્બ્રિજ હિસ્ટરી, અર્લિ હિસ્ટરી ઓફ ઇન્ડિયા વગેરે)

ચન્દ્રગુપ્ત મગધનો રાજા બન્યો તે જ વખતે નંદરાજાની રૂપવતી સુલક્ષણી પુત્રી સાથે તેનું લગ્ન થયું. પર્વતરાજા પણ નંદની એક પુત્રીને પરણ્યો હતો, પરન્તુ તે વિષકન્યા (વિષયોગમાં જન્મેલી અથવા બચપણથી જ ઝેર ખાવાની ટેવથી વિષમય બનેલી) હોવાથી તેનો યોગ થતાં જ પર્વતરાજા મૃત્યુ પામ્યો. જો ધાર્યું હોત તો ચાણક્ય તેને બચાવી શકત, પણ તેણે જાણી જોઇને આવું પરિણામ આવવા દીધું.

રાજા બન્યા પછી ચંદ્રગુપ્તે કેટલાક નંદ પક્ષના ગુપ્ત માણસોને ઠેકાણે કર્યા, કેટલાકને કળવકળથી પોતાના પક્ષમાં લીધા અને નાના મોટા બધા રાજાઓને સ્વાયત્ત કર્યા.

હવે રાજ્ય માટે ખજાનાની જરૂર જણાઇ એટલે ચાણક્યે પાટલીપુત્રના ધનિકોને જુગાર રમવા બોલાવી, દારૂ પાઇ તેમની પાસેના ધનનું માપ જાણી લીધું અને તેમની પાસેથી સોનામહોરો, ઘી, ગાય, ઘોડા તથા અનાજ મેળવી ભંડાર ભરી દીધો,

આ અરસામાં મહાન સિકંદર મરણ પામવાથી તેના સેનાપતિ એન્ટિગોનસ અને સેલ્યુકસમાં રાજા બનવા માટે ઝગડો ઊઠયો. અંતે સેલ્યુકસ બેબીલોનનો માલિક બન્યો અને છ સાત વર્ષમાં પશ્ચિમ એશિયા તથા મધ્ય એશિયાનો રાજા બની ગયો. તેણે સિકંદરની જેમ પંજાબને સર કરવાના ઇરાદાથી ઇ. સ. પૂર્વે ૩૦૫ (વીરનિ. સં. ૨૨૪) માં ભારત ઉપર ચઢાઇ કરી, પણ તેમાં તેને સખ્ત હાર મળી. તેનું સૈન્ય ચંદ્રગુપ્તના સૈન્ય સામે ટકી શકયું નહીં. છેવટે ચંદ્રગુપ્તની ઇચ્છા પ્રમાણે દંડ ભરી સેલ્યુકસને તેની સાથે સંધિ કરવી પડી. આ દંડરૂપે ઇ. સ. પૂર્વે ૩૦૩માં સેલ્યુકસે ચન્દ્રગુપ્તને આજકાલના વાયવ્ય સરહદ પ્રાંતના કાબુલ, હિરાત તથા કંદહારની આસપાસના પરોપનિસદે, એરિયા તથા અરચોજિયા પ્રાંતો આપ્યા તથા હંમેશના માટે મૈત્રી કાયમ રહે તે ઉદ્દેશથી

પોતાની પુત્રી એથિનાનું ચંદ્રગુપ્ત સાથે લગ્ન કર્યું. આ રીતે ચંદ્રગુપ્તના રાજ્યની સીમા વધવા લાગી.

સંધિ પછી સેલ્યુકસ તરફથી રાજદૂત બનીને આવેલ મેગાસ્થનીજે ભારતવર્ષનું વિવિધ દૃષ્ટિભર્યું વર્ણન લખ્યું છે, તે ઉપ૨થી માનવું પડે છે કે તે વખતે ચંદ્રગુપ્ત જેવો બીજો કોઇ રાજા ન હતો. સમ્રાટ્ બન્યા છતાં ચંદ્રગુપ્ત ધર્મની બાબતમાં પછાત હોવાથી ચાણક્યે તેનું ધાર્મિક જીવન ઘડવાનો પ્રયત્ન આરંભ્યો હતો. પહેલ વહેલાં ચંદ્રગુપ્તને શૈવ ધર્મગુરુ સાથે પ્રસંગ પડ્યો, પણ તેમાં તેને સંતોષ ન થયો. છેવટે જૈન આચાર્યોનાં ત્યાગ, તપસ્યા, જિતેન્દ્રિયતા, નિરીહતા આદિથી આકર્ષાઇ તે તેમનો ઉપાસક બન્યો. આ રીતે ચંદ્રગુપ્ત જૈનધર્મી બન્યો

ચંદ્રગુપ્તના રાજ્યકાળમાં એ પ્રદેશમાં આચાર્ય ભદ્રબાહુસ્વામી નહીં કિન્તુ સ્થૂલિભદ્રજી, આર્ય મહાગિરિજી, આર્ય સુસ્થિતસૂરિજી વગેરે વિચરતા હતા, અને ચંદ્રગુપ્ત તેઓના સંપર્કથી સાચો જૈન બન્યો હતો. તેણે જૈન મંદિરો કરાવ્યાં હતાં તથા જિનબિંબો ભરાવ્યાં હતાં. આ બિંબોમાંનું એક બિંબ ત્રણ સો વર્ષ પહેલાં ઘાંઘણી તીર્થમાં બિરાજમાન હોવાનો ઐતિહાસિક ઉલ્લેખ મળે છે. સમ્રાટ્ ચંદ્રગુપ્ત જૈન હતો એમ આજના બીજા વિદ્વાનો પણ ભેદભાવ વગર સ્વીકારે છે.[૫]

સમ્રાટ ચંદ્રગુપ્ત છેવટે જૈન સાધુ થયો હતો એવી એક જૈન માન્યતા છે, પરન્તુ તે કેવળ કલ્પનાના ધોરણે જ લખાયેલ છે.

ચંદ્રગુપ્તના સમય સુધીમાં જૈનોમાં શ્વેતાંબર, દિગંબરના ભેદ નહોતા પડયા. એ ભેદોનો પ્રારંભ તો વિક્રમની બીજી સદીથી થાય છે. તે પહેલાંના મહર્ષિઓ બધાયને એક સરખા માન્ય-પૂજ્ય છે. ચંદ્રગુપ્ત જેવો સમ્રાટ્ દીક્ષા ગ્રહણ કરે એ બીના ખરે જ ગૌરવભરી છે, પરન્તુ જે ઘટના બની જ ન હોય તેને, કેવળ ધર્મની મહત્તા વધારવાના આશયથી, કલ્પી કાઢવી એ ન્યાય્ય ન ગણાય। જૈન ઇતિહાસમાં ચંદ્રગુપ્તના જૈન બન્યાનો, મહામંત્રી ચાણક્યના એકલાના અનશનનો[૬], સુસ્થિતસૂરિનો કે અન્ય દીક્ષિત શ્રાવકોનો ઉલ્લેખ મળે છે, પણ ચંદ્રગુપ્તની દીક્ષાનો કે તેને આવેલા કહેવાતા સોળ સ્વપ્નનો કશોય ઉલ્લેખ નથી મળતો. જો તેણે દીક્ષા લીધી જ હોત તો પુરાણો, બૌદ્ધ ગ્રંથો કે કથાસરિત્સાગર વગેરેમાં પ્રશંસા રૂપે નહીં તો છેવટે બીજા કોઇના કોઇ રૂપે તો એનો ઉલ્લેખ

૫ આ માટે જુઓ—કે. પી. જાયસવાલકૃત 'મૌર્યસામ્રાજ્યકા ઇતિહાસ'ની ભૂમિકા પૃ ૧, મિશ્રબંધુ લિખિત 'ભારતવર્ષકા ઇતિહાસ' ખંડ ૨ પૃ. ૧૨૧; જનાર્દન ભટ્ટે લખેલ 'અશોક કે ધર્મલેખ' પૃ ૧૪ વગેરે.

૬ મહામંત્રી ચાણક્ય સમ્રાટ્ ચંદ્રગુપ્તનો રાજ્યદાતા અને ધર્મદાતા ગુરુ છે. જો ચંદ્રગુપ્ત દીક્ષા લે તો ચાણક્ય પણ દીક્ષા લે એ સ્વાભાવિક હતું. પરન્તુ ચંદ્રગુપ્ત દીક્ષા ન લઇ શક્યો એટલે ચાણક્ય પણ ન લઈ શક્યો આથી તેણે બિંદુસારના શાસન-કાળમાં અનશન કર્યું. આ બીના ચંદ્રગુપ્તની દીક્ષાના પ્રશ્ન ઉપર ઠીક ઠીક પ્રકાશ પાડે છે.

અવશ્ય કરાયો હોત. આવો એક પણ ઉલ્લેખ મળતો નથી એટલે ચંદ્રગુપ્તની દીક્ષાની વાતો પાયા વગરની ઠરે છે.

જો કે દિગંબરો, ચંદ્રગુપ્ત જૈન મુનિ થયો હતો અને તેનું તથા ભદ્રબાહુસ્વામીનું સ્વર્ગગમન શ્રવણબેલગોલમાં થયું, એમ માને છે, પણ ઘણા દિગંબર આચાર્યો તથા વિદ્વાનોના ઉલ્લેખો તેના વિરોધમાં જાય છે, અને તેથી ચંદ્રગુપ્તની દીક્ષાની બિના સિદ્ધ કરવી અશક્ય થઇ પડે છે. આ રહ્યા એ ઉલ્લેખોઃ

૧ આચાર્ય જિનસેન 'આદિપુરાણ' પર્વ ૨, શ્લોક ૧૪૦-૧૪૧માં તથા દ્વિતીય આચાર્ય જિનસેન 'હરિવંશપુરાણ' સર્ગ ૬૦ શ્લોક ૪૭૯માં ભદ્રબાહુસ્વામીનું સ્વર્ગગમન વીરનિ. સ. ૧૬૨માં માને છે, જ્યારે હરિવંશપુરાણ શ્લોક ૪૮૯માં ચંદ્રગુપ્તની રાજ્યપ્રાપ્તિ વીરનિ સં. ૨૧૫મા માને છે. આ રીતે બન્ને વચ્ચે ૫૩ વર્ષનું અંતર છે. એટલે જ્યાં એ બન્ને મળ્યા જ નથી ત્યાં ગુરુ-શિષ્ય હોવાની કે દીક્ષાની વાત જ શી કરવી ?

૨ આચાર્ય હરિષેણકૃત 'બૃહત્કથાકોશ,' બ્રહ્મચારી નેમિદત્તકૃત 'આરાધના કથાકોશ' કથા ૬૧ પૃ૦ ૨૮૦ તથા તેના ભાષાછંદ પૃ૦ ૩૩૪માં ભદ્રબાહુસ્વામી તથા વિશાખાચાર્યનો ઉલ્લેખ છે. ભદ્રબાહુસ્વામીનું ઉજ્જૈન પાસે સ્વર્ગગમન બતાવ્યું છે, અને દિગંબર સંપ્રદાયમાં પ્રચલિત શ્રવણબેલગોલમાં અનશન કર્યાનો કે ચંદ્રગુપ્તનો ઇશારો સરખો ય નથી.

૩ ચિદાનંદકૃત કનડીભાષાના 'મુનિવંશાભ્યુદય'માં લખ્યું છે કે એક ચિત્તાએ ભદ્રબાહુને શ્રવણબેલગોલમાં મારી નાખ્યા તેમનો તથા ચંદ્રગુપ્તનો મેળાપ જ થયો નથી.

૪ 'પુણ્યાશ્રવકથાકોશ'માં ઉપવાસફલાષ્ટક પૈકીની પાંચમી નંદામિત્રની કથામાં ઉલ્લેખ છે કે—કુણાલના પુત્ર દ્વિતીય ચંદ્રગુપ્તે પોતાના પુત્ર સિંહસેનને રાજગાદી આપી ભદ્રબાહુસ્વામી પાસે દીક્ષા લીધી. અર્થાત્ આ વાત ઇતિહાસથી ઘણી વેગળી જેમ પડે છે.

૫ અમરાવતીની ધી કિંગ એડવર્ડ કૉલેજના પ્રોફેસર હીરાલાલજી દિગંબર જૈન શ્રવણબેલગોલના શિલાલેખની ભૂમિકામાં લખે છે કે "ભદ્રબાહુ અને ચંદ્રગુપ્તના કાળમાં ૬૭ વર્ષનું અંતર પડે છે."

૬ ચંદ્રગિરિની ચંદ્રગુપ્ત વસતિમાં શિલાલેખ છે કે—પ્રથમ ભદ્રબાહુસ્વામીની પરંપરાના બીજા ભદ્રબાહુસ્વામીનું અનશન શ્રવણબેલગોલમાં થયું હતું અને તે વખતના કોઇ પ્રભાચંદ્રે તેમની પાસે દીક્ષા લીધી હતી. આ ઉપરથી એમ નક્કી થાય છે કે સમ્રાટ ચંદ્રગુપ્ત જૈન સાધુ થયા હતા એમ નહી, પણ વિક્રમની બીજી સદીના કોઇ ચંદ્ર (નાગેન્દ્ર, ચંદ્ર, વિદ્યાધર અને નિર્વૃતિ પૈકીના ચંદ્રકુમારે) બીજા ભદ્રબાહુસ્વામી (શ્રી વજ્રસ્વામીના શિષ્ય શ્રી વજ્રસેનસૂરિ) પાસે દીક્ષા લીધી હતી.

૭ અયોધ્યાપ્રસાદ ગોયનીય દિગંબર જૈન મૌર્યસામ્રાજ્ય કે જૈનવીર " પૃ ૧૩૬મા લખે છે કે૭ દિગંબર જૈન ગ્રથોના આધારે ભદ્રબાહુસ્વામીનુ આચાર્યપદ વીરનિ સ ૧૩૩થી ૧૬૨ (ઇ સ પૂર્વે ૩૯૪થી ૩૬૫) સુધીમા મનાય છે અને ઇતિહાસના આધારે ચદ્રગુપ્ત મૌર્યનો રાજ્યકાળ ઇ સ પૂર્વે ૩૨૨થી ૨૯૮ સુધી મનાય છે આ રીતે બન્નેની વચમા ૬૭ વર્ષનું અતર પડે છે અને શ્વેતાબર જૈન ગ્રથોના આધારે તે બન્નેની વચ્ચે ૫૯ વર્ષનો ફેર પડે છે એટલે ભદ્રબાહુ સાથે શ્રવણબેલગોલમા ચદ્રગુપ્તના અનશન સ્વીકાર વગેરેની વાતો કપોલકલ્પિત ઠરે છે

આ પ્રમાણે દિગબર વિદ્વાનોના વિસવાદો તપાસ્યા પછી ચદ્રગુપ્તની દીક્ષાની વાત સ્વયમેવ કલ્પના ઠરી જાય છે આજના ઇતિહાસજ્ઞો પણ બારીક અભ્યાસના અતે સપ્રમાણ રીતે ચદ્રગુપ્તની દીક્ષાની વાત ખોટી માને છે આ રહ્યા એમાના થોડાક પ્રમાણો

૧ સ્વગસ્થ ડા ફ્લીટ જણાવે છે બીજા ભદ્રબાહુના બદલે પ્રથમ ભદ્રબાહુસ્વામીના શ્રવણબેલગોલ જવાની જે વાતો થાય છે તે ખોટી છે, તથા મૌર્ય ચદ્રગુપ્ત અને દીક્ષા લેનાર ગુપ્તિગુપ્ત એ બન્ને વ્યક્તિઓ ભિન્ન ભિન્ન છે

૨ ડા. લ્યૂમન માને છે કે દિગબર કથા ગ્રથોમા દક્ષિણમા જનાર જે ભદ્રબાહુ વર્ણવ્યા છે તે બીજા ભદ્રબાહુ સ્વામી છે તેઓ વીર નિ સ ૨૩૦મા થયેલ છે એટલે મૌર્ય ચદ્રગુપ્તની દીક્ષા સપ્રમાણ સિદ્ધ થઇ શકતી નથી

(ઓક્સફર્ડ હિસ્ટરિ ઓફ ઇન્ડિયા પૃ. ૭૫,૭૬, ક્ષીર, વર્ષ ૪ અક ૧)

૩ પ્રસિદ્ધ પુરાતત્ત્વવેત્તા અને ઇતિહાસજ્ઞ મિ બી. લુઇસરાઇસ લખે છે કે ચદ્રગુપ્ત જૈન હતો એમા કશી શકા નથી દિગબર ગ્રથમા પ્રથમ ચદ્રગુપ્તનો પરિચય આપી પુન બીજો ચદ્રગુપ્ત કુણાલનો પુત્ર બતાવવો એ ગડબડ છે આ બીજા ચદ્રગુપ્તનો ભદ્રબાહુસ્વામી સાથે મેળ સાધવામા આવ્યો છે એ પણ કઠણ સમસ્યા છે.

(મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ પૃ० ૪૨૪)

૪ સત્યકેતુ વિદ્યાલકાર 'મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ' પૃ ૪૨૨ થી ૪૨૫મા જુદા જુદા પ્રમાણો આપી સાબિત કરે છે કે—સમ્રાટ્ ચદ્રગુપ્તે દીક્ષા લીધી હતી એ વાત માની શકાય એવી નથી ૮

૭ અયોધ્યાપ્રસાદ ગોયલજીએ તે જ ગ્રથમા પૃ ૧૩૪મા કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરિ શ્વેતાબર હોવાથી ચદ્રગુપ્તની દીક્ષા માનતા નથી એમ આક્ષેપ કર્યો છે આ વાતમા વાસ્તવિક શું છે તે હુ ઉપર જણાવી ગયો છુ તે ઉપરથી તેમનો આ આક્ષેપ નિમૂળ ઠરે છે જો તેઓ ઉપરના સત્યને સમજશે દિગબર વિદ્વાનોના તદ્વિષયક વિસવાદો વિચારશે અને સાપ્રદાયિકતાના ચશ્મા ઉતારી શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિનો ઉપયોગ કરશે તો હેમચદ્રસૂરિજીની માન્યતા સ્વીકારતા તેમને વાર નહી લાગે

૮ ઇ સ પૂર્વે ૩૨૫મા સિકદરની ભારત પર ચઢાઈ અને ઈ સ પૂર્વે ૩૨૨મા ચદ્રગુપ્તનો મગધના સિહાસન પર અભિષેક, આ બન્ને તિથિઓ ભારતના પ્રાચીન ઈતિહાસમા ચોક્કસ સ્વરૂપે માનવામા આવે છે

(મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ પૃ० ૩૧)

જ્યારે ભદ્રબાહુસ્વામી તેની પહેલા થઇ ગયા છે

ઉપરના દરેક પ્રમાણુથી સાબિત થાય છે કે સમ્રાટ્ ચન્દ્રગુપ્તે દીક્ષા લીધાની જે માન્યતા દિગંબરીય ગ્રંથકારોમાં પ્રવર્તે છે તે કેવળ પોતાના ધર્મની મહત્તા વધારવા માટે યોજાયેલી અને સાવ નિરાધાર છે.

સમ્રાટ્ ચંદ્રગુપ્તે ૨૪ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તેના મરણ પછી તેનો પુત્ર બિંદુસાર તેની ગાદીએ આવ્યો. આ વખતે ચાણુક્ય અને સુબંધુ એ બે જણા તેના મંત્રીઓ હતા.

(આવશ્યક નિર્યુક્તિવૃત્તિ, પરિશિષ્ટપર્વ, મૌર્યસામ્રાજ્યકા ઈતિહાસ, મૌર્યસામ્રાજ્ય કે જૈનવીર, મેગાસ્થનીસના સમયનું હિંદ વગેરેના આધારે.)

**મૌર્ય રાજા બલભદ્ર**

ભગવાન મહાવીરસ્વામીના શાસનમાં શ્વેતાંબર અને દિગંબર ભેદો થયા તે પહેલાં સાત નિહ્નવોના મતો નીકળ્યા છે. તેમાં એક 'અવ્યક્ત' મત પણુ છે. આ મત વીર નિ૦ સં૦ ૨૧૪માં આષાઢાચાર્યના શિષ્યોમાં પ્રવર્ત્યો અને રાજગૃહીમાં તેનો વિશેષ પ્રચાર થયો. આ મતના વૃદ્ધિકાળમાં રાજગૃહીમાં મૌર્ય બલભદ્રનું શાસન હતું.

બલભદ્ર જૈનધર્મી હોઇ તેણે આ નવા મતને જડથી ઉખેડી જૈનધર્મનું રક્ષણુ કર્યું.

આ સ્થળે એ ભૂલવું ન જોઇએ કે તે અરસામાં મગધનો પ્રદેશ પાટલીપુત્રને તાબે હતો, એટલે પાટલીપુત્ર નરેશ તરફથી નિમાયેલો સુબો ત્યાં કારભાર ચલાવતો હતો. વીર નિ૦ સં૦ ૨૧૫માં પાટલીપુત્રની ગાદીએ મૌર્યવંશ પ્રતિષ્ઠિત થયો હતો એટલે તે અરસામાં તેજ વંશનો રાજા બલભદ્ર મગધનો શાસક હોય એ સંભવિત છે અને તેણે આ નવા મતને દાબવાનો પ્રયત્ન કર્યો હોય તે પણુ સ્વાભાવિક લાગે છે.

આ રીતે બલભદ્ર વીર નિ૦ સં૦ ૨૧૫ પછીનો જૈન મગધ નરેશ છે. આ ઉપરથી કંઇક એવું પણુ અનુમાન કરી શકાય કે તે વખતના મૌર્યો જૈનધર્મી હશે.

(આવશ્યક નિર્યુક્તિ ભાષ્ય, ગાથા ૧૨૯-૩૦ પૃ. ૩૧૫ના આધારે.)

**મહારાજા બિંદુસાર**

સમ્રાટ્ ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર તેની ગાદીએ આવ્યો. 'બિંદુસાર' એ નામ માટે એવી વિગત મળે છે કેઃ—ચાણુક્ય મંત્રીએ ચંદ્રગુપ્તના શરીરને વિષપ્રયોગથી અજેય બનાવવા માટે તેને ખોરાકમાં રોજ ચડતી માત્રાએ વિષ આપવાનું શરૂ કર્યું હતું. આ રીતે ધીમે ધીમે ચદ્રગુપ્તનો આહાર એટલો બધો વિષમય બની ગયો કે તેના ભોજનનો એક કોળિયો પણુ પ્રાણુ હરી લે. પણુ આ બિના ચાણુક્ય સિવાય બીજું કોઇ જાણુતું ન હતું. એક દિવસ ચંદ્રગુપ્તની સગર્ભા રાણી રાગદશાના કારણે ચંદ્રગુપ્ત સાથે ભોજન કરવા બેઠી. તેણે ત્રણુ-ચાર કોળિયા ખાધા એટલામાં ચાણુક્ય ત્યાં આવી ચડ્યો, અને ગભરાઇને રાણીને ભોજન કરતા અટકાવી દીધી. પણુ વિષ પોતાની અસર કરી ચૂક્યું હતુ, એટલે રાણીનું મરણુ નીપજ્યું. આ વખતે રાણી સાથે તેના ગર્ભનો પણુ નાશ થઇ જશે એમ વિચારી ચાણુક્યે તેનું પેટ ચીરાવી ગર્ભ બહાર કાઢી લીધો. આ વખતે એ બાળકના માથા ઉપર વિષનું બિંદુ પડેલુ જોવામાં આવ્યું તેથી ચાણુક્યે તેનું 'બિંદુસાર' નામ પાડ્યું.

આ રાજાના ભિન્ન ભિન્ન ગ્રંથોમાં ભિન્ન ભિન્ન નામો મળે છેઃ જૈન ગ્રંથ દીપવંશ તથા મહાવંશમાં **બિંદુસાર**, વિષ્ણુપુરાણ, કલિયુગરાજ વૃત્તાંત તથા અન્ય પુરાણોમાં **વારિસાર**; વાયુપુરાણમાં **ભદ્રસાર** અને ગ્રીક ગ્રંથોમાં **Amitrochates અમિત્રોચેટસ** એટલે **અમિત્રાઘાત** નામ મળે છે. તેના રાજદરબારમાં ડેઇમેકસ નામનો યુનાનનો એલચી આવ્યો હતો, જેણે ભારતભ્રમણનું વૃત્તાંત લખ્યું હતું. આજે એ લખાણનો થોડોક ભાગ જ ઉપલબ્ધ થાય છે.

સોળમી સદીના પ્રસિદ્ધ ટીબેટી લેખક તારાનાથના લખવા પ્રમાણે બિંદુસારે ચાણક્યની સહાયથી સોળ રાજ્યો ઉપર વિજય મેળવ્યો હતો અને તેના રાજા તથા મંત્રીઓનો નાશ કરી એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી મૌર્ય શાસનની ધજા ફરકાવી હતી.

(મૌર્ય સામ્રાજ્યકા ઈતિહાસ, પૃ. ૪૨૬-૨૭)

બૃહત્કલ્પસૂત્ર ભાષ્ય ગા૦ ૧૧૨૭માં પણ બિંદુસારે ચંદ્રગુપ્ત કરતાં વિશેષ ભૂમિમાં અને ચડિયાતી રીતે શાસન કર્યાના આશયનો ઉલ્લેખ મળે છે.

બિંદુસાર જૈન હતો એના સ્પષ્ટ ઉલ્લેખો મળતા નથી પણ તેનો પિતા ચંદ્રગુપ્ત, તેના મંત્રીઓ અને પ્રારંભિક જીવનમાં તેનો પુત્ર અશોક જૈન હતો એ ઉપરથી બિંદુસાર જૈન હતો એમ માની શકાય છે.

સત્યકેતુ વિદ્યાલંકાર 'મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ' પૃ૦ ૬૭૧માં લખે છે કેઃ— "મૌર્ય રાજાઓ બૌદ્ધ કે જૈન હતા. તેમના ધર્મ-વિજયથી ઇર્ષાળુ બની બ્રાહ્મણોએ મૌર્ય સામ્રાજ્ય પ્રત્યે વિદ્રોહ ફેલાવી તે શાસનનો અંત આણ્યો." આથી સ્પષ્ટ થાય છે કે મૌર્યવંશી રાજાઓ કાં તો જૈન હતા કે બૌદ્ધ હતા. બીજી બાજુ બૌદ્ધ ગ્રંથોમાં બિંદુસારના બૌદ્ધ હોવાનો સાફ ઇન્કાર કરવામાં આવ્યો છે એટલે છેવટે તેને જૈન માનવો પડે છે.

બિંદુસારનો શાસનકાળ લગભગ ૨૫ વર્ષનો મનાય છે. તેના મરણ પછી તેનો પુત્ર અશોક તેની ગાદીએ આવ્યો. અશોકે બૌદ્ધધર્મનો સ્વીકાર કરી મરણ સુધી તેનું જ પાલન કર્યું.[૯]

### સમ્રાટ્ સંપ્રતિ

અશોકના રાજ્યકાળમાં ભયંકર દુકાળ પડ્યો, ત્યારે આચાર્ય આર્ય સુહસ્તીસૂરિએ કૌશાંબીમાં, એક સાધુ પાસે ખાવાની માગણી કરતા એક ભીખારીને દીક્ષા આપી. દીક્ષા લઇને તે જ દિવસે ભીખારીએ ખૂબ દાબીને આહાર કર્યો તેથી તે જ રાત્રે તે મરણ પામ્યો. મરીને તે અવ્યક્ત સામાયિકચારિત્રના પાલનના પ્રભાવે અશોકના પુત્ર યુવરાજ કુણાલની પત્નીની કુક્ષિમાં પુત્રપણે ગર્ભમાં આવ્યો.

આ વખતે કુણાલ યુવરાજ હોવાથી ઉજ્જૈનનો પ્રદેશ તેના ભોગવટામાં હતો.[૧૦] પણ

૯ 'રાજતરંગિણી'માં અશોકે છેલ્લા ચાર વર્ષ દરમ્યાન જૈનધર્મ સ્વીકાર્યાનો ઉલ્લેખ છે, પણ તે પ્રામાણિક હોય એમ માની શકાતું નથી.

૧૦ અત્યારે જેમ ઈંગ્લેંડના યુવરાજને વેલ્સનું પરગણું અને નિઝામના યુવરાજને વરાડ-પ્રાંત ભોગવટા માટે અપાય છે તેમ તે વખતે મૌર્ય યુવરાજને અવંતીનો પ્રદેશ મળતો.

રાજખટપટનો ભોગ બની તે અંધ થઇ જવાથી રાજ્ય ચલાવવાને અયોગ્ય થયો હતો, એટલે તેને પાટલીપુત્રનું રાજ્ય મળવાની આશા ન હતી. પણ જ્યારે તેની પત્નીએ પુત્રને જન્મ આપ્યો ત્યારે તેને રાજ્યની આકાંક્ષા જાગી અને તે માટે પોતાનો હક સાબીત કરવા તે તરત અશોક પાસે પહોંચ્યો. અશોકે પોતાના પૌત્રનો હક કબુલ રાખી તેનું **સંપ્રતિ** એવું નામ રાખ્યું. સંપ્રતિનાં સંપતિ, સંપ્રદિ, સપ્તાતિ, સંગત અને બંધુપાલિત ઇત્યાદિ નામો પણ મળે છે.

એક દિવસ આર્ય સુહસ્તિસૂરિ પોતાના પરિવાર સાથે શ્રી જીવિતસ્વામીની યાત્રા નિમિત્તે ઉજ્જયિની પધાર્યા. તેમના દર્શનથી સંપ્રતિના હૃદયમાં ઊહાપોહ થવા લાગ્યો અને તેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું. જાતિસ્મરણથી પોતાનો પૂર્વભવ જાણી પોતાના ઉપકારક ગુરૂને તેણે ઓળખ્યા અને એ તેમના ચરણમાં ઢળી પડયો અને કહેવા લાગ્યો કે, આ રાજ્ય આપની કૃપાનું ફળ છે, હું આપનો દાસ છું અને આપ મને આજ્ઞા ફરમાવો વગેરે. આ રીતે તે જૈનધર્મમાં વિશેષ દૃઢ થયો,

મૌર્યવંશની સંપ્રતિ સુધી ક્રમશઃ વૃદ્ધિ થઇ છે અને પછી ક્રમશઃ હ્રાસ થયો છે એટલે તેને મૌર્યવંશમાં **યવમધ્ય** કહી શકાય.

આ રાજાએ પોતાના પૂર્વભવના આધારે ભીખારીઓનું દુઃખ સમજીને તેના નિવારણ માટે દાનશાળાઓ સ્થાપી હતી, અને ગૃહસ્થોને દાન માર્ગ બતાવ્યો હતો. પોતાના ખંડિયા રાજાઓને ઉપદેશી જૈનધર્મી બનાવ્યા હતા, અને તેમના દેશમાં જૈન સાધુઓનો વિહાર ચાલુ કરાવ્યો હતો. તેણે પ્રભુપૂજા, રથોત્સવ, મુનિસત્કાર, અમારી-પ્રવર્તન, જિન-મંદિર બંધાવવાં આદિ અનેક ધાર્મિક સુકાર્યો કર્યાં-કરાવ્યાં હતાં. આંધ્ર, દ્રાવીડ, મહારાષ્ટ્ર, કુડુક વગેરે દેશોમાં વેશધારી સાધુઓ મોકલી આર્ય-અનાર્ય દેશમાં સાચા સાધુઓનો વિહાર ખુલ્લો કરાવ્યો હતો. તક્ષશિલામાં પોતાના પિતાના સ્મારક માટે એક જિનવિહાર બનાવરાવ્યો કે જે અત્યારે કુણાલસ્તૂપ તરીકે પ્રસિદ્ધ છે.

આ રીતે સંપ્રતિ રાજાએ સમગ્ર ભારતમાં જૈનધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. સંપ્રતિએ પોતાના સિક્કામાં, એક તરફ 'સમ્પદિ' અને બીજી તરફ સ્વસ્તિક, જ્ઞાન દર્શનનાં બે ટપકાં, તે ઉપર ચારિત્રનું એક ટપકું અને સૌથી ઉપર સિદ્ધશિલાની અર્ધચંદ્ર આકૃતિ, અત્યારે દેરાસરોમાં ચોખાનો સાથિયો વગેરે કરવામાં આવે છે તે પ્રમાણે, મૂકવામાં આવેલ મળે છે. તથા સાથે સાથે 'મૌર્ય' શબ્દ પણ આપેલ છે. આવા સિક્કાઓની ટંકશાળ તક્ષશિલામાં હતી. આ સિક્કાઓ અત્યારે તક્ષશિલા, પાટલીપુત્ર અને રામનગર-અહિછત્રામાંથી મળે છે. આ સિક્કાઓ સંપ્રતિના હૃદયમાંનો જૈનધર્મ પ્રત્યેનો આદર બતાવે છે.

સંપ્રતિ માટે અજૈન વિદ્વાનોના મત આ પ્રમાણે છેઃ

૧ 'દિવ્યાવદાન' નામક બૌદ્ધ ગ્રંથના ૨૯મા અવદાનમાં લખેલ છે કે સમ્રાટ અશોકે બૌદ્ધસંઘને ૯૬ ક્રોડ સોનાનું દાન કર્યું હતું, મરણ સમયે તેણે બાકીના ૪ ક્રોડનું દાન

દેવા ઇચ્છ્યું પણ સંપદિ કુમારે ખજાનો ખાલી થવાના ભયથી તે રોકયું. અશોકે પણ પોતાની ઇચ્છાને પાર પાડવા ખજાના સિવાયનું રાજ્ય જ બૌદ્ધસંઘને દાનમાં આપી દીધું. એટલે કે ચાર ક્રોડના બદલે બધી ભૂમિ ગીરો મૂકી. અશોકના મૃત્યુ પછી સંપદીએ ચાર ક્રોડ આપી એ છોડાવી લીધી અને પોતાનું રાજ્ય સ્વાધીન કર્યું. આ રીતે સંપદિ ભારતનો સમ્રાટ બન્યો.

( વીર નિર્વાણ સંવત ઔર જૈન કાલગણના )

૨ બોધિસત્ત્વાવદાન કલ્પલતામાં પણ ઉપર પ્રમાણે જ ઉલ્લેખ છે:

प्रख्यातिपण्णवतिकोटिसुवर्णदाने,
याते दिवं नरपतावथ तस्य पौत्रः।
शेषेण मंत्रिवचसा क्षितिमाजहार,
स्पर्श क्रयी कनककोटिचतुष्टयेन ॥ 'परिशिष्टपर्व'।

૩ ટૉડરાજસ્થાન ભાગ ૧ અં૰ ૪ પૃ૰ ૭૨૧ (હિન્દી) વગેરેમાં મારવાડમાં સમ્પ્રતિએ કરાવેલ પ્રાચીન જિનવિહારોનું રોચક વર્ણન છે.

૪ કે. પી. જાયસવાલ એમ. એ. બાર-એટ-લૉ. ઇ. સ. ૧૯૩૪ના જુન માસના માડર્ન રિવ્યુના પૃ૰ ૬૪૭માં લખે છે કે-" કનિંગહામે પોતાના Ancient Coins of India નામક ગ્રંથમાં ૬૦મા પાને નં. ૨૦ની નીચે તક્ષશિલાની ટંકશાળનો એક સિક્કો છપાવ્યો છે. જેમાં બન્ને બાજુ મળીને 'સમ્પ્રદિ' 'મૌર્ય' એ બે શબ્દો તથા સ્વસ્તિક વગેરે કોતરેલ છે. આવા સિક્કા પાટલીના ખંડેરમાંથી પણ મળ્યા છે. પુરાણોમાં બતાવેલ રાજા દશરથ આ રાજા સંપ્રતિ પછી થએલ છે. અફઘાનીસ્તાન અને તેની આસપાસનો મુલક તથા તક્ષશિલા પણ સંપ્રતિને આધીન હતા, એમ પ્રાપ્ત સિક્કાઓ ઉપરથી પુરવાર થાય છે, ઇત્યાદિ.

૫ સત્યકેતુ વિદ્યાલંકારે 'આર્ય સામ્રાજ્યકા ઇતિહાસ'માં પૃ૰ ૬૪૮થી ૬૫૨ સુધી સમ્રાટ સંપ્રતિનું વર્ણન કર્યું છે. તેમા તેમણે આ સમ્રાટના પરિચય માટે એક મહત્ત્વનું વાકય મૂકયું છે-"જૈન સાહિત્યમાં સમ્પ્રતિનું તે જ સ્થાન છે કે જે બૌદ્ધ સાહિત્યમાં અશોકનું છે."

આ પ્રમાણે વિદ્વાનો સંપ્રતિને જૈન રાજા તરીકે સ્વીકારે છે.

પુરાણોના આધારે તેનો રાજ્યકાળ ૧૦ વર્ષનો છે, પણ તેણે પોતાના શાસનકાળમાં જૈનધર્મનો ઘણો ઉદ્યોત કર્યો છે. મૌર્ય સામ્રાજ્યનો પણ આ મધ્યાહ્ન લેખાય છે. સમ્રાટ સંપ્રતિ વીર નિ. સં. ૩૦૦મા સ્વર્ગવાસી થયા.

(બૃહત્કલ્પ ભાષ્ય, પરિશિષ્ટ પર્વ, મૌર્યસામ્રાજ્યકા ઇતિહાસ, મૌર્ય સામ્રાજ્યકે જૈન વીર, માડર્નરિવ્યુ, જૈનસત્યપ્રકાશ વર્ષ ૧ અંક ૨ ના આધારે)

## કલિંગરાજ મહામેઘવાહન ખારવેલ

કલિંગ દેશ જૈનોની પ્રાચીન પ્રચારભૂમિ છે. જૈનતીર્થ કુમારગિરિ (વર્તમાન ખંડ

ગિરિ તથા ઉદયગિરિ) કલિંગના આભૂષણ સમાન છે. એક મત પ્રમાણે ભદ્રબાહુસ્વામી, સુસ્થિતસૂરિ તથા સુપ્રતિબદ્ધસૂરિ આ પર્વત ઉપર સ્વર્ગે ગયા હતા. સુસ્થિતસૂરિ તથા સુપ્રતિબદ્ધસૂરિએ સૂરિમંત્રનો કરોડવાર જાપ આ પહાડ ઉપર કર્યો હતો. એક કાળનું જૈન તીર્થ અને વર્તમાનનું હિંદુતીર્થ જગન્નાથપુરી પણ કલિંગમાં જ આવેલ છે. કલિંગના ચેટકવંશી રાજાઓ ઘણા કાળ લગી જૈન રહ્યા છે. રાજા ખારવેલ આ વંશનો જ પ્રસિદ્ધ જૈન રાજા થયો.

મગધસમ્રાટ્ શ્રેણિકના ઉત્તરાધિકારી સમ્રાટ્ કોણિકે વિશાળા નગરી ઉપર હલ્લો કર્યો હતો, જેમાં ત્યાંના રાજા અને કોણિકના દાદા ચેટકનું મરણ થયું હતું. પછી ચેટકનો પુત્ર શોભનરાય કલિંગમાં જઇ પહોંચ્યો. કલિંગનરેશ તેનો સસરો થતો હતો. તે અપુત્રીયે હોવાથી શોભનરાય કલિંગનરેશ બન્યો. તે પરમ જૈન હતો અને તેના વંશના રાજાઓ પણ જૈન હતા. તેમાંના કેટલાક રાજા સ્વતંત્ર રહ્યા હતા અને કેટલાકે પાટલીપુત્રના રાજાનું આધિપત્ય સ્વીકારેલ હતું. નંદ તથા અશોકે કલિંગપર પોતાની આણ પ્રવર્તાવી હતી. આ સિવાયના કાળમાં કલિંગ સ્વતંત્ર હતું.

પાટલી પુત્રની ગાદી પર સંપ્રતિ પછી બીજા મૌર્ય રાજાઓ થયા તેમાંના રાજા બૃહદ્રથને મારી તેનો સેનાપતિ પુષ્યમિત્ર પાટલીપુત્રનો રાજા બન્યો અને તેણે જગતમાં નામના મેળવવા માટે અશોક અને સંપ્રતિથી અવળો માર્ગ લીધો. 'દિવ્યાવદન' નામક બૌદ્ધ-ગ્રંથમાં લખ્યું છે કે પુષ્યમિત્રે બૌદ્ધધર્મનો નાશ કરવાનું બીડું ઉઠાવ્યુ, ચતુરંગ સેના સાથે પાટલીપુત્રથી સ્યાલકોટ (પંજાબ) સુધી પ્રયાણ કર્યું. વચમાં મળતા બૌદ્ધ સાધુઓનો શિરચ્છેદ કરાવ્યો, એટલું જ નહીં પણ એક બૌદ્ધ સાધુનું માથું લાવનારને એક સોનામહોર આપવાનું જાહેર કર્યું વગેરે.

તેણે બૌદ્ધધર્મની જેમ જૈનધર્મને પણ ભયંકર હાનિ પહોંચાડી. આ વખતે ચેટ-વંશીય વૃદ્ધરાજનો પુત્ર ખારવેલ કલિંગનો રાજા હતો. આ રાજા ત્રણ નામે ઓળખાય છે. (૧) મહામેઘ વાહન (મહામેઘ હાથીવાળો), (૨) ભિક્ખુરાય (નિર્ગ્રંથ ભિક્ષુઓનો ઉપાસક) અને (૩) ખારવેલ (સમુદ્રનો સ્વામી).

ખારવેલે મૌર્ય સં. ૧૬૪માં હાથીગુફામાં એક શિલાલેખ પર પોતાના ૧૪ વર્ષના રાજ્યકાળની પ્રસસ્તિરૂપ લેખ ખોદાવ્યો હતો જેમાં અનેક ઐતિહાસિક વાતોનો ઉલ્લેખ મળે છે. તેમાં બારમા વર્ષનું વૃત્તાન્ત છે કે મહારાજા મહામેઘવાહને આ વર્ષમાં પાટલી-પુત્ર પર ચડાઇ કરી પુષ્યમિત્રને પોતાને ચરણે નમાવ્યો અને નંદરાજા કલિંગની પ્રાચીન જિનપ્રતિમાને ઉપાડી લાવ્યો હતો તે પ્રતિમા તથા રત્નો વગેરે કલિંગમાં પોતાની રાજ-ધાનીમાં લઇ ગયો. તેણે આ પ્રતિમાને જિનાલયમાં સ્થાપી તેની પૂજાનો ઉત્સવ ઉજવ્યો. આ શિલાલેખમાં તેણે જૈન મુનિઓને વસ્ત્રદાન કર્યા-કરાવ્યાનો પણ ઉલ્લેખ છે. આ રીતે આ રાજા પરમ જૈન હતો.

ખારવેલ પછીના કલિંગના રાજાઓ કયા ધર્મના અનુયાયી હતા તે બાબત કશી

વિગત મળતી નથી. પણ વીરનિર્વાણની છઠ્ઠી સદીનો કલિંગનરેશ બૌદ્ધધર્મી હતો અને બારદુકાળીમાં વજસ્વામીએ સંઘ સાથે જગન્નાથપુરી જઇ ત્યાંના બૌદ્ધરાજાને જૈન બનાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.

(હિમવત સ્થવિરાવલી, હાથીગુફાનો શિલાલેખ, વીરનિર્વાણ સંવત ઔર જૈન કાલગણના.)

**મહારાજા વિક્રમાદિત્ય**

વીરનિ. સ. ૪૫૦ લગભગમાં ઉજ્જયિનીમાં ગર્દભવંશી રાજાનું શાસન હતું. તેણે એક મહાસતી સાધ્વીને પોતાના અંતઃપુરમાં લઇ જવાનું મહાપાતક કરવાથી કાલિકાચાર્યની પ્રેરણાથી શાહી (શક) રાજાઓએ સિંધ, કચ્છ અને કાઠિયાવાડના માર્ગેથી આવી ઉજ્જયિનીમાં પોતાનું શાસન સ્થાપ્યું. ચાર વર્ષમાં પ્રજાએ આ નવા રાજ્ય સામે વિરોધ ઉઠાવ્યો એટલે કાલિકાચાર્યના ભાણેજ ભરૂચના રાજા બલમિત્રે શાહી (શક) શાસનનો અંત લાવી આર્ય રાજ્યની પુનઃ સ્થાપના કરી. ઉજ્જયિનીની ગાદીએ આવીને આ બલમિત્રે જ વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું. તેણે વીરનિ. સ. ૪૭૦થી પોતાનો–વિક્રમ સંવત્ ચાલુ કર્યો.

અત્યારના ઇતિહાસજ્ઞો તે સમયે વિક્રમાદિત્ય નામે કોઇ વ્યક્તિ થયાનો સાફ ઇન્કાર કરે છે, અને "માત્ર માલવાની પ્રજાના આ વિજયવાળા વર્ષથી માલવસંવતનો પ્રારંભ થયો, અને પાછળથી થએલ ભિન્ન ભિન્ન રાજાઓના 'વિક્રમાદિત્ય' વિશેષણથી તેનું 'વિક્રમસંવત્' નામ પડયું," એમ માને છે. જૈન ઇતિહાસ બલિમિત્રનું અસ્તિત્વ માને છે. તે કાલિકાચાર્યનો ભાણેજ હોવાથી શાહી (શક) રાજ્યનો પ્રથમ લાભ તેને મળ્યો હોય એ સંભવિત છે. પૂજ્ય મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીએ આ વસ્તુને અનુલક્ષીને ઉપર પ્રમાણે મેળ મેળવ્યો છે, જે સર્વથા યુક્તિયુક્ત લાગે છે.

વિક્રમાદિત્ય જૈન હતો. પ્રાચીન ઇતિહાસના આધારે સિદ્ધસેન દિવાકર તેના ગુરુ હતા, જેમણે[11] ઉજ્જૈનમાં મહાવીરસ્તુતિ તથા કલ્યાણમંદિર સ્તોત્ર વડે અવન્તી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી **મહાકાલ** તીર્થ સ્થાપ્યું હતું. અને વિક્રમાદિત્યને પ્રતિબોધ્યો હતો. આ રાજાએ વિવિધ રીતે જૈનધર્મનો પ્રચાર કર્યો હતો.

**રાજા સાતવાહન**

આ રાજા વિક્રમાદિત્યનો સમકાલીન અને તેનો પ્રતિસ્પર્ધી દક્ષિણનો રાજા હતો. તેની રાજધાની પ્રતિષ્ઠાનપુર (પૈઠાણ)માં હતી. તે દેવની સહાયથી ત્યાંનો રાજા બન્યો હતો. તે જૈન હતો. તેણે શ્રમણ પૂજા–ઉત્સવ કર્યો હતો અને તેની પ્રાર્થનાથી જ કાલકાચાર્યે ભાદરવા સુદી પાંચમના બદલે ચોથના દિવસે સંવત્સરી કરી હતી આ પ્રસંગ વિક્રમ સંવતના પ્રારંભ પહેલાંનો છે. ત્યારપછી બીજે વર્ષે ચતુર્વિધ સંઘે આ ફેરફાર કાયમ માટે સ્વીકારી લીધો, જે અદ્યાવધિ પળાય છે.

---

૧૧ સિદ્ધસેન દિવાકરના સમય માટે વિદ્વાનોમાં મતભેદ છે. પણ દિગંબર આચાર્ય પૂજ્યપાદના વ્યાકરણમા સિદ્ધસેનસૂરિની સાક્ષીવાળુ સૂત્ર હોવાથી તેમનો સમય વિક્રમની છઠ્ઠી સદીના બદલે પહેલી સદીમાં ફરજિયાત માનવો પડે છે.

સાત વાહનનું બીજું નામ શાલિવાહન તથા શાતકર્ણી છે. આ ગાદી ઉપર આ નામના અનેક રાજાઓ થયા.

( પ્રભાવક ચરિત્ર, ચતુર્વિંશતિ પ્રબંધ, નિશીથચૂર્ણિ, પર્યુષણાચૂર્ણિ પર્યુષણા દશશતક તથા જૈન પચાંગ પદ્ધતિ પૃ૦ ૫૧ )

**કલિંગ નરેશ**

વીરનિ. સં. ૫૫૦ પછી મધ્ય ભારતમાં ભયંકર દુકાળ પડયો, તે વખતે વજ્રસ્વામી શ્રીસંઘને જગન્નાથપુરી લઇ ગયા હતા. ત્યાં સુકાળ હોવાથી સંઘે ત્યાં વસવાટ કર્યો. ત્યાંનો રાજા બોદ્ધ હતો. તે બધાં ફુલો પોતાના ઉપયોગ માટે શય્યા માટે મંગાવી લેતો. તેથી જૈને ફૂલ જોઇએ તેને વાસી ફૂલ મળતાં. પર્યુષણાપર્વમાં શુદ્ધ ફુલ માટે શ્રી સંઘે વજ્રસ્વામીને વાત કરી. એટલે તેમણે આકાશગામિની વિદ્યાના બળે શ્રીદેવી વગેરે પાસે જઈ સંઘની પ્રાર્થના પૂર્ણ કરાવી. આથી જિનશાસનની ખૂબ પ્રભાવના થઇ. રાજાને આ વાતની ખબર પડતાં તે વજ્રસ્વામી પાસે આવી ચરણમા ઢળી પડયો અને તેમનો ઉપદેશ સાંભળી જૈન બન્યો.

( આવશ્યક વૃત્તિ તથા કલ્પસૂત્ર સુબોધિકા )

**રથવીરપુર નરેશ**

વીરનિ. સં. ની છઠ્ઠી સદીમાં આ રાજા થયો. તેનો રાજમાન્ય સેનાપતિ શિવભૂતિ કે જેણે એક સાથે બન્ને મથુરાપર વિજય પ્રાપ્ત કર્યો હતો તેણે જૈનાચાર્ય કૃષ્ણપાસે દીક્ષા લીધી હતી. રાજાએ આ શિવભૂતિને રત્નકંબળનું દાન કર્યું હતું. અસલમાં આ રાજા કયા પદેશનો માલિક હતો અને તેનું પૂરું નામ શું હતું તે ઉપલબ્ધ થતું નથી. માત્ર તે રથવીરપુરનો રાજા હતો અને જૈન હતો એટલું જ મળે છે.

( આવશ્યકનિર્યુક્તિવૃત્તિ. )

**રાજા નાહડ**

નડુલ દેશની રાજધાની મંડોવરનો પરમાર રાજા કુટુંબીઓની ખટપટથી માર્યો ગયો, તેની રાણી બંભાણુ નાસી ગઇ અને ત્યાં તેણે એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ નાહડ પાડયું. નાહડ જજ્જિગસૂરિનો શ્રાવક બન્યો અને ગુરૂદત્ત નવકારમંત્રના પ્રભાવે સ્વર્ણ-પુરુષસિદ્ધિ મેળવી રાજા બન્યો. તેણે જજ્જિગસૂરિની અંજનશલાકાથી મોટાં ૨૪ જિનાલયો બનાવ્યાં તથા વીરનિ. સ. ૬૭૦માં સાચોર તીર્થની સ્થાપના કરી

( વિવિધ તીર્થકલ્પ, તપગચ્છ પટ્ટાવલી )

**મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા**

કાલિકાચાર્યે પારસકુલથી શક રાજાઓને લાવી ઉજ્જૈનના અત્યાચારી રાજા ગર્દભિલ્લના રાજ્યનો નાશ કરાવ્યો હતો. જો કે તે શક રાજાઓ ઉજ્જૈનમાં માત્ર ચાર વર્ષ જ રહ્યા હતા, છતા પશ્ચિમ ભારતમાં તેમની વિશેષ સત્તા જામ્યા વગર ન રહી.

ઇરાન-પાર્થિયાના પ્રદેશમા કાર્દમ નદી છે તે તરફથી આવેલ શકો કાર્દમક વંશીય ગણાતા આ વંશના મહાક્ષત્રપ ચષ્ટને શક સંવતના પ્રારંભમા એટલે વીરનિ સં ૬૦૫ની આસપાસમા કાઠિયાવાડ-કચ્છમા પોતાના રાજ્યનો પાયો નાખ્યો અને રાજ્યનો વિસ્તાર ફેલાવ્યો તે રાજા પ્રતાપી હોવાથી તેના વંશજો ચષ્ટનવંશી ગણાયા મહાક્ષત્રપ (વડાસુબા) ચષ્ટન પછી તેનો પુત્ર જયદામા ત્યાંનો રાજા થયો તે બહુ પરાક્રમી ન હતો તેની પછી રૂદ્રદામા ગાદીએ આવ્યે એ દરેક વિદ્યામા કુશળ વીરયોદ્ધો રાજ્યનીતિનિપુણ સૌન્દર્યવાન અને આદર્શ શાસક હતો તેણે લોકસભ-મંત્રીકર મંત્રી મંડળ, સહકારી મંત્રીમંડળ વગેરે રીતે રાજ્યને વ્યવસ્થિતપણે ચલાવ્યુ હતુ તેમજ માનવા સિંધ, કોકણ આધ્ર રાજપુતાના અને પંજાબ સુધી, યુદ્ધ કરી, પોતાની સત્તા જમાવી હતી સ્વયંવરમા તે અનેક રાજકન્યાઓને પરણ્યો હતો તેણે રાજપુતાનાના અદમ્ય યોદ્ધાઓનુ દમન કરી મહાક્ષત્રપ (મોગ સુબો) બિરૂદ ધર્યુ હતુ તેણે પોતાની રાજધાની સોરઠમાથી હટાવી ઉજ્જૈનમા-માળવામાં સ્થાપી હતી તેણે પહલ્વ જ્ઞાતિના સુવિશાખને સૌરાષ્ટ્રનો સુબો બનાવ્યો હતો તેણે વીરનિ સં ૬૭૭ (શક સં ૭૨)મા પોતાની ખાનગી મિલ્કતમાથી સુવિશાખની દેખરેખ નીચે સુદર્શન તળાવનુ સમારકામ કરાવ્યુ હતુ, જેનો પ્રશસ્તિ લેખ જુનાગઢમા અશોકરૌકવાળી શિલા ઉપર પશ્ચિમ તરફ ખોદેલો અત્યારે પણ મળે છે આ રાજા જૈન ધર્મી હતો [૧૨]

વસ્તુત કાનકાચાર્ય શકોને આ પ્રદેશમા લાવેલ હોવાથી શકો તેમને પોતાના ગુરૂ માનતા હતા એટલે તેઓ જૈન હતા પાશ્ચાત્ય વિદ્વાનો પણ આ જાતિના મહાક્ષત્રપોને જૈન માને છે મહારાજા રૂદ્રદામા જૈન હતો તે તેના **आप्राणोच्छ्वासात् पुरुषवध निवृत्तिकृतसत्यप्रतिज्ञेन** શબ્દોથી પણ સિદ્ધ થાય છે

( મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા, ગુજરાતી ઐતિહાસિક લેખો )

**મહાક્ષત્રપ ભદ્રમુખ રાજા રૂદ્રસિંહ**

રૂદ્રદામાને દામજદ અને રૂદ્રસિંહ નામે બે પુત્રો તથા એક પુત્રી હતી તે જૈન હતા એ બન્ને ભાઇઓમાથી એકે વીરનિ સં ૬૮૦વી ૭૩૨ની વચ્ચેના કાળમા ગિરનાર પર નેમિનાથ ભગવાનના કેવળજ્ઞાન તથા મોક્ષપ્રાપ્તિના સ્થળે જિનાલયને ઉપયોગી કામ કરાવ્યુ હતુ, જેનો શિલાલેખ જુનાગઢની બાવા પ્યારાના મઠ પાસેની ગુફામાથી મળેલ છે આ રૂદ્રસિંહના પુત્ર રૂદ્રસેને વીરનિ સં ૭૩૨ના ભાદરવા સુદિ પાચમે સત્ર ઊજવ્યુ હતુ

( ગુજરાતના ઐતિહાસિક લેખો નં ૮ ૯, ૧૫, ૧૭ તથા મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા)

**મહારાજા ધરસેન**

ગુપ્તવંશ પછી મિત્રકવંશ યાને વલભીવંશે સૌરાષ્ટ્રપર શાસન કર્યુ એ વંશનો આદ્ય સ્થાપક ભટાર્ક હતો તેને સેનાપતિ ધરસેન, દ્રોણસિંહ ધ્રુવસેન અને ધરપટ્ટ નામે ચાર

[૧૨] ભુજ (કચ્છ)ના ફર્ગ્યુસન મ્યુઝીયમમા રાજા રૂદ્રદામાના સમયના શક સંવત્ ૫૨ (બાવન)ના ચાર શિલાલેખો મળે છે, જેમા શ્રામણેર સંબંધી લખાણ છે

પુત્રો હતા. તે વખતે તેની રાજધાની વલ્લભીનગરમાં હતી. અને સંભવતઃ પાટવીકુમારનું (કુમાર ભૂક્તિનું) શહેર આણંદપુર (વર્તમાન વડનગર) હતું. આ વખત સુધી જૈન સાધુઓએ જિનાગમને કંઠસ્થ રાખ્યા હતા. પણ ગાળબળે એ કંઠસ્થ રાખવા મુશ્કેલ જણાયાથી ભટ્ટાર્કના વલભીમાં મુનિસમ્મેલન મળ્યું અને વીરનિ. સં. ૯૮૦માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની અધ્યક્ષતામાં કંઠસ્થ આગમો પુસ્તકારૂઢ થયા. ત્યારપછી વીરનિ. સં. ૯૯૩ (વિ. સં. ૫૨૩-વલભી સં. ૧૪૮)માં કાલિકાચાર્ય આણંદપુર પધાર્યા અને ત્યાં ચોમાસું કર્યું. યુવરાજ ધરસેન ત્યારે ત્યાં હતો તેને એક પુત્ર થયો પણ દૈવયોગે મરી ગયો, અને આખા રાજ્યમાં શોકની છાયા વ્યાપી ગઇ કાલિકાચાર્યે રાજા ધરસેનને પ્રતિબોધી તેનો શોક દૂર કરવા ભાદરવા સુદિ ચોથના દિવસે ચતુર્વિધ સંઘ સમક્ષ કલ્પસૂત્રનું પ્રથમ વાચન કર્યું. એ પ્રવૃત્તિ અત્યારે પણ ચાલુ છે.

જૈન સાહિત્યમાં આ પ્રસંગે ધરસેન, વીરસેન અને ધ્રુવસેન એમ જુદાં જુદાં નામો મળે છે. વાસ્તવિક રીતે આ નામો એ ભાઇઓનાં જ નામો છે. પહેલા ધ્રુવસેનના શિલાલેખમાં બીજા દ્રોણસિંહને સિંહસમાન ઓળખાવ્યો છે, એટલે વીરસેન એ ધરસેન કે દ્રોણસિંહનું બીજું નામ હોય એ સંભવિત છે. ધરસેન પ્રથમ મરણ પામ્યો હશે એટલે તે રાજા બની શક્યો નહીં અને તેના બે ભાઇઓ એક પછી એક વલ્લભીની ગાદીએ આવ્યા. શિલાલેખો પ્રમાણે દ્રોણસિંહ વલભી સં ૧૮૩ની આસપાસ અને ધ્રુવસેન (પહેલો) વલભી સં. ૨૦૬થી ૨૨૬ સુધી વલભીનો રાજા હતો. આ રાજા જૈનધર્મી હતા જો કે વલભી વંશના શિલાલેખોમાં તેમને પરમભટ્ટારક કે પરમ માહેશ્વર તરીકે ઓળખાવ્યા છે પણ આ વિશેષણ એક રીવાજ રૂપે જ લખાયું હોય એમ લાગે છે. કેમકે એ વંશના રાજાઓ પરમમાહેશ્વર ઓળખાવા છતાં જૈન કે બૌદ્ધ હતા, એમ તેમના ભટ્ટાર્કવિહાર તથા મહારાજા ગુહસેનના શિલાલેખો પુરવાર કરે છે. એટલે વલભીવંશ જૈનધર્મી હતો એમ માનવાને શિલાલેખો નિષેધ કરી શકે એમ નથી.

વીરનિર્વાણની પ્રથમ સહસ્ત્રાબ્દીમાં ધરસેન, વીરસેન અને ધ્રુવસેન છેલ્લા જૈન રાજાઓ થયા.

(ગુજરાતના ઐતિહાસિક શિલાલેખો, કલ્પસૂત્ર સુબોધિકા)

**અંતે**

વીર નિ. સં. ૧૦૦૦ પછી જૈન રાજાઓ અલ્પ સંખ્યામાં થયા છે. જેમાં શિલાદિત્ય, આમરાજા અને કુમારપાળ પ્રસિદ્ધ જૈન રાજાઓ છે. જેનો પરિચય અવસરે રજુ કરવામાં આવશે.

ઉપરના રાજાઓનો પરિચય પણ ઉપલબ્ધ અલ્પ સાધનો તથા સમય પ્રમાણે સંક્ષેપમાં આપ્યો છે. અધિક સાધનો અને સમય હોય તો આ પ્રત્યેક રાજા વિશે સ્વતંત્ર નિબંધ કે ગ્રંથ લખી શકાય. આવો શુભ અવસર નિકટ ભવિષ્યમાં સાંપડે એ આશા સાથે હું વિરમું છું

ઉપાધ્યાયપ્રવર શ્રીમન્
મેઘવિજયજીગણિ
વિરચિત
'શ્રીયુક્તિપ્રબોધ
નાટક'નો

ઉ
પં
ક્ર
મ

જો કે આ વિશેષાંકમાં વીરનિર્વાણના એક હજાર વર્ષને લગતા લેખો લેવાના છે અને પ્રસ્તુત લેખમાં વિક્રમના સોળમા-સત્તરમા સૈકામાં રચાયેલ એક ગ્રંથનો પરિચય આપેલ છે, છતાં શ્વેતાંબર દિગંબરના ભેદો વીરનિર્વાણના સાતમા સૈકામાં પડયા છે અને આ લેખમાં એ ભેદો સબંધી અગત્યની હકીકત આવે છે તેથી તેને અહીં સ્થાન આપ્યું છે
-તંત્રી

: લેખક :
પંન્યાસજી મહારાજ
શ્રી ધર્મવિજયજી
[આ. મ. વિજયમોહન-
સૂરીશ્વરપ્રશિષ્ય]

દિગમ્બરોમાં પ્રાચીન દિગમ્બર અને અર્વાચીન દિગમ્બર એવા બે પ્રકારો છે. પ્રાચીન દિગમ્બરોની ઉત્પત્તિ શ્રી વીરનિર્વાણથી ૬૦૯ વર્ષે રથવીરપુરમાં 'શિવભૂતિ' નામા પુરૂષથી થયેલ છે, અને અર્વાચીન દિગમ્બરો કે જેઓનાં મન્તવ્યો અમુક અમુક અંશે પ્રાચીન દિગમ્બરોને અનુસરતાં છે અને અમુક અમુક મન્તવ્યો (કે જે આગળ કહેવાનાં છે તે) ભિન્ન છે તેઓની ઉત્પત્તિ સોળમા સૈકાના પ્રાન્ત ભાગમાં બનારસમાં આગ્રાનિવાસી 'બનારસીદાસ'થી થયેલ છે. આ 'યુક્તિપ્રબોધ' ગ્રન્થમાં યદ્યપિ પ્રાચીન-અર્વાચીન બન્ને દિગમ્બર મતનો નિરાસ કરવામાં આવ્યો છે તો પણ અર્વાચીન દિગમ્બર (બનારસીદાસના) મતનું ખંડન એ 'યુક્તિપ્રબોધ' ગ્રન્થકાર મહારાજાનો મુખ્ય વિષય છે.

**દિગમ્બરોની ઉત્પત્તિનો સમય.**

'પ્રાચીન દિગમ્બરો શ્રી વીરનિર્વાણથી ૬૦૯ વર્ષે રથવીરમાં ઉત્પન્ન થયા' એ બાબત શ્રી [1]આવસ્યકનિર્યુક્તિ, [2]શ્રીવિશેષાવશ્યક, શ્રી ઉત્તરાધ્યયનબૃહદ્વૃત્તિ, સ્થાનાગવૃત્તિ વગેરે મહાન્ સૂત્રગ્રન્થોના પાઠોથી નિશ્ચિત છે. દિગમ્બરોની ઉત્પત્તિના પૂર્વોક્ત સંવત સંબંધી પ્રાયઃ વિસંવાદ છેજ નહિ, કારણ કે શ્વેતામ્બરો તો ઉપર જણાવેલા સૂત્રોની સાક્ષિઓથી પૂર્વોક્ત સંવતનો નિર્ણય સ્વીકારે તેમાં કાંઈ આશ્ચર્ય નથી,

१ 'छव्वाससयाइं नवु-त्तराइं तइया सिद्धिगयस्स वीरस्स । तो बोडियाण दिट्ठी रहवीरपुरे समुप्पण्णा ॥ ९ ॥ [भा० १४५] 'रहवीरपुरं नयरं दीवगमुज्जाणं अज्जकण्हे य । सिवभूइस्सुवहिम्मि य पुच्छा थेराण कहणा य ॥ १४६ ॥ 'ऊहाए पण्णत्तं बोडियसिवभूइ उत्तराहि इमं । मिच्छादंसणमिणमो रहवीरपुरे समुप्पण्णं ॥१४७॥ 'बोडियसिवभूइओ बोडियलिंगस्स होइ उणति । कोडिण्णकोट्टवीरा परंपराफासमुप्पण्णा ॥ १४८ ॥ [मू० भा०]

२ 'छव्वाससयाइं' इत्यादि प्रागुल्लिखित । [विशेषावश्यक-२५५०]

પરન્તુ દિગમ્બરો પણ સ્વામ્નાય પ્રદર્શક ૩'દર્શનસાર' વગેરે ગ્રન્થોમાં શ્વેતામ્બરોથી પોતાની ભિન્નતા થયાનો સંવત વિક્રમથી ૧૩૬ વર્ષે જણાવે છે. શ્રીવીરપ્રભુ અને વિક્રમ-રાજાનું અંતર ૪૭૦ વર્ષનું છે, ૪૭૦ની સંખ્યામાં ૧૩૬ની સંખ્યા ઉમેરતાં [૪૭૦+૧૩૬=] ૬૦૬ની સખ્યા થાય, અર્થાત્ વીરનિર્વાણથી ૬૦૬ વર્ષે શ્વેતામ્બર સંઘ ઉત્પન્ન થયો એવું તેઓનું કથન છે. તાત્પર્ય એ છે કે શ્રીવીરનિર્વાણથી છઠ્ઠા સૈકાની પૂર્ણાહુતિ પર્યંત શ્વેતામ્બર-દિગમ્બર એવા મતભેદો ન હતા. સાતમા સૈકાના પ્રારંભમાં આ બન્ને મતભેદોની ઉત્પત્તિ થઇ, દિગમ્બરો કહે છે કે દિગમ્બરોમાંથી શ્વેતામ્બરો વલભીપુરમાં ઉત્પન્ન થયા, જ્યારે શ્વેતામ્બરો કહે છે કે શ્વેતામ્બરોમાથી રથવીરપુરમાં દિગમ્બરો ઉત્પન્ન થયા. હવે આ બન્ને કથનમાં કયું વચન શાસ્ત્રીય તેમ જ યુક્તિસંગત છે તેનો પરામર્શ કરવા પહેલાં શ્વેતામ્બરોના અને દિગમ્બરોના કથનમાં મતોત્પત્તિ સંબંધી ત્રણ વર્ષનો જે વિસંવાદ આવે છે તેનું શું કારણ તે ઉપર યત્કિંચિત્ વિચાર કરવાની આવશ્યકતા છે. યદ્યપિ આવા વિષયોમાં ત્રણ વર્ષનો ફરક એ મહત્ત્વની બાબત નથી, તો પણ વિચાર કરતાં એમ ખ્યાલમાં આવી શકે છે કે-શ્વેતામ્બર મતાનુયાયિઓએ દિગમ્બરોની ઉત્પત્તિ સંબંધી જનસમૂહમાં જે અવસરે જાહેરાત કરી તે અવસરે દિગમ્બરોએ 'અમો પ્રાચીન તેમજ શુદ્ધ નિર્ગ્રન્થ છીએ અને શ્વેતામ્બરો અર્વાચીન તેમજ શિથિલાચારી છે' એમ જણાવવા શ્વેતામ્બરોએ જાહેર કરેલા સંવતની પહેલાં ત્રણ વર્ષથી જ 'શુદ્ધ નિર્ગ્રન્થ માર્ગની રક્ષા માટે શિથિલાચારી શ્વેતામ્બરોથી અમો ભિન્ન થયા છીએ' એમ સ્વમત રક્ષણના ઉદ્દેશથી દિગમ્બરાચાર્યો તરફથી ૬૦૬નો સંવત રાખવામાં આવ્યો હોય તો તે સંભવિત છે. અહિં દિગમ્બરોએ શ્વેતામ્બરોની ઉત્પત્તિ જનસમુદાયમાં જાહેર કરી હોય અને તેથી શ્વેતામ્બરોને સ્વમતરક્ષણના ઉદ્દેશથી તેમજ 'અમો શુદ્ધ નિર્ગ્રન્થ છીએ, દિગમ્બરો શિથિલાચારી છે,' એ જણાવવાના ઇરાદાથી દિગમ્બરોના સવતની અપેક્ષાએ ત્રણ વર્ષ બાદ મતોત્પત્તિના સંવતની કલ્પના શ્વેતામ્બરાચાર્ય ભગવંતોએ કરી હોય એવી વિપરીત શંકા કરવાનો લેશ પણ અવકાશ નથી. જે બાબત આગળ જણાવાતી યુક્તિઓથી સ્વયમેવ જાણી શકાય તેમ છે.

**શ્વેતામ્બરોમાંથી દિગમ્બરો ઉત્પન્ન થયા છે તે જાણવાની યુક્તિઓઃ—**

૧. નિર્ગ્રન્થ-મુનિ-સંયમી-સાધુ-શ્રમણ વગેરે સંખ્યાબધ મુનિવાચક શબ્દોનું અસ્તિત્વ છતાં નગ્નપર્યાયવાચી 'દિગમ્બર' શબ્દ વડે પોતાના સાધુની તેમજ મતની ઓળખાણ કરાવવી એ મતપ્રવર્તક પુરુષના કદાગ્રહનું ભાન કરાવવા ઉપરાંત આવા નામવાળા મતની ઉત્પત્તિ અમુક સમયે થયેલી છે એ જણાવવા માટે બસ છે.

૨. દિગમ્બરાચાર્યોએ રચેલા અનેક ગ્રન્થોમાં ઠેકાણે ઠેકાણે આવતા 'નિર્ગ્રન્થ-મુનિ' વગેરે શબ્દોનો 'બાહ્યાભ્યંતરગ્રન્થિરહિત-સર્વ તત્ત્વોના જાણ' ઇત્યાદિ સુંદર અર્થ, લક્ષણ-શાસ્ત્રના નિયમો પ્રમાણે થઇ શકવો સુલભ તેમજ ઉચિત છતાં પ્રાયઃ પ્રત્યેક સ્થલે નિર્ગ્રન્થ-મુનિ વગેરે શબ્દોનો ગમે તે અર્થ કર્યા બાદ અન્તમાં 'दिगम्बर इत्यर्थः'

---

३ 'छत्तीसे वरिससए विक्कमरायस्स मरणपत्तस्स ।
सोरट्ठे वलहीए सेयडसंघो समुप्पण्णो ॥१॥'

[ दर्शनसार ]

એવો અલાક્ષણિક અને અનુચિત અર્થ કરવો એ અમુક અસદ્દાગ્રહી વ્યક્તિથી દિગમ્બર મતની ઉત્પત્તિ અમુક વખતે થયેલી છે એ માનવા માટે પુરતી જડ છે.

૩. જો દિગમ્બરો પ્રાચીન હોય અને શ્વેતામ્બરો અર્વાચીન હોય અર્થાત્ દિગમ્બરોમાંથી શ્વેતામ્બરોની ઉત્પત્તિ થયેલી હોય તો શ્વેતામ્બરોના સૂત્ર-ગ્રન્થોમાં દિગમ્બરને અનુકૂલ અર્થ કોઇ પણ સ્થળે ન આવી જાય તે માટે પુરતુ લક્ષ્ય રાખવામાં આવ્યુ હોત, પરન્તુ વિદ્વાનોની જાણમાં જ હશે કે શ્વેતામ્બરોના સૂત્ર ગ્રન્થોમાં સ્થવિરકલ્પના વર્ણન સાથે દિગમ્બરો અનુકૂલ જિનકલ્પના વર્ણન સબંધી વિભાગો સ્પષ્ટ જોવામાં આવે છે. એથી જ સિદ્ધ થાય છે કે શ્વેતામ્બરો સદાગ્રહી, સ્વતંત્ર તેમજ પ્રાચીન છે જ્યારે દિગમ્બરો કદાગ્રહી, પરતંત્ર તેમજ અર્વાચીન છે.

૪. શ્રીમાન્ કુન્દકુન્દાચાર્ય વિરચિત શ્રી 'મૂલાચાર' ગ્રન્થનો '**णाणुवर्हि संजमुवर्हि तउव्वुवहिमण्णमवि उवर्हि वा । पयद गहणिक्खेवो समिङ्खि आदाणणिक्खेवा ॥ १ ॥**' આ ગાથાના તેમ જ બ્રહ્મચારિ પાચાપ્પકૃત તત્ત્વાર્થસૂત્રાવચૂરિનો '**पिच्छादिना धर्मोपकरणानि प्रतिलिख्य स्वीकरणं विसर्जनं सम्यगादाननिक्षेपसमितिः**' તથા **शय्यासनोपधानानि, शास्त्रोपकरणानि च । पूर्वं सम्यक् समालोक्य प्रतिलिख्य पुनः पुनः ॥ १ ॥ गृह्णतोऽस्य प्रयत्नेन क्षिपतो वा धरातले । भवत्यविकलासाधोरादानसमिति स्फुटम् ॥ २ ॥**' (જ્ઞાનાર્ણવ) ઇત્યાદિ તેઓએ માનેલા સમ્યક્ શાસ્ત્રોના પ્રમાણથી જ્ઞાનોપધિમાં પુસ્તકાદિ સંયમોપકરણમાં મોરપિંછી પ્રમુખ, તપોપધિ (શૌચોપધિમાં) કમંડલુ વગેરે રાખવાની પરવાનગી છતાં કેવલ અસન્ત બિભત્સ દેખાતા નગ્નપણાના નિરાકરણ માટે રાખવામાં આવતો એકાદ કપડો ગ્રહણ કરવા સબંધમાં મૂર્ચ્છા દોષની સ્થાપના કરવી એ મતોત્પાદક વ્યક્તિના દુરાગ્રહનો અવધિ જણાવે છે.

૫. તેઓના જ શાસ્ત્રોમાં આપવાદિક વેષની કલ્પના કરવામાં આવેલ છે અર્થાત્ નિંદાદિદોષવાન્ વ્યક્તિ અથવા રાજા અમાત્ય તેમજ અતિલજ્જાવાન્ પુરુષ કૌપીન અથવા કપડો રાખીને ગૌચરી માટે જાય એવા ભાવાર્થના પાઠો આપવા અને એમ છતાં અપવાદે ગ્રહણ કરેલા વસ્ત્રથી રખેને વસ્ત્રપણાનો આરોપ ન આવી જાય તે માટે દશ પ્રકારના નગ્નની કલ્પના કરી આપવાદિક વેષને પણ નગ્નાવસ્થામાં ગણવો એ શુ તેઓના મતની ઉત્પત્તિ કોઇ અનભિજ્ઞ વ્યક્તિથી અમુક સમયે થયેલ છે તે જણાવવા માટે બસ નથી?

૬. શ્વેતામ્બરાચાર્યોએ પોતાના સૂત્ર-ગ્રન્થોમાં દિગમ્બરોની ઉત્પત્તિ સંબંધી જે જે સ્થાને સંવત જણાવ્યો છે તે પ્રત્યેક સ્થલે એક જ સંવતનુ પ્રતિપાદન કરનારાં હોઇ સંવાદી છે જ્યારે દિગમ્બરોએ પોતાની પ્રાચીનતા નહિ છતા પ્રાચીનતા સાબીત કરવા માટે નીતિસાર-દર્શનસારાદિ ગ્રન્થોમાં શ્વેતામ્બરોની ઉત્પત્તિના પ્રસંગો વર્ણવ્યા છે તે એક બીજાથી વિસંવાદી હોવાનું નજરે દેખનારને સમજાયા સિવાય રહેતુ નથી. એથી પણ સાબીત થાય છે કે 'શ્વેતામ્બરો અર્વાચીન છે અને દિગમ્બરો પ્રાચીન છે' એવા દિગમ્બરોના કથનમાં કાંઇ પણ વજુદ નથી.

૭. દિગમ્બરોનું એવું પણ કથન છે કે-'શ્વેતામ્બરોની વલભીપુરમાં ઉત્પત્તિ થયેલી છે અને તે અવસરે પડેલો દુષ્કાળ એ તેઓની ઉત્પત્તિમાં કારણ છે.' આવા પ્રકારનું દિગમ્બરોનું કથન તો પોતાના પગમાં જ બંધનરૂપ થઇ પડે તેમ છે. કારણકે વિદ્વાનો વિચારી શકે છે જે-દુષ્કાળના સમયમાં કપડો અથવા કૌપીન જેટલું વસ્ત્ર હોય તે પણ છુટે કે નવું મળે? શું બુદ્ધિમાનેની કલ્પનામાં નથી આવતું કે આવા જ દુષ્કાળ પ્રસંગે પોતાને વિદ્યમાન વસ્ત્રાદિનો ત્યાગ કરવો પડયો હોય અને પછીથી ગમે તે કારણે આગ્રહી થઇને નગ્નાવસ્થા સ્વીકારવા ઉપરાંત પોતાની પોલ ખુલ્લી પડી જવાના ભયથી 'દુષ્કાળ પ્રસંગે શ્વેતામ્બરો ઉત્પન્ન થયા, એવી વિપરીત જાહેરાત કરવા સબંધી ભયંકર દોષના ભાગીદાર થવા પ્રયાસ કર્યો હોય! યદ્યપિ શ્વેતામ્બરો પ્રાચીન છે, અને તેને સાબીત કરવા માટે અનેક શાસ્ત્રીય પાઠો તેમજ યુકિતઓ છે છતાં જ્યારે તેઓ એમ કહે છે કે દુષ્કાળ પ્રસગે વલભીપુરમાં શ્વેતામ્બરો ઉત્પન્ન થયા, તો તેઓના તે કથન સામે તેઓને પ્રશ્ન કરવો જોઇએ કે તમારા જ શાસ્ત્રમાં '**पंचसए छव्वीसे विक्कमरायस्स मरणपत्तस्स। दक्खिणमहुरा जादो दाविडसंघो महामोहो**' ॥૧॥' વિક્રમરાજાના મરણ પછી ૫૨૬ વર્ષે મહામોહથી દ્રાવિડનામા સંઘ દક્ષિણ મથુરામાં ઉત્પન્ન થયો એવું જે કહેવામાં આવે છે તો તે સંઘ શું શ્વેતામ્બરીય ન હતો? વિક્રમથી ૫૨૬ વર્ષે દ્રાવિડસંઘ ઉત્પન્ન થયો તેમાં તમારા આચાર્યોના કથન સિવાય અન્ય ઐતિહાસિક શું પુરાવો છે? આવી આવી અનેક પ્રશ્નપરંપરાનો સંભવ હોવાથી તેમજ પુરાતન ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં તે સૈકામાં સોરઠ દેશમાં દુષ્કાળ પડયાનું કયાંઇ પણ જોવામાં ન આવતુ હોવાથી '**मूलं नास्ति कुतः शाखा**' એ લૌકિક ન્યાય પ્રમાણે 'દુષ્કાળ પ્રસંગે શ્વેતામ્બરો ઉત્પન્ન થયા' એવું વચન કઇ રીતે સંગત થઇ શકે?

ગમે તેમ હો પરંતુ ઉપર જણાવેલ યુકિતઓ જોતાં તેમજ તટસ્થ દૃષ્ટિએ ઉભયપક્ષના શાસ્ત્રોનુ અવલોકન કરતાં કોઇ પણ સુજ્ઞ પુરુષ ચોકકસ એકરાર કરી શકે છે કે 'દિગમ્બરો આધુનિક છે અને શ્વેતામ્બરો પ્રાચીન છે.' આ વિષય પર તો બીજી પણ અનેક યુકિતઓ છે, પરંતુ વિસ્તાર થવાના ભયથી તેમજ નવીન દિગમ્બરોનું નિરાકરણ એ જ ઉદ્દિષ્ટ વિષય હોવાથી આ વિષયને અહિં જ સંકોચી લેવાય છે. પ્રજ્ઞાશીલ વિદ્વાનો માટે આટલું પ્રાસંગિક કથન પણ ઘણું છે.

## શ્વેતામ્બર અને દિગમ્બરનું મુખ્ય વિવાદસ્થળ

દિગમ્બરોને શ્વેતામ્બરોની સાથે મુખ્યતયા 'ઉપકરણ' વિષયક જ વિવાદ છે. સ્ત્રીઓને ચારિત્રનો અને પરંપરાએ મુકિતનો અભાવ તેમજ સર્વજ્ઞભગવંતોને કવલાહારનો અભાવ એ બધા વિવાદોનું મૂળ ઉપકરણ છે. ઉપકરણ માત્ર એ અધિકરણ છે ઇત્યાકારક તેઓનું મન્તવ્ય હોવાથી સ્ત્રીઓથી વસ્ત્રાદિ ઉપકરણ રહિત ચારિત્ર પાળી શકાય નહિ, અને વસ્ત્રાદિ ઉપકરણ રાખે તો ઉપકરણ એ અધિકરણ હોઇ તેઓને ચારિત્રગુણનો સંભવ ન હોઇ શકે, તેમજ ચારિત્ર ન હોય એટલે કેવલજ્ઞાનની પ્રાપ્તિ તેમજ મુકિત ન હોય. કેવલિભગવંતોને પાત્ર વગેરે ઉપકરણોના અભાવે કવલાહાર ન હોઇ શકે. એ પ્રમાણે બાહ્ય ત્યાગમાં જ ધર્મ માનીને અન્યલિંગિ-ગૃહિલિંગિઓને મોક્ષની પ્રાપ્તિનો પણ તેઓએ અપલાપ કર્યો.

એમ કરવા જતા સૂત્રના પાઠોની સાથે વિસવાદ આવવાથી ‘ અરિહતપરમાત્માઓએ અર્થરૂપે પ્રકાશેના અને ગણધર મહર્ષિઓએ સૂત્રરૂપ ગુથેલા આગમો વિચ્છેદ પામ્યા છે, તથા શ્વેતામ્બરોના આગમો કલ્પિત આગમો છે, પરતુ ગણધર ગુફિત આગમો નથી ’ એવા પ્રકારનો ઉદ્‌ઘોષ જાહેર કર્યા પરતુ કોઇ પણ શાસ્ત્રના અનનમન વિના ધાર્મિક પ્રવૃત્તિ યથાર્થ ચાલશે નહિ એમ જાણી શ્વેતામ્બરાચાર્ય તરીકે જ પ્રસિદ્ધ થયેલ વાચકવર્ય ભગવાન ઉમાસ્વાતિ પ્રણીત શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર નામના ગ્રન્થનો પોતાના મુખ્ય શાસ્ત્ર તરીકે ઉપયોગ કરવા ઉપરાન્ત પોતાને પ્રતિકૂલ અને શ્વેતામ્બરોને અનુકૂલ તે ગ્રન્થના કેટલાક પાઠોનો ફારફેર કરવાનુ ભયકર પાતક ઉપાર્જન કર્યુ એમ એકદર ૮૪ વિવાદસ્થાનો ખડા કર્યા જે ‘ દિક્‌પટ ચોરાશી બોલ તરીકે પ્રસિદ્ધ છે અને તે સર્વ બોલોનુ ખડન ન્યાયાચાર્ય ન્યાયવિશારદ ઉપાધ્યાયજી શ્રીમાન યશોવિજયજી મહારાજે અધ્યાત્મમતપરીક્ષા વગેરે અનેક ગ્રન્થોમા કરેલુ છે ઉપકરણ વિષયક જ મુખ્ય વિવાદસ્થળ હોવાથી વાદિવેતાલ શ્રીમાન શાતિસૂરિ મહારાજા વગેરે મહાપુરૂષોએ શ્રીઉત્તરાધ્યયન બૃહદ્‌વૃત્તિ, સ્યાદ્વાદરત્નાકર વગેરે ટીકાગ્રથોમા ઉપકરણવાદ જ ખુબ ચર્ચ્યો છે અને શાસ્ત્રીય પાઠો તેમજ સખ્યાબધ યુક્તિઓ વડે દિગમ્બરોનુ ખડન કર્યુ છે

‘ઉપકરણ’ એ શબ્દના તેમજ ‘અધિકરણ’ એ શબ્દના અર્થ તરફ ધ્યાન કરીશુ તો દિગમ્બરોનુ ‘ઉપકરણ માત્ર એ અધિકરણ છે ઇત્યાકારક મન્તવ્ય કોઇ પણ રીતે યુક્તિ યુક્ત નહિ જ લાગે **‘ यत् सयमोपकाराय वर्त्तते प्रोक्तमेतदुपकरणम् । धर्मस्य हि तत्साधनमतोऽन्यदधिकरणमाहार्हन् ॥ १ ॥’** ‘ જે સયમમા ઉપકારક છે તે ‘ ઉપકરણ ’ કહેવાય છે, ધર્મનુ તે સાધન છે તેથી જે અન્ય અર્થાત્ જે સયમોપકારક તેમજ ધર્મનુ સાધન નથી તે ‘ અધિકરણ કહેવાય છે એમ અરિહત પરમાત્માઓએ કહ્યુ છે.’ આવા તેઓના જ વચનો, તત્ત્વાર્થસૂત્રમા આપેલ પચ પ્રકારના નિર્ગ્રન્થો પૈકી ‘ ઉપકરણ કુશીલ ’ સબધી વિવેચન તેમજ મૂલાચાર વગેરે અનેક ગ્રન્થોમા સ્થળે સ્થળે આપવામા આવેલ આદાનનિક્ષેપ સમિતિનુ સ્વરૂપ મધ્યસ્થ બુદ્ધિથી વિચારવામા આવે તો પોતાના જ શાસ્ત્રોથી કમડલુ મોરપિછી વગેરે ઉપકરણોની માફક કપડા, ચોલપટ્ટક વગેરે સયમોપકારક ઉપકરણો નહિ સાબકારો કહેવાઇ જુગી જાય

ત્રિલોકનાથ શ્રીમાન્ જિનેશ્વરોની પૂજા સબધી વિધાનોમા પણ તેઓએ ‘તિલક ચક્ષુ ન ચઢાવવા આભૂષણાદિનુ આરોપણ ન કરવુ ચદનાદિનુ વિલેપન ન કરવુ ’ ઇત્યાદિ અનેક મનકલ્પિત ભિન્નતાઓની સ્થાપના કરી છે, પરતુ તે દિગમ્બરામ્નાયના જ ‘ શ્રાવકાચાર, જિનસહિતા વસુનદીજિનસહિતા, આરાધના કથાકોષ, ત્રૈલોક્યસાર, તત્ત્વાર્થ રાજ વાર્તિક, પદ્મનદીકૃત અષ્ટક ’ વગેરે ગ્રથોનુ નિષ્પક્ષપાતપણે અવલોકન કરવામા આવે તો પોતાના જ ગ્રથોની સાક્ષિઓથી શ્વેતામ્બરોથી ભિન્ન પૂજા સબધી મન્તવ્યોનુ આપોઆપ નિરસન થઇ જાય

આ સર્વ વિવાદસ્થળોનો નિરાસ પ્રાચીન આચાર્યમહારાજાઓએ ઉપર જણાવ્યા પ્રમાણે અનેક ગ્રન્થોમા ઘણા જ વિસ્તારથી કર્યો છે શ્રીમાન્ આત્મારામજી મહારાજે સ્વોપજ્ઞ શ્રીતત્ત્વનિર્ણયપ્રાસાદમા પણ હિદી ભાષામા આ વિવાદસ્થળો ઠીક ઠીક ચર્ચ્યા છે એવી

અહિં તો માત્ર 'ઉપક્રમ' પુરતી યાદી આપવી એટલું જ ઉચિત જાણી એ વિષયને સંક્ષેપી આ યુકિતપ્રબોધના મુખ્ય વિષય સંબંધી મુદ્દા ઉપર અવાય છે.

**આ ગ્રન્થનો મુખ્ય વિષય**

એકવાર ઉપર કહેવાયુ છે કે–આ યુકિતપ્રબોધ ગ્રન્થમા દિગમ્બર મતાનુયાયિ શ્રી બનારસીદાસના મતનુ ખંડન કરવામાં આવેલ છે. અહિં પ્રશ્ન થવાનો સંભવ છે કે જ્યારે દિગમ્બરોનુ ખંડન વાદિવેતાલ શ્રી શાન્તિસૂરિજી મહારાજા વગેરે પ્રાચીન મહર્ષિઓએ કરેલ છે, તો પછી ઉપાધ્યાયજી શ્રીમાન્ મેઘવિજયજી મહારાજાને તે જ દિગમ્બર મતને અનુસરનારા બનારસીદાસના મન્તવ્યનું નિરસન કરવા માટે આ ગ્રન્થ રચવાનો પ્રયાસ શા માટે કરવો પડયો હશે? એ પ્રશ્નના ઉત્તરમા સમજવું જોઇએ કે યદ્યપિ બનારસીદાસ દિગમ્બર મતાનુયાયી છે, તો પણ જેમ દુ:ષમકાળના મહિમાથી શ્વેતામ્બરોમાં તેરાપંથી, ઢુંઢીયા, રાયચંદ વગેરે અનેક ક્ષુલ્લક મતાંતરોનો ઉદ્ભવ થયેલો છે, તે પ્રમાણે દિગમ્બરોમાં પણ તેરાપંથી, વીશપંથી, ગુમાનપંથી, તોતાપંથી એમ સંખ્યાબંધ મતાન્તરોનો ઉદ્ભવ થયેલો છે. અને મતાન્તર થાય એટલે મન્તવ્યમા પણ અમુક ભેદ અવશ્ય હોય જ. બનારસીદાસનો મત પણ દિગમ્બરોના અનેક અવાન્તર મતો પૈકીનો એક મત છે, અને તેરાપંથી દિગમ્બરી તરીકે પ્રાયઃ તે મત પ્રસિદ્ધ થયેલ છે એથી જ એના મન્તવ્યોનું સ્વતંત્ર નિરાકરણ કરવા માંટે શ્રીમાન્ ઉપાધ્યાયજી મેઘવિજયજીને પ્રયાસ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હોય તો તે વાસ્તવિક છે.

**નવીન દિગમ્બર બનારસીદાસ**

બનારસીદાસનુ જન્મસ્થાન આગ્રા છે. તેઓ સોળમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં થયા હોય એમ 'તેઓએ' બનાવેલ 'સમયસાર' નાટકના અંતે આપવામા આવેલ (૧૬૯૩ આસો સુદ ૧૩ રવિવાર) સંવત ઉપરથી સ્પષ્ટ સમજાય છે. યોગીશ્વર આનંદઘનજી, ઉપાધ્યાયજી યશોવિજયજીના તેઓ સમકાલીન છે શ્વેતામ્બર સંપ્રદાયના સંખ્યાબંધ વિદ્વાનો સોળમી શતાબ્દીની પૂર્ણાહુતિમા તેમજ સત્તરમી શતાબ્દીના પ્રારંભમા થયા એની સાથે દિગમ્બર સંપ્રદાયમા પણ જે કેટલાક વિદ્વાનો થયા તેમાં બનારસીદાસનુ નામ સુપ્રસિદ્ધ છે આ બનારસીદાસના આધ્યાત્મિક પદો જોતાં તેમજ ઉપાધ્યાયજી શ્રીમાન્ યશોવિજયજી મહારાજને અધ્યાત્મમતપરીક્ષા નામના સ્વવિરચિત ગ્રન્થમા આ બનારસીદાસના અધ્યાત્મવાદના ખંડનનો પ્રસંગ પ્રાપ્ત થવા સંબંધી હકીકત તપાસતા એમ જણાય છે કે બનારસીદાસ અધ્યાત્મી હશે પરંતુ તેમનો અધ્યાત્મવાદ ક્રિયાવિનાનો–શુષ્ક હશે અન્યથા ઉપાધ્યાયજીને તેના અધ્યાત્મવાદનુ ખંડન કરવાનો તેમજ 'દ્રવ્ય અધ્યાત્મી' કહેવાનો પ્રસંગ પ્રાપ્ત ન થયો હોત. આ 'યુકિતપ્રબોધ' ગ્રન્થના રચયિતા ઉ૦ શ્રીમાન્ મેઘવિજયજી મહારાજે પણ ગ્રન્થની અવતરણિકામા સ્પષ્ટ જણાવેલ છે જે 'અમો અધ્યાત્મી છીએ' એવુ બોલવા ઉપરાંત અધ્યાત્મનો નિરર્થક ડોળ કરનારા બનારસીદાસના મતાનુયાયિઓનું ખંડન કરવાનો અમારો ઉદ્દેશ છે. તેઓના આ શબ્દોથી એ પણ ખ્યાલ આવી શકે છે કે વર્તમાનમાં કેટલાક અર્ધદગ્ધો અધ્યાત્મનો ઢોંગ કરી અમે અધ્યાત્મી છીએ એમ જણાવી આવશ્યકાદિ ક્રિયાઓને તીલાંજલિ આપી પદ્માસનાદિ લગાવી કોઇ એકાંત સ્થળમા બેસી

મુગ્ધ આત્માઓને ભ્રમિત કરે છે તે પ્રમાણે આ બનારસીદાસ માટે અન્યું હોય અર્થાત્ તેમના દ્રવ્ય અધ્યાત્મથી મુગ્ધ લોકોની લાગણી તેમના તરફ આકર્ષાણી હોય અને તેઓને શુદ્ધ માર્ગે લાવવા માટે સત્ય વસ્તુનો સ્ફોટ કરવા સારૂં ઉપાધ્યાય શ્રીમાન્ મેઘવિજયજી મહાત્માને આ ગ્રન્થ બનાવવાનો પ્રયત્ન કરવો પડયો હોય તો તે અવાસ્તવિક નથી. ગમે તેમ હો, પણ એટલું તો જરૂર કહેવું પડશે કે આ બનારસીદાસ એક મહાન્ કવિ અને લોકસમૂહનું આકર્ષણ કરવામાં સમર્થ હતા એમ કુંદકુંદાચાર્યવિરચિત 'સમયસાર' નામના ગ્રન્થને ઘણી જ સુંદર ભાષામાં કવિત્વ રૂપે રચેલ 'સમયસાર નાટક' નામના ગ્રન્થ ઉપરથી સમજી શકાય છે. આ 'સમયસાર નાટક' એટલું પ્રસિદ્ધ છે કે તે પર વિવેચન કરવાની આવશ્યકતા રહેતી નથી. એનાં કાવ્યનું માધુર્ય અને પદલાલિત્ય ગંભીર તેમજ અસરકારક હોવા ઉપરાંત વિષયને અતિશય ઉદ્દીપન કરે તેવું છે. તેઓ આ 'સમયસાર નાટક' ગ્રન્થની પ્રશસ્તિમાં જણાવે છે કે—આગ્રા શહેરમાં રૂપચંદ, ચતુર્ભુજ વગેરે પાંચ વિદ્વાનો ધર્મકથા કરવામાં બહુ પ્રવીણ હતા. પરમાર્થની ચર્ચા કરનારા હોવાથી ક્ષુદ્ર વાતોમાં તેઓને કદી પણ રસ પડતો નહિ. કોઈ વખત તેઓ નાટક સાંભળતા, કોઇ વખત સિદ્ધાન્તરહસ્ય વિચારતા અને કોઇ વાર દોહરા બનાવતા આ જ સમયમાં એ જ આગ્રા નગરમાં એક સામાન્ય જ્ઞાનવાળો બનારસી નામે લઘુ ભાઇ હતો, એનામાં કવિત્વશક્તિ જોઇ ઉક્ત પાંચે જ્ઞાનરસિકો તેની પાસે હૃદય ખોલીને વાત કરતા હતા. એક વખત સુંદરદ્ધ સમયસાર ગ્રન્થને ભાષામાં સુંદર કવિતામાં ગોઠવવામાં આવે તો ઘણા પ્રાણીઓ એનો લાભ લઇ શકે એમ તેઓએ બનારસીદાસ પાસે જણાવ્યું. બનારસીદાસે તેમની ઇચ્છા જાણી ઉપરની વાત મનમાં ધારણ કરીને સમયસાર નાટક ગ્રન્થ કવિતા રૂપે બનાવ્યો. તે ગ્રન્થ સંવત્ ૧૬૯૩ના આસો સુદિ ૧૩ રવિવારે સમાપ્ત કર્યો. આ ગ્રન્થ પૂર્ણ કર્યો ત્યારે શહેનશાહ શાહજહાનનો રાજ્યઅમલ ચાલતો હતો. આ સર્વ વર્ણન 'સમયસાર નાટક'ની પ્રશસ્તિમાં સવિસ્તર સુંદર કવિતામાં રજુ કરેલ છે, જે આ બનારસીદાસના જીવનચરિત્ર સંબંધી પ્રકાશ પાડવામાં ઘણું સહાયક થાય છે.

ગ્રન્થકાર મહર્ષિ શ્રીમાન્ મેઘવિજયજી ઉપાધ્યાય

ગ્રન્થકાર, મહર્ષિ શ્રીમાન મેઘવિજયજી ઉપાધ્યાય મહારાજા છે એ બાબત પ્રસંગે પ્રસંગે એકથી વધારે વખત કહેવાઇ ગયેલ છે. તેઓનો સત્તાસમય સોળમી શતાબ્દીના ઉત્તરાર્ધથી લઇને સત્તરમી શતાબ્દીના પ્રારંભકાળ પર્યંતનો હોવાનું આ ગ્રન્થની રચના ઉપરથી જણાય છે. યદ્યપિ ગ્રન્થના અન્ત ભાગમાં અપાયેલ પ્રશસ્તિમાં ગ્રન્થપ્રારંભનો કે પર્યાપ્તિનો સંવત આપવામાં આવ્યો નથી, તો પણ ગ્રન્થની આદિમાં રહેલ નિમ્ન જણાવેલ અવતરણમાં

'तथाप्यधुना द्वेधापि उग्रसेनपुरे वाणारसीदासश्राद्धमतानुसारेण प्रवर्त्तमानैराध्यात्मिका वयमिति यद्व्द्भिर्वाणारसीयापरनाममिर्मतान्तरीयैर्विकल्पनाजालेन विधीयमानं कतिपयभव्यजनव्यामोहनं वीक्ष्य तथा भविष्यत्श्रमणसङ्घसन्तानिनां एतेऽपि पुरातना जिनागमानुगता एव, सम्यक् चैषां मतं, न चेत् कथं 'छव्वाससएहिं नवोत्तरेहिं सिद्धिं गयस्स वीरस्स। तो बोडियाण दिट्ठी रहवीरपुरे समुप्पण्णा ॥१॥' इत्युत्तराध्ययननिर्युक्तौ श्रीआवश्यकनिर्युक्तौ च इत्यादिवत् कुत्रापि श्रीश्रमणसंघधुरीणैरेतन्मतोत्पत्ति-

क्षेत्रकालप्ररूपणाभेदादिच नाभिहितम्। इत्येवंलक्षणां भ्रांन्तिं समुद्भाविनों विज्ञाय ' જણાવવામાં આવેલ ' अधुना, वीक्ष्य ' વગેરે પદોનો પ્રયોગ કરેલો હોવાથી પ્રાયઃ ચોકકસ થાય છે કે તેઓ શ્રી બનારસીદાસના સમકાલીન છે. બનારસીદાસનો સત્તાસમય ' સમયસાર નાટકની પ્રશસ્તિ 'ના પ્રમાણથી સોળમી—સત્તરમી શતાબ્દી ચોકકસ છે. એ ઉપરથી ગ્રન્થકાર મહર્ષિ સંબંધી સોળમી સત્તરમી શતાબ્દીના સત્તાસમયમાં પ્રત્યક્ષ વિરોધક કોઇ હેતુ જણાતો નથી.

ગ્રન્થકાર મહર્ષિનું જન્મસ્થાન, માતાપિતા વગેરે વૃતાન્ત જાણવાનાં સાધનોની પ્રાપ્તિના અભાવે તે સંબંધી અહિં ઉલ્લેખ કરવા અશક્ય છે. ફક્ત પ્રશસ્તિમાં આપેલ પટ્ટપરંપરાથી તેઓશ્રી કોની પટ્ટાવલીમાં થયા? કોણ દીક્ષા ગુરૂ હતા તે સુખેથી જાણી શકાય છે. પ્રશસ્તિ ઉપરથી સાથોસાથ એ પણ જાણી શકાય છે કે પ્રસ્તુત ગ્રન્થપ્રણેતા પૂર્વાવસ્થામાં લુંપકગચ્છના અધિપતિ હતા, સત્યવસ્તુનો સ્ફોટ થતા અનેક સાધુઓના પરિવાર સાથે સમ્રાટ્ અકબરપ્રતિબોધક જગદ્ગુરૂ ૧૦૦૮ શ્રીમાન્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજા પાસે દીક્ષા ગ્રહણ કરી અને તપાગચ્છીય એક સમર્થ વિદ્વાન તરીકેનો સુયશ પ્રાપ્ત કર્યો. તેઓશ્રીની પટ્ટપરંપરા આ પ્રમાણે છેઃ—જગદ્ગુરૂ વિજયહીરસૂરીશ્વરજી, કનકવિજયજી, શીલવિજયજી, કમલવિજયજી, સિદ્ધિવિજયજી, કૃપાવિજયજી, ઉપાધ્યાય શ્રી મેઘવિજયજી. અહિં આપણને પ્રશસ્તિ ઉપરથી એક વસ્તુ એ પણ જણાઈ આવે છે કે તેઓને દીક્ષા આપનાર જગદ્ગુરૂ હીરસૂરીશ્વરજી છે, જ્યારે તેઓશ્રીના ગુરૂમહારાજ શ્રીમાન્ કૃપાવિજયજી છે. ગ્રન્થકાર મહાત્મા એક સમર્થ પંડિત હોવા ઉપરાંત જબ્બર ' વૈયાકરણ ' હતા તેમ તેઓશ્રીએ રચેલા આ યુક્તિપ્રબોધ ગ્રન્થથી તેમજ હૈમકૌમુદી ( અપરનામ—ચાન્દ્રવ્યાકરણ ) ગ્રન્થથી સમજાય છે. પાણિની, કાત્યાયન, પતંજલિ એ ત્રણ મુનિથી મુદ્રાંકિત થયેલ પાણિનીય વ્યાકરણ ઉપરની ' કાશિકા ' ટીકાનો ભટ્ટોજી દીક્ષિતે ઉદ્ધાર કર્યો અને ઘણું સુંદર ' સિદ્ધાન્તકૌમુદી ' વ્યાકરણનું સરલ તેમજ બોધક પદ્ધતિથી આયોજન કર્યું તે પ્રમાણે સંખ્યાબંધ મુનિવરો તેમજ પંડિતોથી મુદ્રાંકિત થયેલ શ્રી સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ ઉપરની વિશાલ અને પાંડિત્યપરિપૂર્ણ ' બૃહદ્વૃત્તિ' ટીકાનો ઘણા જ સંક્ષેપમાં સુબોધક પદ્ધતિથી ઉદ્ધાર કરી ' હૈમકૌમુદી ' વ્યાકરણનું આયોજન કરી એક ' સમર્થ વૈયાકરણ ' તરીકેની દિગંતવ્યાપિની કીર્તિ સંપાદન કરવાનો લ્હાવો તેઓશ્રીએ ઉપાર્જન કર્યો છે. આ ગ્રન્થો સિવાય તેઓશ્રીએ રચેલા વર્ષપ્રબોધ, સપ્તસન્ધાન મહાકાવ્ય પ્રમુખ સંખ્યાબંધ અન્યાન્ય ગ્રન્થોનું અવલોકન કરવાથી તેઓશ્રીનું જ્યોતિષ, તેમજ સાહિત્યના વિષયમાં સુનિષ્ણાતપણું સ્પષ્ટ જણાઇ આવે છે.

ઉપાધ્યાયજી શ્રીમાન્ યશોવિજયજી, ઉપાધ્યાય માનવિજયજી, યોગીશ્વર આનન્દઘનજી, જ્ઞાનવિમલસૂરિ, પંડિત પદ્મવિજયજી વગેરે અનેક પંડિત પુરૂષો આપણા ગ્રન્થકાર મહાશયના સમકાલીન પુરૂષો હતા, તેથી આ સોળમી—સત્તરમી શતાબ્દીનો સમય જ્ઞાનોદ્યોતમય હોવા ઉપરાંત સ્વદર્શનના સંરક્ષણયજ્ઞમાં આત્મભોગની આહુતિ આપનાર પુરૂષો અર્પણ કરનાર હતો એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

**ગ્રન્થના વિષયનું વૈશિષ્ટ્ય**

બનારસીદાસના મતનું ખંડન એ આ ગ્રન્થનો મુખ્ય વિષય છે. તો પણ સ્ત્રીમુક્તિ,

કેવલિમુક્તિ ઇત્યાદિ પ્રાચીન દિગમ્બરોનાં વાદસ્થળોની ચર્ચા ગ્રન્થકાર મહર્ષિએ જતી કરી નથી. બનારસીદાસના દ્રવ્ય અધ્યાત્મના ખંડન સંબંધી ઉપાધ્યાય શ્રીમાન્ યશોવિજયજીનો જમ્બર પ્રયાસ હોઇ ગ્રન્થકારે તે વિષયમાં ખાસ માથું ન મારતાં વિશેષે 'વ્યવહારનું સ્થાપન, જિનપ્રતિમાને મુકુટાદિ આભૂષણોનું આરોપણ તથા દિક્પટ ચોરાશી બોલોનું પ્રતિપક્ષી નવીન બોલો વડે નિરાકરણ' કરવાનો પ્રશસ્ય પ્રયત્ન આ ગ્રન્થમાં પ્રધાનપણે કર્યો હોય તેમ ગ્રન્થના અભ્યાસકોને સ્પષ્ટ ભાસ થાય છે. આ ગ્રન્થની ખાસ વિશિષ્ટતા તો એ છે કે ગ્રન્થકાર મહારાજાએ જે જે વિષયની ચર્ચા કરી છે તે પ્રત્યેક વિષયની ચર્ચામાં સ્વદર્શનીય શાસ્ત્રોના પાઠોની અપેક્ષાએ, ગોમટ્ટસાર, દર્શનસાર, મૂલાચાર, શ્રાવકાચાર, તત્ત્વાર્થરાજવાર્તિક વગેરે દિગમ્બરોના જ સખ્યાબંધ ગ્રન્થોની સાક્ષિઓ આપવાનો યત્ન કર્યો છે. એ એક અતિ મહત્ત્વનુ કાર્ય હોવા ઉપરાંત પ્રતિપક્ષિ દર્શનના વિપુલ જ્ઞાનનો સજ્જડ પુરાવો છે.

### ગ્રન્થરચનાનું પ્રયોજન તેમજ ગ્રન્થની ઉપયોગિતા

ગ્રન્થકાર મહાત્માએ આ ગ્રન્થની રચના શ્રીમાન્ કલ્યાણવિજયજી નામના સાધુના આધારે તેમની જ પ્રેરણાથી કરી છે એમ ગ્રન્થના અંત ભાગમાં અપાયેલ પ્રશસ્તિના પંચમ શ્લોકથી સમજી શકાય છે. કેટલાક શાંતસ્વભાવી વિદ્વાનોને આ સ્થળે એવો પણ વિચાર આવશે કે આત્માને અમુક અંશે કલુષિત કરવાવાળા આવા ખંડન-મંડનાત્મક ગ્રન્થો રચવાની શી જરૂર છે? તો તેવા વિચારના સમર્થનમાં સમજવું જોઇએ કે જે અવસરે શુદ્ધ સનાતન એવા સ્વદર્શન ઉપર પ્રત્યાઘાતો થતા હોય અલ્પજ્ઞાની મિથ્યાદૃષ્ટિઓ પોતાના બાહ્યાડમ્બરથી મુગ્ધ જનતાને અવળે રસ્તે દોરતા હોય તેવા અવસરે શક્તિસંપન્ન આત્માઓ જો શાંતવૃત્તિનુ અવલંબન લ્યે તો તે સાચી શાન્તવૃત્તિ નથી, કિન્તુ આત્માના ભાવિ ગુણો ઉપર કુઠારાઘાત કરનારી છે. આવી મૌનવૃત્તિનો એ અલ્પજ્ઞાનીઓ કેવો લાભ લ્યે છ, તે અનુભવીઓથી અજાણ્યુ નથી. અહિં પણ બનારસીદાસના દ્રવ્ય અધ્યાત્મથી લોકસમૂહનું તે તરફ વિશેષે આકર્ષણ થયું હોય, તે અવસરે મુનિવર કલ્યાણવિજયજીની જનતાને શુદ્ધ માર્ગ જણાવવા માટે પ્રેરણા થઇ હોય, અને તેથી જ લોકકલ્યાણની બુદ્ધિથી ગ્રન્થકાર મહર્ષિ વડે આ ગ્રન્થ રચાયો હાય તેમાં ભલે કદાચ યત્કિંચિત આત્માને ઉત્તેજિત-તીવ્ર થવાનો પ્રસંગ આવે, પરંતુ પ્રશસ્ત-અપ્રશસ્ત કષાયના સ્વરૂપને ધ્યાનમાં રાખવા પૂર્વક પરિણામ તરફ દૃષ્ટિ સ્થાપન કરવામાં આવે તો એક વખત આવા ગ્રન્થો માટે ના પાડનારા વિદ્વાનો પણ આવા ગ્રન્થોની આવશ્યકતા ખાસ સ્વીકારે. દિગમ્બરોના ખંડન સંબંધી પ્રાચીનાચાર્ય વિરચિત અનેક વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો વિદ્યમાન છતાં ગ્રન્થકાર મહાત્માએ જે આ ગ્રન્થ રચનાનો પ્રયાસ કર્યો છે, તેમા પ્રાચીન દિગમ્બરોની અપેક્ષાએ, આ નવીન દિગમ્બરોની ઉત્પત્તિનો સમય, ઉત્પાદકપુરૂષ, ઉત્પત્તિસ્થલ, મન્તવ્યોની ભિન્નતા તેમ જ શુષ્ક અધ્યાત્મવાદ તરફ લોકોનુ આકર્ષણ વગેરે જણાવવા પૂર્વક તેનો નિરાસ કરવા માટે કરેલો હોઇ સંપૂર્ણ સફળ છે

આ 'યુક્તિપ્રબોધ'ની કેટલી ઉપયોગિતા છે તે તો ગ્રન્થનું સાદ્યન્ત નિરીક્ષણ કરવાથી, વિષયાનુક્રમને લક્ષમા લેવાથી તેમ જ સાક્ષરત્ન સો. ઉપરાન્ત સાક્ષિગ્રન્થોની હારમાળા

જોવાથી જ જણાઇ આવે તેમ છે, તેથી તે સંબંધી વિશેષ પિષ્ટપેષણ કરવું ઉચિત ધાર્યું નથી.

**ગ્રન્થનું પ્રકાશન**

આ 'યુક્તિપ્રબોધ નાટક' કિંવા 'વાણારસીયમત ખંડન' નામનો સંસ્કૃત ગ્રન્થ પૂજ્યપ્રવર પ્રત્યૂષાભિસ્મરણીય પરમોપકારી પ્રવચનોપનિષદ્વેદી આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રીમાન્ સાગરાનન્દસૂરીશ્વરજી મહારાજની જ્ઞાનદૃષ્ટિથી સંશોધન પામવા સાથે સંવત ૧૯૮૪માં રતલામ શેઠ ઋષભદાસ કેશરીમલજીની પેઢી તરફથી મુદ્રિત થવા પૂર્વક પ્રકાશન પામ્યો છે. અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વર મહારાજ નિરૂપિત શુદ્ધધર્મ-દર્શન પ્રાપ્ત થયા બાદ એ જ દર્શનમાંથી નીકળેલા સ્વમતિકલ્પિત મત-મતાંતરોથી શ્રદ્ધાળુ આત્માઓ મુગ્ધ ન બને અને પરિણામે સમ્યગ્દર્શનાદિ ગુણોથી વિમુખ ન થઇ જાય તે માટે આવા ખંડન-મંડનાત્મક ગ્રન્થો પણ પરમ ઉપકારક છે. એ પરમ ઉપકારક ગ્રન્થોનું સાદ્યંત વાચન કરી ભવ્યાત્માઓ સમ્યગ્ જ્ઞાનમાં-સમ્યગ્ ધર્મમાં સુદૃઢ બને અને પરંપરાએ શિવરમણીના ભોકતા થાય એ જ મહેચ્છા સાથે આ ઉપક્રમની અહિં પૂર્ણાહુતિ કરવામાં આવે છે.

---

## જૈન અહિંસાનો પ્રભાવ

જૈનોના **अहिंसा परमो धर्म :** ના ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણ ધર્મ ઉપર ચિરસ્મરણીય છાપ મારી છે. યજ્ઞયાગાદિમાં પશુવધ થઇ યજ્ઞાર્થે હિંસા થતી હતી તે આજકાલ બંધ થઇ છે, તે જૈનધર્મે એક મોટી છાપ બ્રાહ્મણધર્મ ઉપર મારી છે. પૂર્વ કાળમાં યજ્ઞના બહાને અસંખ્ય પશુઓની હિંસા થતી હતી કે જેનું પ્રમાણ મેઘદૂત કાવ્ય અને બીજા અનેક ગ્રંથોથી મળી આવે છે. રતિદેવ રાજાએ જે યજ્ઞો કર્યા હતા તેમાં તેણે એટલાં પશુઓનો વધ કર્યો હતો કે તેમના લોહી વડે નદીઓનું પાણી લાલ રંગનું બની ગયું હતું. તે કાળથી નદીનું નામ ચર્મણ્વતી પ્રસિદ્ધ છે. પશુવધથી સ્વર્ગ મળવાનો પૂર્વ કાળે જે ખ્યાલ હતો તેની આ કથા એક સાક્ષી છે. આ ઘોર હિંસાથી બ્રાહ્મણો આજે મુકત છે તેનો યશ જૈનધર્મને છે.

સ્વ લોકમાન્ય તિલક
( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ )

# પ્રાચીન જૈન સ્થાપત્યો

: લેખક



શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ.

" સજાવ્યાં જૈને રસચણગાર
લતામંડપસમ ધર્માગાર "

કવિ ન્હાનાલાલ

ભારતવર્ષમાં ઘણા પ્રાચીન સમયથી મૂર્તિપૂજાની ભાવના ચાલી આવે છે, અને તેના ખરેખરા કારણો હજુસુધી સંપૂર્ણપણે જાણવામાં આવ્યા નથી.

કેટલાકોનું એવું માનવું છે કે મહર્ષિ ગૌતમબુદ્ધના મૃત્યુબાદ તેઓની ભક્તિ નિમિત્તે બૌદ્ધધર્મના અનુયાયિઓએ મૂર્તિપૂજાની તથા મૂર્તિઓ બનાવવાની પ્રથમ શરૂઆત કરી. ગમેતેમ, આપણી પાસે જૈનધર્મના માનનીય પવિત્ર આગમ ગ્રંથો તથા શિલાલેખો વગેરેના સંખ્યાબંધ પુરાવાઓ છે કે જે રજુ કરીને સાબિત કરી શકીએ તેમ છીએ કે જ્યારે બૌદ્ધધર્મનું અસ્તિત્વ પણ ન હતું ત્યારે પણ જિનમંદિરોમાં જિનમૂર્તિઓ સેંકડોની સંખ્યામાં પૂજાતી હતી.

આ લેખમાં એવા બધા પુરાવાઓ આપવાનું સ્થાન અને સમય ન હોવાથી મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલા કેટલાક પ્રાચીન પુરાવાઓ આપીને હું સંતોષ માનીશ.

### જૈન મૂર્તિઓની ખાસ વિશિષ્ટતા

પ્રાચીન ભારતીય કલાકારોએ મૂર્તિઓ બનાવવામાં તેના અંતરિક ભાવ અને પરિચિંતનનું પ્રદર્શન કરવાની ચેષ્ટા કરી છે. આ ચેષ્ટામાં તેઓએ મૂર્તિની મુખ્યાકૃતિ જ વિશેષ સુંદર બનાવવાની અને તેમાં યોગ અને શાન્તિનો ભાવ બતાવવાની વિશેષ કાળજી રાખી છે. ભારતીય કલાનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ જિનની મૂર્તિઓમાં જણી આવે છે તે મૂર્તિઓ નિઃસંદેહ ઉત્તમ છે. ને તે જોતા જ તેમની શાંતમુદ્રા અને ધ્યાનમુદ્રા એકદમ પ્રત્યક્ષ થાય છે. તે મૂર્તિઓને જોઈને મહાકવિ ધનપાલે કહેલા નીચેના ઉદ્‌ગારો સહેજે નીકળી પડે છે કે —

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमंकः कामिनीसंगशून्यः।
करयुगलमपि यत्ते शस्त्रसम्बन्धवन्ध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव॥१॥

અર્થાત્—જેના નયનયુગલ પ્રશમરસમાં નિમગ્ન છે, જેનું વદનકમલ પ્રસન્ન છે, જેનો ખોળો કામિનીના સંગથી રહિત–નિષ્કલંક છે, અને જેના કરકમલ શસ્ત્રના સંબંધથી મુક્ત છે, તેવો તું છે તે કારણે વીતરાગ હોઈ જગતમાં ખરો દેવ છે."

નન્દવંશના રાજ્યકાળથી લગભગ ચાલુ સમય સુધીના જૈન શિલ્પકળાના નમૂનાઓ વિદ્યમાન છે. પ્રાચીન સમયમાં મૂર્તિવિધાન અને ચિત્રાલેખન, સ્થાપત્યને અંગે એના

ભૂષણરૂપે વિકાસ પામ્યા હતા લલિતકળામા આપણુ સ્થાપત્ય ને પ્રતિમાનિર્માણ આમ કલાની તવારીખમા વિશેષ મહત્ત્વના છે એમાયે ખાસ કરીને મૂર્તિવિધાન તો આપણી સંસ્કૃતિનુ આપણી ધર્મભાવનાનુ અને વિચારપરંપરાનુ મૂર્ત સ્વરૂપ છે આરંભથી લઈ મધ્યકાલીન યુગના અંત સુધી આપણા શિલ્પકારોએ એમની ધાર્મિક ને પૌરાણિક કલ્પનાનુ અને હૃદયની પ્રાકૃત ભાવનાઓનું દિગ્દર્શન કરાવ્યુ છે જૈનધર્મ નિવૃત્તિપ્રધાન છે અને તેનુ પ્રતિબિંબ તેના મૂર્તિવિધાનમા આદિકાળથી તે છેવટ સુધી એક જ રીતે પડેલુ મળી આવે છે ઇ સ ના આરંભની કુશાણ રાજ્યકાળની જે જૈન પ્રતિમાઓનુ વર્ણન આ લેખમા કરવામા આવનાર છે, તેમા અને એકાદ વર્ષ પછી બનેલ જૈનમૂર્તિઓમા બાહ્ય દૃષ્ટિએ બહુ જ થોડો ભેદ જણાશે જૈન અર્હત્‌ની કલ્પનામા શ્રી મહાવીરસ્વામીના વખતથી શરૂ કરીને આજ સુધીમા કઈ ખાસ ફેરફાર થયો જ નથી એથી જેમ બૌદ્ધકલાની તવારીખમા મહાયાનવાદના પ્રાદુર્ભાવથી જેમ ધર્મનુ અને એને લઈને તમામ સભ્યતાનુ રૂપ જ બદલાઈ ગયુ, તેમ જૈન ધર્મના ઇતિહાસમા બનવા ન પામ્યુ અને તેથી જૈન મૂર્તિવિધાનમા વિવિધતા—અનેકરૂપતા ન આવી મંદિરોનો અને મૂર્તિઓનો વિસ્તાર તો દિવસે દિવસે ઘણો જ વધ્યે, પણ વિસ્તારની સાથે વૈવિધ્યમા વધારો ન થયો જૈન પ્રતિમાના લાક્ષણિક અંગો લગભગ પચીસસો વર્ષ સુધી એક જ રૂપમા કાયમ રહ્યા ને જૈન કેવલીની ઊભી કે આસીન મૂર્તિમા લાંબા કાળના અંતરે પણ વિશેષ રૂપભેદ થવા ન પામ્યો જૈન મૂર્તિઓ ઘડનારા સદા ઘણા ભાગે હિંદવાસીઓ જ હતા, પરંતુ જેમ ઇસ્લામી શહેનશાહતના વખતમા આપણા કારીગરોએ ઇસ્લામને અનુકૂળ ઇમારતો બનાવી, તેમજ પ્રાચીન શિલ્પીઓએ પણ જૈન અને બૌદ્ધ પ્રતિમાઓમા તે તે ધર્મની ભાવનાઓને અનુસરી પ્રાણ પૂર્યો જૈન તીર્થંકરની મૂર્તિ વિરક્ત શાંત અને પ્રસન્ન હોવી જોઈએ એમા મનુષ્યહૃદયના નિરંતર વિગ્રહને માટે—એની અસ્થાયિ લાગણીઓ માટે સ્થાન હોય જ નહિ જૈન કેવલીને આપણે નિર્ગુણ કહીએ તો પણ ખોટુ નહિ એ નિર્ગુણતાને મૂર્ત શરીર આપતા સૌમ્ય ને શાંતની મૂર્તિ જ ઉદ્‌ભવે, પણ એમા સ્થૂલ આકર્ષણ કે ભાવનાની પ્રધાનતા ન હોય આથી જૈન પ્રતિમાઓ એની મુખમુદ્રા ઉપરથી તુરત જ ઓળખી શકાય છે ઊભી મૂર્તિઓના મુખ ઉપર પ્રસન્ન ભાવ અને હાથ શિથિલ—લગભગ ચેતન રહિત સીધા લટકતા હોય છે નગ્ન અને વસ્ત્રાચ્છાદિત પ્રતિમાઓમા વિશેષ ફેરફાર હોતો નથી પ્રાચીન શ્વેતાંબર મૂર્તિઓમા માત્ર એક કટિવસ્ત્ર નજરે પડે છે આસીન પ્રતિમાઓ સાધારણ રીતે ધ્યાનમુદ્રામા ને પદ્માસનમા મળી આવે છે અને તેઓના બંને હાથ ખોળામા ઢીલી રીતે ઉપરાઉપરી ગોઠવાએલા હોય છે હસ્તમુદ્રા સિવાય બીજી બધી બાબતો લગભગ બૌદ્ધમૂર્તિઓને મળતી આવે છે ૨૪ તીર્થંકરોના પ્રતિમાવિધાનમા વ્યક્તિભેદ ન હોવાથી લાંછનાંતરને લઈને જ આપણે મૂર્તિઓને જુદા જુદા તીર્થંકરના નામે ઓળખી શકીએ મોટે ભાગે આઠમા નવમા સૈકા પછીની મૂર્તિઓના આસન ઉપર સાધારણ રીતે તીર્થંકરનુ લાક્ષણિક ચિહ્ન (લંછન) કોતરેલુ હોય છે

જૈનાશ્રિત કલાનો પ્રધાન ગુણ એના અંતર્ગત ઉલ્લાસમા કે ભાવનાલેખનમા નથી એની મહત્તા, એની કારીગરીની ઝીણવટમા ઉદાર શુદ્ધિમા એક પ્રકારની બાહ્ય સાદા

ધમાં રહેલી છે. જિનાશ્રિત કલા વેગપ્રધાન નહિ, પણ શાંતિમય છે. સૌમ્યતાનો પરિમલ, જિનમંદિરોના પ્રસિદ્ધ સુગંધિત દ્રવ્યોની પેઠે, સર્વત્ર મ્હેકે છે. એમની સમૃદ્ધિમાં પણ ત્યાગની શાંતિ ઝળકે છે.

**જિનમંદિરો કરાવવાનો આશય**

જિનમંદિરોનાં નિર્માણ, સંપ્રદાયમાં આવેલાં મનુષ્યોને કોઇ અંધપરંપરાની જાળમાં ગુંચવવાને નથી; પરંતુ જગતના મહાન તપસ્વી અને સાધક જિનેશ્વરદેવોએ જીવનના પરમ આદર્શો કેળવી જે આત્મસંપત્તિ પ્રાપ્ત કરી તે ઉદારતા પૂર્વક જગતના બીજા વારસોને વહેંચવાને તેના કેંદ્રરૂપે જિનમંદિરો બન્યાં છે. એ જિનમંદિરો એ મહાસિદ્ધોના આદર્શનું પ્રચારકાર્ય કરવામાં નિષ્ફળ નીવડે તો તે માટે જિનમંદિરો નહિ પણ તેના વારસનરો વહીવટદારોની સંકુચિત મનોદશા–જવાબદાર છે, એ સુસ્પષ્ટ છે.

જીવનક્રમની અનેક દશાઓ વટાવી આત્મા પરમ કોટીએ પહોંચે ત્યાંસુધી તેને હંમેશાં ચોક્કસ દિશા સૂચવનાર, દોરનાર કે પ્રેરનાર સ્વરૂપો જાળવવાને જિનમંદિરો સર્જાયાં છે. જિનમંદિરની રચના જનસમુદાયનાં વિવિધ માનસને લક્ષ્યમાં રાખી, દરેક જણ યોગ્યતા પ્રમાણે સંસ્કાર અને સદ્બોધ ઝીલી શકે એવી રીતે, તેના શિલ્પીઓ કરતાં–કરે છે. આથી જિનમંદિરમાં દૂરથી પણ દર્શન થઇ શકે માટે શિખર, ધ્વજા વગેરેને સ્થાન મળ્યુ છે. નગરજનો દિન–રાતના વ્યવહારમાં પણ જીવનનો પરમ આદર્શ વીસરી ન જાય અને થોડો સમય પણ દેવકાર્યમાં ગાળે એ સ્મૃતિ જિનમંદિર કરાવી શકે.

જિનમંદિરની અંદર એક જ માર્ગે ઉપાસના કે સાધના કરી રહેલા અનેક જીવનનો મેળો–મેળાપ થાય, ત્યાં દરેક વ્યકિત એકબીજાથી ભાવનાનું બળ અને શ્રદ્ધા મેળવે, ત્યાં દરેક વ્યકિત પોતાનું કે સમાજનું વ્યકિતત્વ બાજુએ મૂકી કોઇ મહદ્‌ભાવમાં લીન થવા પ્રયત્ન કરે એ હેતુ જિનમંદિરના નિર્માણનો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે.

ગરીબ અને તવંગર જિનમંદિરમાં દર્શન–પૂજન કરવામાં એક સરખી છુટ ભોગવતા–ભોગવે છે. જિનમંદિરના ઉત્સવો એ સંગીત, સંસ્કાર અને કળાની પરબો નહિ તો બીજું શું છે? અનેક લોકોના આત્મિક આનંદ અને વિશ્રામનું ધામ, સંસ્કાર અને શિક્ષણનું કેંદ્ર જિનમંદિરો બન્યાં ત્યારે જ જનતાએ પોતાની સંપત્તિના દાન અને સ્વાર્પણનો પ્રવાહ ત્યાં રેલાવ્યો હતો. મધ્યકાલીન યુગમાં શત્રુંજય, ગિરનાર કે દેલવાડાનાં વિદ્યમાન રહેલાં જિનમંદિરો, જિનમંદિરોની આ શકિતનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી શકે છે. મોટા મોટા આચાર્યોનાં ઉપદેશવચનો કે લાંબી લાંબી કથાઓ અનેક ગ્રામ્યજનોનાં હૃદયમાં ઉતરતાં વાર થાય; પરંતુ જિનેશ્વરદેવની ધ્યાનમગ્ન મૂર્તિ અથવા મંદિરની પ્રદક્ષિણાની દિવાલો પર કોરેલી કે ચીતરેલી કથાઓ માત્ર થોડી જ ક્ષણોમા જીવનના અનેક રસોમાં પસાર કરાવી મૂળ ભાવનાને પ્રત્યક્ષ કરાવી દે છે.

ચિત્ર અને શિલ્પને બહુ ઉદાર આશ્રય આપવામાં જિનમંદિરોએ આખી જનતાની સેવા કરી છે. પ્રાચીન ભારતમાં આજના કરતાં કળા અને શિલ્પનો પ્રસાદ વધુ ઉતર્યો અને પ્રજાએ વધુ રસ માણ્યો હોય તો તેનો યશ જિનમંદિરોને જ મળે.

જૈન સ્થાપત્યો ભારતવર્ષના ખુણે ખુણે પથરાએલા છે, પરંતુ પ્રસ્તુત લેખમાં જે સ્થાપત્યોનું વર્ણન કરવાનું યોગ્ય ધાર્યું છે, તે સ્થાપત્યો મુસલમાની સલ્તનતના સમયમાં ભૂગર્ભમાં સમાવી દેવામાં આવ્યાં હતાં. આ સ્થાપત્યો અને ઓરીસામાં આવેલા ઉદયગિરિ અને ખંડગિરિ ઉપરનાં કેટલાક સ્થાપત્યો સિવાયનાં બીજાં કેટલાં સ્થાપત્યો હજુ ભૂગર્ભમાં સમાએલાં પડ્યાં હશે, તે તો જ્ઞાની મહારાજ જ જાણી શકે. 'મથુરાના સ્તૂપનું વર્ણન શ્રી જિનપ્રભસૂરિએ વિક્રમની ચૌદમી સદીમાં રચેલા 'વિવિધ તીર્થકલ્પ' નામના ગ્રંથમાં 'મથુરા કલ્પ'માં કરેલુ છે, જેનું ગુજરાતી ભાષાંતર "જૈન સત્ય પ્રકાશ"ના પ્રથમ વર્ષના અંક ૩ પૃષ્ઠ ૬૯થી ૭૩, અંક ૪ પૃષ્ઠ ૧૧૨થી ૧૧૪, અંક ૫ પૃષ્ઠ ૧૪૫થી ૧૪૯ અને અંક ૬ પૃષ્ઠ ૧૭૮થી ૧૮૨માં મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજીએ છપાવેલું છે. આ 'મથુરા કલ્પ' સિવાય પણ બીજાં ઘણાં સ્થળોનું વર્ણન શ્રી જિનપ્રભસૂરિજીએ ઉપર્યુક્ત ગ્રંથમાં કરેલું છે, જેમાંના ઘણાએ તીર્થસ્થળોનું નામનિશાન પણ આજે જણાતું નથી, તેનું મુખ્ય કારણ જૈનોની ઘટતી જતી વસતી તથા તે તરફની ઉદાસીન ભાવના છે.

આ 'મથુરાનો કંકાલી ટીલો' વર્તમાન મથુરા શહેરથી લગભગ અડધો માઇલ દૂર નૈર્ઋત્ય ખુણા તરફ આવેલો છે.

આ ટીલાનું નામ ત્યાં આવેલા એક આધુનિક મંદિરની અંદરની જુની કોતરણીવાળા થાંભલા મધ્યેની હિંદુ દેવી કે જેનું નામ 'કંકાલી' છે તેના ઉપરથી 'કંકાલી ટીલો' એવું આપવામાં આવ્યું છે. આ મંદિર, એક કુવો અને ઇ. સ. ૧૮૯૦-૯૧માં ડૉ. ફ્યુહરર (Fuhrer) ની દેખરેખ નીચે ખોદાયેલા જૈનસ્તૂપની વચ્ચે આવેલું છે. આ ટીલો ૫૦૦ ફૂટ લાંબો અને ૩૫૦ ફૂટ લગભગ પહોળો છે. આ ટીલાનું ખોદકામ પણ જુદા જુદા સમયે અને જુદા જુદા પુરાતત્ત્વવેત્તાઓની દેખરેખ નીચે બ્રિટિશ સરકાર તરફથી કરવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૭૧ના માર્ચ અને નવેમ્બર માસમાં જનરલ કનિંગહામની દેખરેખ નીચે ટીલાની પશ્ચિમ તરફના ખુણાનું, મી. ગ્રાઉઝ (Growse)ની દેખરેખ નીચે ઇ. સં. ૧૮૭૫માં ઉત્તર તરફના ખુણાનું, અને ડૉ. બર્જેસ (Burgess) તથા ડૉ. ફ્યુહરરની દેખરેખ નીચે પૂર્વ તરફના ખુણાનું ઇ. સ. ૧૮૮૭થી ૧૮૯૬ દરમ્યાન જુદા જુદા વખતે તથા મી. ગ્રાઉઝની પહેલાં મથુરાના મેજીસ્ટ્રેટ તરીકે આવેલા મી. હાર્ડિંજની દેખરેખ નીચે પણ કેટલુંક ખોદકામ કરવામાં આવ્યું હતું અને આ રીતે જુદા જુદા નિષ્ણાતોની દેખરેખ નીચે ખોદકામ થએલું હોવાથી અને કેટલીક ખોદનારાઓની ભૂલોથી વર્તમાન સ્થાપત્યોનો મોટો ભાગ ખંડિત થઇ ગએલો છે.

આ 'કંકાલી ટીલા'માંથી ખોદી કાઢેલાં સ્થાપત્યો પૈકીના મોટા ભાગનાં ચિત્રો ઇ. સ. ૧૯૦૧માં પ્રસિદ્ધ થએલા 'The Jain Stupa and Other Antiquities of Mathura' નામના પુસ્તકમાં સ્વર્ગસ્થ વિન્સેન્ટ સ્મિથની ટુંકી નોંધ સાથે અંગ્રેજી ભાષામાં છપાએલાં છે. તે ઉપરાંત મથુરાનાં શિલાલેખો ઉપર સ્વર્ગસ્થ ડૉ. બુહલરે 'એપિગ્રાફિયા ઇંડીકા'ના પહેલા વોલ્યુમમાં "New Jaina Inscriptions from Mathura" નામના નિબંધમાં પૃષ્ઠ ૩૭૧થી ૩૯૭ ઉપર પાંત્રીસ શિલાલેખોની, તથા 'એપિગ્રાફિયા ઇન્ડીકા'ના બીજા વોલ્યુમમાં "Further Jaina Inscriptions

from Mathura" નામના નિબંધમાં પૃષ્ઠ ૧૯૫થી ૨૧૧ ઉપર બીજા, એકતાલીશ શિલાલેખોની અને તે જ પુસ્તકનાં પૃષ્ઠ ૩૧૧થી ૩૨૩ ઉપર ચાર ચિત્રપ્લેટો સહ "Specimens of Jaina Sculptures from Mathura" એ નામના નિબંધમાં ખાસ ઉપયોગી સ્થાપત્યો ઉપર વિસ્તૃત નોંધ લખેલી છે. અને ડૉ. બુહલરની આ નોંધોનો ઉપયોગ શ્રીયુત્ વિન્સેન્ટ સ્મીથે પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં છુટથી કરેલો છે.

દિલગીરી માત્ર એટલી જ છે કે લગભગ ચાલીશ વર્ષથી આ પ્રાચીન જૈન સ્થાપત્યો ઉપર જુદા જુદા યુરોપિયન વિદ્વાનોએ નિબંધો લખીને અંગ્રેજીભાષા વાંચનાર જનતાનું ધ્યાન આકર્ષ્યું છે, પરંતુ કોઇ પણ જૈન સંસ્થા અથવા તો વિદ્વાન તરફથી આ સ્થાપત્યો વિષે ઇ. સ. ૧૯૩૨ પહેલાં પ્રાંતીય ભાષામાં લખીને જૈન જનતાનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો હોવાનું મારી જાણમાં નથી.

સૌથી પ્રથમ, ગુજરાતી ભાષા વાંચનાર જનતાનું ધ્યાન મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી એ "મુંબાઇ સમાચાર"ના દીપોત્સવી અંકમાં "મથુરાનો કંકાલી ટીલો", એ નામનો એક લેખ લખીને, તથા મુનિમહારાજ શ્રી. ન્યાયવિજયજીએ "જૈન જ્યોતિ" માસિકમાં "ઉત્તરાપથની વિજયગાથા" તથા "લખનૌ મ્યુઝીયમની જૈન મૂર્તિઓ" એ નામના બે લેખો લખીને અને "લખનૌ મ્યુઝીયમની જૈન મૂર્તિઓ" એ નામથી જ "જૈન સત્ય પ્રકાશ" માસિકના વર્ષ ૧લાના અંક ૧૧ પૃષ્ઠ ૩૮૯થી ૩૯૧ તથા અંક ૧૨ ના પૃષ્ઠ ૪૧૪થી૪૧૭ ઉપર લેખો લખીને જૈન જનતાનું ધ્યાન આ પ્રાચીન સ્થાપત્યો તરફ ખેંચવાની તક લીધી છે. તેઓશ્રીનો "જૈન જ્યોતિ" માસિકમાંનો લેખ વાંચ્યા પછી જ મારૂં ધ્યાન તે તરફ ખેંચાયુ હતું અને તેથી જ ચાલુ વર્ષના ઉનાળામાં હું મારાં કુટુંબ સાથે યાત્રાએ ગયો હતો ત્યારે તા. ૧૩-૪-૩૮ના રોજ મથુરા મ્યુઝીયમની અંદર આવેલાં "પ્રાચીન સ્થાપત્યો" તથા તા ૧૪-૪-૩૮થી તા. ૨૦-૪-૩૮ સુધી લખનૌ મ્યુઝીયમમાંનાં "પ્રાચીન સ્થાપત્યો"નાં દર્શન કરવાની તથા તપાસ કરવાની મને સુવર્ણ પળો સાંપડી હતી, જેનો ટુંક અહેવાલ આ લેખમાં રજુ કરવામાં આવેલો છે.

મથુરા એ વૈષ્ણવોનું મોટું ધામ છે. એક વખતે જૈનોનું પણ તે પરમ પુનીત યાત્રા ધામ હતું. મથુરામાં ઘીયામંડીમાં એક શ્વેતાંબર જૈન મંદિર છે, જેની પ્રતિષ્ઠા મુનિમહારાજ શ્રી. દર્શનવિજયજીએ કરેલી છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથની સફેદ આરસની આ નયનમનોહર મૂર્તિનું મુખારવિંદ બહુ જ સુંદર છે, આ પ્રતિમાજી મોગલ સમયમાં બનેલી છે અને તેની પ્રતિષ્ઠા પણ હીરવિજયસૂરિના સમયમાં થયેલી હતી. ત્યારપછી ઔરંગઝેબના સમયમાં જૈન મંદિરો ધ્વસ્ત થયા હોય એમ લાગે છે. મથુરા શહેરથી લગભગ અડધો માઇલ દૂર આવેલા એક બગીચામાં કર્ઝન મ્યુઝીયમ આવેલું છે, તે જોવા માટે તા. ૧૩મી એપ્રિલના રોજ હું ગયો હતો. તે દિવસે બુધવાર હોવાથી મ્યુઝીયમ બંધ હતું, તેથી ત્યાંના ક્યુરેટર શ્રીયુત વાસુદેવ શરણ અગ્રવાલને હું મળ્યો. તેઓએ ઘણી ખુશીથી મ્યુઝીયમ્ ખોલાવી મને ત્યાંની જૈન મૂર્તિઓ જોવાની સોનેરી તક આપી તે માટે તેમનો હું આભાર માનું છું.

મથુરા મ્યુઝીયમની જૈન મૂર્તિઓ નીચે પ્રમાણે છેઃ-

મ્યુઝીયમમાં દાખલ થતાં જરાક દૂર ડાબા હાથ તરફથી આ નંબરોનું વર્ણન મેં કરેલ છે.

1401 કુશાનકાલીન સૂચીનો એક પત્થર છે જેના ઉપર કેસરીસિંહની આકૃતિ છે.

1940, 566, 1260, B 78, B 48, B 51, 2348, B 46, B 53 તીર્થંકર ભગવાનની મૂર્તિઓનાં જુદાં જુદા માથાઓ જ માત્ર છે.

B. 1—ગુપ્તકાલીન ભગવાનની મૂર્તિ છે, જેને મ્યુઝીયમવાળાઓએ ભગવાન મહાવીરની મૂર્તિ તરીકે ઓળખાવી છે. આ પ્રતિમા ઉચિતપદ્માસનની બેઠકે બેઠેલી છે.

B 4—પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવની પ્રતિમાજી છે. તેઓની નીચના પબાસનમાં આઠ વ્યક્તિઓ ઉભેલી છે, તે કેણુ છે તેની કાંઈ સમજણ પડતી નથી.

B. 33—મ્યુઝીયમવાળાઓએ મૂર્તિની નીચે. '**दो गणधरों के साथ जैन तीर्थंकर की मूर्ति, गुप्तकाल**' આ પ્રમાણે લખેલું છે. જ્યારે વાસ્તવિક રીતે વચમાંની ઉભી મૂર્તિ તે પ્રથમ તીર્થંકર શ્રી. ઋષભદેવના મૂતિ છે, અને બંને બાજુએ વિકસિત કમળ ઉપર હાથમાં ચમ્મર પકડીને ઉભા રહેલા બે ગણધરો નહિ પણ પ્રભુ શ્રી. ઋષભદેવના ગૃહસ્થ અવસ્થાના બે પ્રપૌત્રો નામે નમિ અને વિનમિ છે. આ મૂર્તિના મસ્તકનો નાશ થએલો છે.

B. 6—ખભાના બંને ભાગ ઉપર વાળ કોતરેલી એવી શ્રી ઋષભદેવની આ મૂર્તિ અમદાવાદના ઝવેરીવાડમાં આવેલા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિથી પણ વધારે મોટી અને પદ્માસનની બેઠકે છે. વળી તેઓશ્રીના પગના બંને તળીઆમાં એકેક ચક્રની આકૃતિ છે; પલાંઠી નીચેના પબાસનની આકૃતિઓ બહુ જ ઘસાઇ ગયેલી હોવાથી ઓળખાતી નથી. આ મૂર્તિ પણ મસ્તક વગરની છે.

B. 7—આ મૂર્તિ પણ પદ્માસનની બેઠકે બેઠેની તથા બંને ખભા ઉપર લટકતા વાળ કોતરેલી છે, પલાંઠીની નીચે પબાસનના મધ્ય ભાગમાં ધર્મચક્ર ઉભું કોતરેલું છે, ધર્મચક્રની બંને બાજુએ એકેક પદ્માસનસ્થ મૂર્તિ છે અને તે પદ્માસનસ્થ મૂર્તિની બાજુમાં બંને બાજુના છેડે સિંહની એકેક આકૃતિ પથ્થરમાં બહુ જ સુંદર રીતે કોરી કાઢેલી છે આ મૂર્તિનો કછોટો સ્પષ્ટ દેખાઈ આવે છે. આ મૂર્તિનો પણ મસ્તકનો ભાગ નાશ પામેલો છે.

252—કમલના આસન ઉપર બિરાજમાન કેવલી ભગવાનની પદ્માસનસ્થ આ મૂર્તિ B 6 નંબરવાળી મૂર્તિ કરતાં થોડીક નાની છે

-1504—પદ્માસનસ્થ જિનેશ્વર દેવની આ મૂર્તિના મુખનો અડધો ભાગ નાશ પામેલો છે, અને આ મૂર્તિ પણ કમલના આસન ઉપર બિરાજમાન કેવલી ભગવંતની છે. મૂર્તિની બંને બાજુ ચામરધરનાર એકેક વ્યક્તિ ઉભી ઉભી ચામર વીંઝે છે, જમણી બાજુના ચામર ધરનારના મુખનો ભાગ નાશ પામેલો છે અને તેઓની ગરદનના પાછળના ભાગમાં

ભામંડલ છે. માથાની બંને બાજુએ હાથ ઉપર સ્વાર થએલી એકેક વ્યક્તિ કોતરેલી છે, તથા મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્ર પણ કોતરેલાં છે અને તે છત્રની બંને બાજુથી દેવો અને દેવીઓ હાથમાં પુલની માળા લઇને આકાશમાંથી ઉડીને આવતાં દેખાડીને શિલ્પીએ પોતાની શિલ્પકળાનો ખ્યાલ આપવા અજબ પ્રયત્ન કરેલો છે. વળી મૂર્તિના દેહ ઉપરના ભાગમાં તીર્થંકરની ચાર બીજી પદ્માસનસ્થ મૂર્તિઓ રજુ કરી છે, જેથી માલુમ પડી આવે છે કે આ પંચતીર્થી છે.

1505–પદ્માસનસ્થ પાર્શ્વનાથ પ્રભુની સુંદર અને મૃદુહાસ્ય કરતી આ મૂર્તિના પાછળના ભાગમાંથી ઉપર ચઢતો એવો નાગરાજ બહુ જ સુંદર રીતે રજુ કરેલો છે. પ્રભુની જમણી બાજુ ચામર ધરનાર એક પુરૂષ વ્યક્તિ છે તથા ડાબી બાજુ જમણો હાથ ઉંચો કરીને ઉભી રહેલી એક સ્ત્રી છે, જેણીના હાથમાં ચામર નથી, પરંતુ બીજી કાંઇ વસ્તુ છે, જે બરાબર ઓળખી શકાતી નથી. મસ્તકના ઉપરના ભાગની બને બાજુએ એકેક દેવ પુલની માળા લઇને આવતો દેખાય છે. પલાંઠીની નીચે પબાસણની મધ્ય ભાગમાં ધર્મચક્ર તથા ધર્મચક્રની બંને બાજુ એક એક સિંહની સુંદર આકૃતિ કોતરી કાઢેલી છે,

B. 77 આ પદ્માસનસ્થ જિનમૂર્તિ ચિંતામણિ પાર્શ્વનાથની મૂર્તિના જેવડી જ લગભગ છે. ગરદનના પાછળના ભાગમાં ભામંડલ છે, બને બાજુ એકેક ચામર ધરનાર વ્યક્તિ ચામર વીંઝતી ઉભી છે, મસ્તકના ઉપરના ભાગમાં ત્રણ છત્ર છે અને છત્રની બંને બાજુએ એકેક દેવ હાથમાં પુલની માળા લઇને આવતા દેખાય છે. આ પ્રતિમાની નાસિકાનો ભાગ જરા ખંડિત છે, બાકીનો ભાગ સંપૂર્ણ છે.

B. 75 મસ્તક વગરની પદ્માસનસ્થ આ મૂર્તિ કદમાં નાની છે, પરંતુ તેની ગરદનના પાછળના ભાગમાં ભામંડળ છે, બંને બાજુ ચામર ધરનાર પણ ઉભેલા છે, વળી ભામંડળની ઉપરના ભાગમાં બંને બાજુ બબે પદ્માસનસ્થ નાની નાની જિનમૂર્તિઓ મળીને કુલ પાંચ મૂર્તિઓ છે અને તેથી જ માલુમ પડી આવે છે કે આ પણ એક પંચતીર્થી છે. પલાંઠીની નીચે પબાસણના મધ્ય ભાગમાં આડું ધર્મચક્ર છે, ધર્મચક્રની બંને બાજુએ એકેક હરણ અને સિંહની આકૃતિઓ છે, તથા જમણી બાજુના છેક છેડાના ભાગમાં એક યક્ષની આકૃતિ છે યક્ષના જમણા હાથનું આયુધ સ્પષ્ટ દેખાતું નથી, પરંતુ ડાબા હાથમાંના આયુધના છેડાનો ભાગ જે લટકતો દેખાય છે, તે ઉપરથી આ બ્રહ્મશાંતિ યક્ષ હોય એવું લાગે છે, જ્યારે ડાબી બાજુના છેડાના ભાગમાં જમણા હાથમાં આંબાની લુંબ તથા ડાબા પગના ખોળા ઉપર બેઠેલા એક છોકરાને ડાબા હાથથી પકડીને બેઠેલી અંબિકા યક્ષિણીની મૂર્તિ છે. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે, કેટલાક વિદ્વાનોનુ જે માનવુ છે કે જૈનધર્મમાં યક્ષ, યક્ષિણીઓની માન્યતા બૌદ્ધ-ધર્મના તંત્રયુગ પછીથી શરૂ થઈ છે, તે વાસ્તવિક નથી, પરંતુ જ્યારથી જૈનધર્મમાં મૂર્તિ પૂજાની શરૂઆત થઇ, ત્યારથી જ તેની સાથે સાથે યક્ષ યક્ષિણીઓની માન્યતા પણ શરૂ થઇ હોય એમ સ્પષ્ટ લાગે છે.

B. 22 મસ્તક વગરની આ જિનમૂર્તિના પબાસણમાં લેખ પણ છે. ગરદનની પાછળના ભાગમાં ભામંડળ છે, બને બાજુ ચામર ધરનાર એકેક પુરૂષ વ્યક્તિ ચામર

ધરતી ઊભેલી છે. પલાંઠીની નીચેના પબાસણમાં બે સિંહ જ કોતરેલા છે, જમણી બાજુ સાત ફણાવાળી પુરુષ યક્ષની આકૃતિ છે, આ આકૃતિના મસ્તક ઉપર સાત ફણાઓ છે અને તેના ડાબા હાથમાં કમળ જેવું કાંઇક છે, જે ઉપરથી એમ લાગે છે કે આ યક્ષ તે નાગરાજ ધરણેંદ્ર હશે, કારણ કે પબાસણના ડાબી બાજુના છેડાના ભાગમાં જમણા હાથમાં કમળ તથા ડાબા હાથમાં અંકુશ પકડીને બેઠેલી યક્ષિણીની મૂર્તિ છે, જે મૂર્તિ પદ્માવતીદેવીની હોય એમ લાગે છે. આ યક્ષ, યક્ષિણીની મૂર્તિઓ ઉપરથી એમ લાગે છે કે આ જિનમૂર્તિ તે પાર્શ્વનાથ પ્રભુની જ મૂર્તિ હોવી જોઇએ.

268 બંને ખભા ઉપર લટકતા વાળવાળી શ્રીઋષભદેવ ભગવાનની આ ઊભી કાઉસગીયા મૂર્તિ લગભગ અખંડિત છે, પાછળના ભાગમાં ભામંડળ તથા બંને બાજુએ ચામર ધરનાર એકેક પુરુષ વ્યકિત ઉભેલ છે.

B 19 બંને બાજુ એકેક થાંભલા સહિતની પદ્માસનસ્થ તીર્થંકરની આ જિનમૂર્તિના ખોળામાં રાખેલા હાથનો સહેજ ભાગ તૂટેલો છે. તે સિવાય આ મૂર્તિ અખંડિત છે, મૂર્તિની બને બાજુએ ચામર ધરનાર એકેક વ્યકિત ઉભેલી છે, તથા ઉપરના ભાગમાં એકેક દેવતા ફુલની માળા લઇને આવતા કોતરેલા છે.

1258 બંને હાથે વીણા પકડીને ઉભી રહેલી એક સ્ત્રીની આકૃતિ છે, તેણીના મસ્તકનો ભાગ ખંડિત થઇ ગએલો છે; સ્ત્રીની જમણી બાજુએ બે હસ્તની અંજલિ જોડીને સ્તુતિ કરતા એક પુરુષની આકૃતિ છે અને ડાબી બાજુએ સ્તૂપ જેવી આકૃતિ છે. ઘણું કરીને આ બંને સ્ત્રી, પુરુષ સ્તૂપની પાસે ઉભા રહીને સ્તૂપની સ્તુતિ કરતા હોય એમ લાગે છે.

D. 7 અંબિકાની મૂર્તિ છે, અને મ્યુઝીયમના સત્તાવાળાઓએ તેના નીચે Parvati with Skanda, Medieval period એવી રીતનું લેબલ છે, જે બરાબર નથી. વાસ્તવિક રીતે તો આ અંબિકાદેવીની મૂર્તિ છે. કારણ કે તેના નીચે સિંહનું વાહન છે, તેણીના જમણા હાથનો કેટલોક ભાગ તુટેલો છે અને તે તરફ તેણીનો એક છોકરો ઉભેલો છે, જેના મુખનો ભાગ નાશ પામેલો છે. તેણીના પાછળના ભાગમાં ભામંડલ છે. વળી જમણી બાજુના છોકરાની પાસેના ભાગમાં ગણપતિની મૂર્તિ પણ કોતરેલી છે, વળી બંને બાજુ ચામર ધરનારાઓ ઉભા રહેલા છે, મસ્તકના ઉપરના ભાગમાં તીર્થંકરની મૂર્તિ, આંબાનું ઝાડ, કૃષ્ણવાસુદેવ પોતાનાં આયુધો સાથે તથા હળ અને મૂશળ સાથે બલદેવ પણ કોતરેલાં છે. આ મૂર્તિ મધ્યકાલીન યુગની છે અને તે સ્થાપત્યનો એક ઉત્તમ નમૂનો છે. વળી આ મૂર્તિ મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલી નથી છતા પણ મ્યુઝીયમના સત્તાવાળાઓએ તેને જૈનમૂર્તિ હોવા છતાં હિંદુ મૂર્તિ તરિકે ઓળખાવવા પ્રયત્ન કરેલો હોવાથી અહીંયા આ મૂર્તિની નોંધ લેવામાં આવી છે.

B. 65 ચતુર્મુખી જિનમૂર્તિઓની ચારે બાજુની પલાંઠીના નીચેના પબાસણના ભાગમાં વચમાં ધર્મચક્ર છે; બંને બાજુએ એકેક સિંહની આકૃતિ છે. મુખ્ય મૂર્તિ પાર્શ્વનાથ પ્રભુની છે.

E1, E2 અને 2147 આ ત્રણે ચિત્રોને અગે પરમ પૂજ્ય ગુરુદેવ શ્રીદર્શનવિજયજીએ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિકના વર્ષ બીજાનો ૪-૫ મો અક કે જે "મહાવીર નિર્વાણ વિશેષાક"ના નામથી પ્રસિદ્ધ કરવામા આવેલ છે તેના પૃઠ ૧૭૮ થી ૧૮૩ ઉપર "મથુરાનો કકાલીટીનો અને ભગવાન મહાવીરના જીવનના બે વિશિષ્ટ પ્રસગો" નામનો એક લેખ લખેલો છે, તેમા પૃઠ ૧૮૩ ઉપર આ પ્રમાણે વર્ણન આપેલુ છે—

આમનકી ક્રીડાનુ ચિત્ર— મથુરામા આમલકી ક્રીડાના ત્રણ ચિત્રો છે (નબર ૧૦૪૬, E ૧૪ તથા ૧૧૧૫) તેમાથી પહેલા ચિત્રમા એક પહેલવાન જેવી પ્રચડ કાયાવાળો અને મેષના જેવા મુખવાળો પિશાચ-દેવ ઉભેલ બતાવ્યો છે. જમણા હાથમા તેણે બે બાળકોને ઉઠાવેલા છે ડાબા ખભા ઉપર વર્ધમાન કુમારને બેસારેલ છે અને જમણા ખભા ઉપર બીજા છોકરાને ઉઠાવેલ છે, .. ...બીજા ચિત્રમા પણ ઉભો અને મેષ મુખવાળો પિશાચ આપેલ છે તેમા તેણે ડાબા ખભા ઉપર વર્ધમાન કુમાર અને જમણા ઉપર બીજા છોકરાને ઉપાડેલ છે

ત્રીજુ ચિત્ર લગભગ પહેલા ચિત્રના જેવુ જ છે."

આ ત્રણે ચિત્રનો એક બ્લોક "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાક"ની શરૂઆતમા જ 'આમલકી ક્રીડાના ત્રણ ચિત્રો' એ નામથી છપાઇ ગયેલ છે

પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી જે પ્રમાણે આ ત્રણ ચિત્રોની ઓળખાણ આપે છે તે મને પોતાને વાસ્તવિક જણાતી નથી એક તો આ ઘટનાનો ઉલ્લેખ કોઇ પણ આગમ ગ્રથમા મળી આવતો નથી અને તેથી જ મુનિશ્રીએ પણ "કલ્પસૂત્રની કિરણાવલી' ટીકાનો ઉલ્લેખ કર્યો છે વળી 'આમલકી ક્રીડા' એ નામની ક્રીડા અર્વાચીન છે, તથા કોઇ પણ પ્રાચીન કથા ગ્રથોમા આમલ ક્રીડાના રમતનુ નામ નથી, છતા પણ એ વાતને સત્ય માનીએ તો પણ મુનિશ્રીની કલ્પના વાસ્તવિક સાબીત કરી શકતી નથી. કારણ કે કલ્પસૂત્રની ટીકાઓમા જે વર્ણન મળી આવે છે તે નીચે મુજબ છે—

(૧) 'એક વખતે સૌધર્મેન્દ્રે પોતાની સભામા મહાવીરના ધૈર્યગુણની પ્રશસા કરી અને કહેવા લાગ્યો કે -' હે દેવો! અત્યારના આ કાળમા મનુષ્યલોકમા શ્રી વર્ધમાનકુમાર એક બાળક હોવા છતા પણ તેમના જેવો બીજો કોઇ પરાક્રમી વીર નથી. ઇન્દ્રો પણ તેમને બીવરાવવાને અસમર્થ છે' આ સાભળીને એક દેવ (કે જેનુ નામ જણાવવામા નથી આવ્યુ તે) જ્યા કુમારો ક્રીડા કરતા હતા ત્યા આવ્યો અને સાબેલા જેવા જાડા, ચપળ બે જીભવાળા, ચળકતા મણિવાળા, ફુકાડા મારતા કાજળ સમાન વર્ણવાળા ક્રૂર આકૃતિવાળા અને વિસ્તૃત ફણાવાળા મોટા સર્પનુ રૂપ બનાવીને ક્રીડા કરવાના વૃક્ષને વીટાળી દીધુ આવો ભયકર સર્પ જોઇ ભયભીત બનેલા બધા કુમારો રમત ગમત પડતી મૂકી નાસી છૂટ્યા પરતુ મહાપરાક્રમી ધૈર્યશાળી શ્રીવર્ધમાન કુમારે જરાપણ ભય પામ્યા વિના પોતે ત્યા તેની પાસે જઇ, સર્પને હાથથી પકડી દૂર ફેકી દીધો સર્પ દૂર પડ્યો એટલે નિર્ભય બનેલા કુમારો પાછા એકઠા થઇ ગયા અને ક્રીડા શરૂ કરી દીધી

(૨) હવે કુમારોએ વૃક્ષની રમત પડતી મૂકી દડાની રમત શરૂ કરી. રમતમાં એવી શરત હતી કે જે હારી જાય તે જીતેલાને ખભા ઉપર બેસાડે. કુમારવેષધારી દેવ શ્રીવર્ધમાન કુમાર સાથે રમતમાં હારી ગયો. તેણે કહ્યું 'ભાઇ હું હાર્યો અને આ વર્ધમાનકુમાર જીત્યા માટે એમને મારા ખભા ઉપર બેસવા દો.' શ્રીવર્ધમાન ખભા ઉપર બેઠા એટલે દેવે તક સાધી તેમને બીવરાવવાનો પ્રપંચ કર્યો: તેણે પોતાની દેવશક્તિથી સાત તાડ જેટલું પોતાનું ઊંચું શરીર બનાવ્યુ. પ્રભુ તેનો પ્રપંચ અવધિજ્ઞાનના બળથી જાણી ગયા. તેમણે વજ્ર જેવી કઠોર મુષ્ટિથી તેની પીઠ પર એવો તો પ્રહાર કર્યો કે તે ચીસો પાડવા લાગ્યો અને પીડા પામવાથી મચ્છરના જેમ સંકોચાઇ ગયો. પ્રભુનું પરાક્રમ તથા ધૈર્ય પ્રત્યક્ષ અનુભવી ઇન્દ્રના સત્ય વચનનો તેણે મનમાં સ્વીકાર કર્યો અને પોતાનું અસલ સ્વરૂપ પ્રકટ કરી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વખતે ઇન્દ્રે ધૈર્યશાળી પ્રભુનું 'વીર' એવું ગુણનિષ્પન્ન નામ પાડ્યું."

આ પ્રસંગને અનુરૂપ ચિત્ર માટે જુઓ મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમાં ચિત્ર, પ્લેટ. નંબર L VIIIમાં ચિત્ર નંબર. ૧૯૪.

આપણે ઉપરના પ્રસંગવર્ણન ઉપરથી સહેજે સમજી શકીએ છીએ કે ઝાડની આજુબાજુ વીંટાએલા સર્પને જોઇને બયભ્રાંત થયેલા બાળકો જેવી રીતે પલાયન કરી ગયા, તેવી જ રીતે જ્યારે દેવે સાત તાડ જેટલું પોતાનું શરીર ઉંચું બનાવ્યું હશે ત્યારે તો તે બાળકો જરૂર પોબારા ગણી ગયા હશે. વળી પ્રસંગમાં પણ સ્પષ્ટ વર્ણન છે કે દેવે પોતાના ખભા ઉપર શ્રી વર્ધમાન કુમારને જ માત્ર બેસાડયા છે, તો પછી મથુરાના ત્રણ ચિત્રોમાંના પહેલી ચિત્રાકૃતિવાળા દેવે જમણા હાથમાં બે, ડાબા ખભા ઉપર એક તથા જમણા ખભા ઉપર એક એમ ચાર બાળકોને ઉઠાવેલ છે, જ્યારે બીજી ચિત્રાકૃતિવાળા દેવે ડાબા ખભા ઉપર એક તથા જમણા ખભા ઉપર એક અને ત્રીજી ચિત્રાકૃતિવાળા દેવને પહેલી ચિત્રાકૃતિવાળાની લગભગ સમાન જ મુનિશ્રી જણાવે છે. વળી ત્રણે ચિત્રાકૃતિઓ પૈકી એક ચિત્રાકૃતિની આજુબાજુ ઝાડ વગેરે કે જ્યાં બાળકો રમતા હતા, તેનું નામનિશાન સુદ્ધાં નથી તો પછી આ ચિત્રાકૃતિઓ આમલકી ક્રીડાની જ છે, એમ કયા આધારે સાબીત કરી શકાય તેમ છે, તે બાબતનો તેઓશ્રી યોગ્ય ખુલાસો કરીને આ સ્થાપત્ય ઉપર વધુ પ્રકાશ પાડવા જરૂર કૃપા કરે એવી મારી તેઓશ્રીને નમ્ર વિનંતિ છે.

આ આમલકીક્રીડાના પ્રસંગની સાથે કૃષ્ણની બાળક્રીડાનો એક પ્રસંગ ખાસ સરખાવવા જેવો છે જે આ પ્રમાણે છેઃ—

(૧) કૃષ્ણ જ્યારે બીજા ગોપ બાળકો સાથે રમતા હતા ત્યારે તેમના શત્રુ કંસે મારવા મોકલેલો અઘ નામનો અસુર એક યોજન જેટલું સર્પરૂપ ધારણ કરી માર્ગ વચ્ચે પડયો અને કૃષ્ણ સુદ્ધાં બધાં બાળકોને ગળી ગયો. આ જોઇ કૃષ્ણે એ સર્પના ગળાને એવી રીતે રૂંધી નાખ્યું કે જેથી તે સર્પ અઘાસુરનું મસ્તક ફાટી શ્વાસ નીકળી ગયે અને તે મરી ગયો. તેના મુખમાંથી બાળકો બધા સકુશળ બહાર આવ્યાં.

ભાગવત, દશમસ્કન્ધ, અ. ૧૨. શ્લો. ૧૨-૩૫.

(૨) એક બીજાને અરસપરસ ઘોડા બનાવી જ્યારે ગોપ બાળકો સાથે કૃષ્ણ અને બળભદ્ર રમતા હતા તે વખતે કંસે મોકલેલો પ્રલમ્બ નામનો અસુર તે રમતમાં દાખલ થયો. તે કૃષ્ણ અને બળભદ્રને ઉપાડી જવા ઇચ્છતો હતો. એણે બળભદ્રના ઘોડા બની તેમને દૂર લઈ જઈ એક પ્રચંડ અને ભયાનક રૂપ પ્રગટ કર્યુ. બળભદ્રે છેવટે ન ડરતાં સખત મુષ્ટિપ્રહારથી એ વિકરાળ અસુરને લોહી વમતો કરી ઠાર કર્યો અને અંતે બધા સકુશળ પાછા ફર્યા.

ભાગવત, દશમસ્કન્ધ, અ૦ ૨૦, શ્લો૦ ૧૮-૩૦.

ભગવાન મહાવીરસ્વામીના જીવનમાંનો આમલકી ક્રીડાનો પ્રસંગ શ્રી કૃષ્ણના જીવનના ભાગવતમાં વર્ણિત ઉપર્યુક્ત ચમત્કારિક પ્રસંગના અનુકરણરૂપે તો કલ્પસૂત્રની ટીકાઓમાં નહીં મૂકાયો હોય ?—એવી સહજ શંકા થાય છે ! છતાં શ્રીમદ્ ભાગવતની રચના-સમય પહેલાંના જૈન ગ્રંથમાંથી આમલકીક્રીડાના પ્રસંગનો ઉલ્લેખ મળતો હોય તો એ શંકા સાવ નિર્મૂળ ઠરે છે. આવા કયા ગ્રંથમાં આ સંબંધી ઉલ્લેખ છે તેની મને જાણ નથી. આશા છે કે જૈન વિદ્વાનો આ સંબંધી યોગ્ય પ્રકાશ અવશ્ય પાડશે.

પૂજ્ય મુનિશ્રી ઉપર્યુક્ત ત્રણ ચિત્રોને જે 'આમલકી ક્રીડાના પ્રસંગો' તરીકે સંબોધે છે, તે વાસ્તવિક રીત્યા કયા પ્રસંગને લગતા હોવા જોઈએ તે સંબંધીની મારી માન્યતા આ પ્રમાણે છેઃ—

ચિત્ર નંબર E 1. મુનિશ્રીએ તેનો નંબર E ૧૪ દર્શાવ્યો છે, પરંતુ છાપેલા બ્લોકમાં પણ મધ્યભાગમાંના ચિત્રના નીચેના જમણા પગ ઉપર E 1 સ્પષ્ટ વાંચી શકાય છે. તથા ડાબા ખભા ઉપર ૧૧૫ નંબર સ્પષ્ટ દેખાય છે. આ આકૃતિને મુનિશ્રી નંબર ૧૦૪૬ની આકૃતિના જેવી જ દર્શાવે છે. પરંતુ ચિત્રમાં અને મૂળ મ્યૂઝિયમમાં પણ મેષના જેવા મુખવાળી આ ઊભી પુરુષાકૃતિનો જમણો ખભો તૂટી ગયેલો છે, ડાબો ખભો ખાલી છે, ફક્ત તેના ડાબા હાથના કાંડા ઉપર તેણે બે બાળકોનો એકેક હાથ પકડીને લટકતા પકડેલા સ્પષ્ટ દેખાય છે, તો પછી તેને નંબર ૧૦૪૬ વાળી આકૃતિની સાથે શી રીતે સરખાવી શકાય ? વળી તેના ડાબા ખભા ઉપર કે જમણા ઉપર આકૃતિ સુદ્ધાં ન હોવા છતાં તેઓએ ડાબા ખભા ઉપર વર્ધમાન તથા જમણા ઉપર બીજો છોકરો હોવાની શી રીતે કલ્પના કરી તેની કાંઈ સમજણ પડતી નથી.

ચિત્ર નંબર E 2. મુનિશ્રીએ તેનો નંબર ૧૧૧૫ દર્શાવેલો છે, આ ચિત્ર ઉપર આ બંને નંબરો છે. મુનિશ્રી આ ચિત્રને ઉપરના ચિત્ર જેવું જ લગભગ છે એમ દર્શાવે છે, પરંતુ વાસ્તવિક રીતે આ આકૃતિ પુરુષની નહિ પણ સ્ત્રીની છે, કારણ કે મ્યુઝીયમમાં આ આકૃતિની છાતીના ભાગ ઉપર સ્તનની આકૃતિ બરાબર દેખાય છે, અને ત્યાંના ક્યુરેટર મહાશયે પણ મને એ સંબંધી પ્રશ્ન રૂબરૂમાં પૂછ્યો હતો. આ આકૃતિના ડાબા હાથમાં એક બાળક એક હાથથી પકડેલો છે, તથા જમણા હાથના નીચેના ભાગમાં એક બાળક ઉભેલો છે, બંને બાજુના ખભા ઉપર પણ અસ્પષ્ટ આકૃતિઓ બરાબર દેખી શકાય છે. આ આકૃતિ પહેરવેશ વગેરે બધી બાબતોમાં ઉપરની E 1 આકૃતિથી જુદી તરી આવે છે.

ચિત્ર નંબર 2547. મુનિશ્રીએ આનો નંબર ૧૦૪૬ આપ્યો છે. આ ચિત્રના જમણા ખભા ઉપર બે તથા ડાબા ખભા ઉપર બે એમ ચાર બાળકો છે, જ્યારે મુનિશ્રી તેણે વર્ધમાનકુમાર તથા બીજો એક છોકરો હોવાની કલ્પના કરે છે. પરંતુ ઉપરના વર્ણનમાં જોઇ ગયા કે દેવે પિશાચનું રૂપ કરીને વર્ધમાનકુમારને એકલાને જ ખભા ઉપર બેસાડ્યા છે, બીજા કોઇ પણ બાલકને નહિ.

વાસ્તવિક રીતે આ બધાં હરિણૈગમેષીનાં જુદાં જુદાં સ્વરૂપો તથા શક્તિઓ બતાવવા માટે પ્રાચીન શિલ્પીએ આ જુદી જુદી આકૃતિઓ બનાવી હોય એમ લાગે છે. અને તે માટે હિંદુ ધર્મશાસ્ત્રોમાં જુદાં જુદાં વર્ણન છે. પરંતુ વિસ્તાર ભયથી એક બે ઉલ્લેખો રજુ કરીને આ ચર્ચા સમાપ્ત કરવી મને વાસ્તવિક લાગે છે.

હરિણૈગમેષિનનું ટુંકું નામ નૈગમેષ છે, અને તે નામ અથર્વવેદના સમયથી એક યક્ષનું છે, અને ત્યાં તેનો એક ઠેકાણે ઉલ્લેખ મેષના મસ્તક સહિતનો છે અને બીજે ઘોડાના મસ્તક સહિતનો છે. વળી નૈગમેષના નામના બદલે તેની સાથે સામ્ય ધરાવતું નૈગમેય એવું નામ પણ છે અને તે યુદ્ધના દેવ સ્કન્દની સાથે પણ સામ્ય ધરાવે છે. વળી હરિણૈગમેષીનનું વાહન પણ મોર છે, અને સ્કન્દનુ વાહન પણ મોર હોવાથી બંનેના વાહનમાં પણ સમાનતા છે. હરિણૈગમેષીનના ચિત્ર માટે જુઓ "જૈન ચિત્રકલ્પ દ્રુમ"માં છપાએલાં ચિત્ર. નંબર. ૧૮૬ અને ૧૮૭. વળી છાંદો૦ ઉપનિષદના સાતમા સ્કન્દના ૨૬ મા શ્લોકની બીજી લીટીમાં વર્ણવેલા છાગમુખ, અગ્નિમુખ, સનતકુમાર વગેરે સ્કંદના સ્વરૂપોનાં વર્ણન સાથે ઘણી બાબતોમાં હરિણૈગમેષિનનુ સામ્યપણું દેખાય છે. વળી રામાયણ ( સર્ગ ૪. અ. ૨૨, શ્લો. ૪૨ )માં વર્ણવેલા મણિભદ્ર, પ્રદ્યુમ્ન, સુષેણ અને પંચશિખાના સ્વરૂપ વર્ણન સાથે પણ હરિણૈગમેષીન સામ્યપણું ધરાવે છે. હરિણૈગમેષીનનું છાગમુખનું સ્વરૂપ આ ઉપર્યુક્ત ચિત્રોમાં કોતરેલું છે. અને હરિણૈગમેષિન તે એક સેનાપતિ છે, અને ઇંદ્રના આદેશથી ગર્ભાપહરણનું કાર્ય કરે છે, એ પ્રમાણે કલ્પસૂત્રમાં વર્ણન છે. અને તેનું ચિત્ર પણ પત્થરમાં કોતરેલુ લખનૌના મ્યુઝીયમમાં J 626 તરીકે મોજુદ છે, જે કંકાલી ટીલામાંથી જ નીકળેલું છે અને તેથી જ મારૂં માનવું છે કે ઉપર્યુક્ત ત્રણે ચિત્રો હરિણૈગમેષીનનાં જુદાં જુદાં સ્વરૂપોની રજુઆત કરે છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં કેટલીક વખત તે છોકરાંઓનો વધારો કરવાનું તથા સાથે સાથે કેટલીક વખત યુદ્ધના દેવ તરીકેનુ પણ કામ કરે છે તેવાં વર્ણનો છે. પરંતુ નંબર E 2 વાળી સ્ત્રીની આકૃતિ કોની છે તે સબંધી કાંઇ સમજણ પડતી નથી; તેના ઉપર વિદ્વાનો પ્રકાશ પાડશે એવી આશા છે.

ઉપર્યુક્ત વર્ણન ઉપરથી સાબિત થાય છે કે E 1 અને 2547 નંબરના મેષના મુખવાળી આકૃતિ મુનિશ્રી કહે છે તેમ પિશાચની નહિ, પણ છાગમુખવાળા નૈગમેષની જ છે, કે જે હિંદુધર્મના અથર્વવેદથી પ્રસિદ્ધિમાં આવેલો છે અને તેનું કામ પણ બચ્ચાંઓ વધારવાનું હોવાથી બંનેના હાથમાં તથા ખભા ઉપર બાળકો શિલ્પીએ કોતરેલાં છે

278 એક વૃક્ષના ઉપર જિનેશ્વરદેવની પદ્માસનસ્થ મૂર્તિ કોતરેલી છે, વૃક્ષના થડ ઉપર ઘોષા જેવું કોઇ જનાવર ચઢતું દેખાય છે અને ઝાડની શીતલ છાયામાં એક પુરૂષ

અને સ્ત્રીમ્યકિન બેઠેલાં છે તે બંનેની નીચે પબાસણના મધ્યના ભાગમાં એક માણસ બેઠેલો છે, જેની અજુબાજુ બે પાડા ઉપર એકેક માણસ બેઠેલ છે અને તેઓની નીચે બીજા પણ એકેક માણસ છે. આ ચિત્રાકૃતિ કયા વિષયને લગતી છે તેની કાંઇ સમજણ પડતી નથી, મ્યુઝીયમના સત્તાવાળાઓએ પણ તેની નીચે કાંઇ લખ્યું નથી.[૧]

મથુરાના કર્ઝન મ્યુઝીયમમાં જે જે જૈન સ્થાપત્યો મારા જોવામાં આવ્યાં હતાં, તેનો ઉલ્લેખ મેં અત્રે કર્યો છે. તે વર્ણનમાં મારી કાંઇ સ્ખલના રહેવા પામી હોય તો સુજ્ઞ વાંચકો તે તરફ મારું લક્ષ દોરવા પ્રયત્ન કરશે એવી આશા રાખું તો તે અસ્થાને નહિ ગણાય. આ સ્થાપત્યો ઉપરાંત મથુરાના કંકાલી ટીલામાંથી નીકળેલાં સ્થાપત્યોનો મોટો ભાગ તો લખનૌના મ્યુઝીયમમાં ખસેડવામાં આવ્યો છે, તેનું વર્ણન બહુ જ વિસ્તૃત હોવાથી સમય આવે આ માસિકના વાચકો સમક્ષ રજુ કરવાની ઇચ્છા રાખતો હાલમાં હું આ લેખને અત્રે સમાપ્ત કરું છું.

આ સ્થાપત્યોમાંથી નીચે મુજબના પ્રશ્નો મને ઉદ્‌ભવે છે. તેનું નિરાકરણ તે તે વિષયના જાણકાર મહાશયો કરવા મહેરબાની કરશે એવી આશા રાખું છું:

૧. પ્રાચીન જિનમૂર્તિઓની નીચે કોઇ પણ ઠેકાણે લંછન જોવામાં નથી આવતાં તેનું શું કારણ? શું જિનમૂર્તિની નીચે લંછન કોતરાવવાની પ્રથા પાછળના સમયથી શરૂ થઇ છે? અને પાછળના સમયથી શરૂ થઇ હોય તો તે કયારે? તે સંબંધી ઉલ્લેખો જૈન સાહિત્યમાં કયા સમયના મળી આવે છે?

૨. ઉપર્યુક્ત મથુરાના કંકાલી ટીલામાંથી કેટલીક મૂર્તિઓ 'ઉત્થિત પદ્માસન'ની બેઠકે બેઠેલી છે, તો ઉત્થિત પદ્માસનની મૂર્તિઓ કરાવવા સંબંધી જૈન સાહિત્યમાં કોઇ ઠેકાણે ઉલ્લેખ છે કે કેમ?

૩. B 65 ચતુર્મુખી મૂર્તિઓની નીચેના ભાગમાં શિલાલેખની અંદર "**प्रतिमा सर्वतो भद्रिका**" એવા અક્ષરો લખેલા છે, તે અક્ષરો કોતરવાનું કારણ શું? ચૌમુખી પ્રતિમાઓને જૈન સાહિત્યમાં કોઇ ઠેકાણે ઉપરના નામથી સંબોધિત કરવામાં આવી છે? અને સંબોધિત કરવામાં આવી હોય તો કયા અને કયારે?

૪. મોટા ભાગની જિનમૂર્તિઓની પલાંઠીના નીચેના પબાસણની ડાબી બાજુએ યક્ષિણી તરીકે 'અંબિકા દેવી'ની જ મૂર્તિ કોતરવામાં આવે છે તેનું શું કારણ? શું પહેલાના સમયમાં બીજા કોઈ યક્ષ, યક્ષિણીઓની માન્યતા ન હતી? પ્રાચીન સમયમાં તો શું પરંતુ મધ્યકાલીન યુગનાં આબુ વગેરે સ્થળોની મોટા ભાગની મૂર્તિઓના પબાસણની ડાબી બાજુએ પણ અંબિકા દેવીની મૂર્તિઓ કોતરવાનું કારણ શું?

"મથુરાના કંકાલીટીલા"માંથી નીકળેલા સ્થાપત્યોની અંદર ઉત્કીર્ણ ખેલા આચાર્યોનાં નામો 'કલ્પસૂત્ર'ની સ્થવિરાવલીની સાથે મળતાં આવે છે, પરંતુ કોઇ પણ દિગંબર ગ્રંથના ઉલ્લેખો સાથે નથી મળતા આવતા તો દિગંબર સંપ્રદાયની ઉત્પત્તિ પાછળના સમયમાં થઇ છે તે વાતની આ શિલાલેખોના જીવતા જાગતા પુરાવાઓ સાબિતી નથી આપતા?

---

૧ આ મૂર્તિનું ચિત્ર આ અંકમાં જુદું છપાયેલ છે. તંત્રી.

# કાઠિઆવાડમાં પ્રાચીન જૈન શિલ્પોની



# ઉપલબ્ધિ

લેખક—શ્રીયુત હસમુખલાલ ધીરજલાલ સાંકળિયા

એમ. એ, એલ એલ. બી., પીએચ. ડી. (લંડન)

આ લેખમાં નિર્વસ્ત્ર મૂર્તિઓનો ઉલ્લેખ જોઈને કોઈ તેને દિગંબર ન માને, કારણ કે પ્રથમ તો આ લેખના વિદ્વાન લેખક પોતે જ તે વાતને નિશ્ચિત રૂપે સ્વીકારતા નથી. વળી શ્વેતામ્બર-દિગમ્બરના ભેદો પડયા તે પહેલાંના કાળમાં શ્વેતામ્બરો નિર્વસ્ત્ર મૂર્તિઓને પણ ઉપાસ્ય ગણતા હતા. મથુરાના કંકાલીટીલામાંથી મળેલ, લગભગ બાવીસસો વર્ષ પહેલાંની જૈન તીર્થંકરોની મૂર્તિઓ આ વાતની સચોટ સાક્ષી આપે છે. કંકાલીટીલામાંથી મળેલ મૂર્તિઓ નિર્વસ્ત્ર હોવા છતાં તેના ઉપર જે આચાર્યોનાં નામો આપ્યાં છે તે તથા તે નામોની સાથે જે ગણ, કુળ કે શાખાનાં નામો આપ્યાં છે તે નિઃશંકપણે શ્વેતામ્બર સંપ્રદાયનાં જ છે.

તંત્રી

આ ત્યારસુધી પુરાતન જૈનશિલ્પ (આસરે ઈ. સ. પૂર્વે ૧૦૦-૪૦૦)ના નમુનાઓ ખાસ કરીને મથુરા અને એની આસપાસથી મળ્યા છે. ગુજરાત કે કાઠિઆવાડમાંથી ઇ. સ. ૧૦૦૦ પહેલાંના જૈનશિલ્પના નમુનાઓ હજુ સુધી મારા જાણવામાં આવ્યા નથી. પરંતુ ૧૯૩૫માં ઢાંકમાં[1] આની મને જાણ થઇ. ઢાંકમાં, હાલના શહેરની પાસે એક ખડકવાળી ટેકરી છે. તેની પશ્ચિમે, ખડકની ખીણમાં થોડીક નાની ગુફાઓ અને એની બ્હાર ખડક પર શિલ્પોની શોધ ડૉ. બર્જેસે[2] ઇ. સ. ૧૮૭૩માં

૧. ગોંડલ સ્ટેટમાં જૂનાગઢથી ૩૦ પશ્ચિમ ઉત્તર-પશ્ચિમે. પુરાતનકાલમાં એ તિલતિલપટ્ટણુ વગેરે નામથી ઓળખાતું. એની પ્રાચીન મહત્તાના અવશેષો હાલમાં તો બહુ દેખાતા નથી, પણ જ્યારે જ્યારે ત્યાં ખોદકામ કરવામાં આવે છે ત્યારે પ્રાચીન ઘરોના પાયા, અને હિંદુ અને જૈન મૂર્તિઓ મળે છે. જુઓ Pl. I, Figs. 1, 2 and 3.

૨. જુઓ Burgess, "Antiquities of Kachh and Kathiawad," Archaeological Survey of Western India, Vol. II, p. 150.

કરી હતી. એમણે આ શિલ્પોનાં ચિત્રો કે ફોટા આપ્યા ન હતા, તેમ તેમનું વર્ણન પણ સંતોષકારક ન્હોતું કર્યું. આથી કાઠિઆવાડમાં જુના અવશેષોની શોધમાં ફરતા, ઢાંક જઇ, આ શિલ્પો જાતે જોવાનો મેં નિશ્ચય કર્યો. નિરીક્ષણ કરતાં ડૉ. બર્જેસે વર્ણવ્યાં હતાં તેમ આ શિલ્પો બૌદ્ધ નહિ પણ જૈન માલમ પડયાં. એટલું જ નહિ પણ કાઠિઆવાડમાંથી મળી આવેલાં જૈન કે ઇતર શિલ્પો કરતાં એ વધારે પ્રાચીન મને લાગ્યાં.[3]

પહેલાં ટેકરીના નીચલા ભાગ પર આવેલી ગુફાનાં શિલ્પો આપણે લઇએ. અહિં પહેલી ગુફા ૭' ૯"× ૮' ૪" છે અને એનું પ્રવેશદ્વાર લગભગ ૪ ફૂટ પહોળું છે. એમાં ત્રણ મોટા ગોખલા છેઃ એક દ્વારની સામે, બાકીના એક એક બાજુ પર. બાજુ પરના એક તરફના ગોખલમાં એક નિર્વસ્ત્ર (?) આકૃતિ[4] પદ્માસનમાં ધ્યાનમુદ્રામાં (ખોળામાં ડાબા હાથમાં જમણો હાથ રાખીને) સ્થિર બેઠી છે. માથાપર ત્રણ રેખાઓથી ત્રણ છત્રો દર્શાવ્યાં છે. બાજુપર એક ચામર ધરનારો અને એની ઉપર વિદ્યાધર છે. વચ્ચેના ગોખલામાં આવી જ રીતે સિંહાસન પર બેઠેલી એક આકૃતિ છે, અને એની બંને બાજુપર ચામર ધરનાર છે. ડૉ. બર્જેસને આ આકૃતિઓ બુદ્ધની લાગી. બારીકાઇથી અવલોકન કરતાં જૈન લાગે છે, કારણ કે (૧) એ નિર્વસ્ત્ર (?) છે; (૨) તેમની હાથની મુદ્રા જૈન તીર્થંકરોના જેવી જ છે; (૩) એ, બાજુની ટેકરીપર આવેલી આકૃતિઓ (જે નિ:શંક જૈન તીર્થંકરોની છે,–)ના જેવી છે. આ આકૃતિઓ તેથી આદિનાથની હોય, કારણ મથુરાની[5] આદિનાથની મૂર્તિ માફક નીચે સિંહાસન પર બે સિંહ તો છે, પણ વચ્ચેનું મુખ્ય લાંછન વૃષભ દેખાતું નથી.

બીણની ઉપર જતાં, ખડકની ભીંતમાં થોડાંક આછાં કોતરી કાઢેલાં શિલ્પો છે. પહેલાં નીચલા ખુણાપરથી ઉપર આવતા એક "સ્ત્રી"નું[6] શિલ્પ દેખાય છે. સ્ત્રીના ડાબા ઘુંટણ પર એક બાળક છે અને જમણા હાથની કોણી તે જ તરફના ઘુંટણપર ટેકવેલી છે, અને હાથ ઉંચો રાખેલો છે. કાનમાં મોટાં કર્ણકુલ છે, અને માથામાં સેંથાની મધ્યમાં એક બીજું આભરણ પહેર્યું છે. ડૉ. બર્જેસે આ શિલ્પને ઓળખ્યું નહિ. એ

---

૩. ઢાંક જવામાં મદદ કરવાને મારા વડીલ અને સ્નેહી શ્રી. રણછોડદાસ પટવારીનો અને શ્રી. મનસુખલાલ મહેતાનો; ત્યાં સુધી છેક જૂનાગઢથી મારી સાથે આવવામાં મારા મિત્ર શ્રી. શંભુપ્રસાદ દેસાઇનો; અને ત્યાં મારી પરોણાગત કરવામાં ઢાંકના મર્હુમ દરબારનો અને શ્રી. ગોરધનદાસ માલવીયાનો આભાર માનું છું.

૪. આ અને વચલા ગોખલાની આકૃતિઓના ફોટા "enlarge" (મોટા) થાય એવા સારા ન હોવાથી અત્રે છાપ્યા નથી.

૫. જુઓ Vincent Smith, "Jain Stupa and other Antiquities of Mathura," Archaeological Survey of India, Vol. XX, pl. XCVIII.

૬. જુઓ Pl. II. fig. (from left to right)

અંબા કે અંબિકા તરીકે ઓળખાતી દેવીનું છે. એની આવી જ આકૃતિ મથુરાના પ્રચીન જૈન સ્તૂપમાંથી મળી આવેલા આદિનાથની મૂર્તિના આસનપર કોતરેલી છે,[૭] તેમ મધ્યકાલીન જૈન શિલ્પો[૮] અને ચિત્રોમાં[૯] પણ અંબિકા દેવી મળી આવે છે.

અંબિકાની જોડે, ૨૭ ઇંચની એક નિર્વસ્ત્ર (?) આકૃતિ છે. એ કાયોત્સર્ગ અવસ્થામાં ત્રિધા કોતરેલા આસન ઉપર ઉભી છે. શરીરે તદ્દન સ્થિર છે અને હાથ બંને બાજુપર સીધા નીચે નાંખ્યા છે. આસનની પાછળ એક નાગ આ આકૃતિના માથાપર પોતાની સાત ફણાથી છત્ર કરતો ઉભો છે. આ શિલ્પ ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથનું છે. એમનાં શિલ્પો તો ઘણાં મળે છે, પણ નાગના આવા વળોવાળી આ એક જ મૂર્તિ છે, અને તે અદ્વિતીય લાગે છે.[૧૦]

પાર્શ્વનાથની જમણી બાજુએ એક નાની ૮ ઇંચની, નિર્વસ્ત્ર (?) આકૃતિ છે.[૧૧] અને તેની જોડે સિંહાસનપર પદ્માસનપર બેઠેલી એક નિર્વસ્ત્ર (?) આકૃતિ છે.[૧૨] એના ખોળામાં ડાબા હાથપર જમણો હાથ રાખેલો છે. સિંહાસનપર મધ્યમાં એક હરણ અને બાજુ બે સિંહ છે. માથાપર ત્રણ રેખાથી છત્ર દર્શાવ્યું છે, અને બંને બાજુપર ચામર

૭. જુઓ Vincent Smith, op. cit., (આગળ કહી ગયેલું પુસ્તક), pl. XCVIII.

૮. ઇલોરા અને અંકાઇની ગુફાઓમાં. જુઓ "Arch. Survey Western India," pl. XL, fig. 2. અને 53; ચિત્રો માટે, નવાબ, "જૈન ચિત્ર કલ્પદ્રુમ," fig. 45.

૯. જુઓ Pl. II, fig. 2.

૧૦. ભારહુત (જુઓ Cunningham, "The Stupa of Bharhut" pl. XXVIII)માં નાગના આવા જ વળો છે, પણ કેવલ બે જ છે; અમરાવતી (જુઓ Fergusson, "Tree and Serpent Worship" pl. LXXVI)માં ઢાંક કરતા જુદા જ છે. બાદામી (Arch. Survey Reports, 1874, pl. XXXVI, fig. 3)માં નાગ બીજી જાતનો છે. ઇલોરા (Fergusson, "Cave Temples of India," pl. LXXXVI) દ્વિધા કોતરેલા આસન પર ઉભા છે, પણ નાગ બીજી જાતનો છે. આવા વળવાળો નાગ ટ્રેલીસના રોમન સિક્કા (જુઓ Fergusson, "Tree and Serpent Worship," p. 19. no 2) પર છે. પણ તેના માથા પર ફણા નથી; લન્ડનમાં South Kensington પર આવેલા India Museumમાં લગભગ આવા વળવાળો એક નાગ છે, તેમ તક્ષકેશ્વરમાં તક્ષકની મૂર્તિમાં આવી જાતના વળ છે. જુઓ "Arch. Survey India, Western Circle," 1920, pl. XIII, p. 80)

૧૧. જુઓ Pl. II, fig. 3.

૧૨. જુઓ Pl. III, fig. 1.

ધરનાર ઉભો છે. ડૉ. બર્જેસે વર્ણવ્યું છે તેમ કપડાની ઘડીઓ અને માથાપર વાળ મને દેખાયા નહિ. વળી એમણે કહ્યું છે તેમ આ બુદ્ધની આકૃતિ નથી, પણ ૧૬મા તીર્થંકર શાંતિનાથની આકૃતિ છે, કારણ શ્વેતાંબર તેમજ દિગંબર જૈનમૂર્તિશાસ્ત્રમાં હરણ એ શાંતિનાથનું લાંછન છે, જો કે સાધારણ અવલોકન કરનારને ધર્મચક્ર અને હરણને લીધે બુદ્ધની મૂર્તિ લાગે.[૧૩] શાંતિનાથની આવી જ આકૃતિ મધ્યકાલીન અંકાઈ ગુફામાં છે.[૧૪]

શાંતિનાથની જોડે કાયોત્સર્ગ અવસ્થામાં ઉભેલી એક નિવસ્ત્ર (?) આકૃતિ છે.[૧૫] બંને બાજુપર એક ચામર ધારણ કરનાર છે. મુખ્યાકૃતિને લાંબા કાન, અને ખભાપર પડતી વાળની લટો છે. આ જન તીર્થંકર તો અવસ્ય છે પણ લાંછન દેખાતું નથી એટલે કયા તીર્થંકર છે તે નક્કી કરી શકાતું નથી.*

આ આકૃતિની પછીની બે આકૃતિઓ[૧૬] પણ જૈન તીર્થંકરોની છે. છેલ્લી બે આકૃતિઓ[૧૭] આ સરખી જ છે, છતાં ચામર કરનારાનાં અસાધાણ મોટાં માથાં, સિંહાસનના ત્રણ સિંહો અને વચલા સિંહની નીચે ચક્ર નોંધવા લાયક છે. મધ્યમાં જે સિંહ છે તે લાંછન હોય તો આ આકૃતિ તીર્થંકર મહાવીરની હોવી જોઇએ.

તીર્થંકરોની આસપાસ જે આકૃતિઓ છે તે કેવલ ચામર ધારણ કરનારાઓની છે,

---

૧૩. જૈનો પણ ધર્મચક્રને પૂજતાં, અને એની પૂજા બતલાવતાં મથુરામાંથી ઘણાં શિલ્પો મળ્યાં છે. જુઓ Vogel, "The Catalogue of the Mathura Museum," p. 70.

૧૪. જુઓ, Fergusson, "Cave Temples of India," p. 507.

૧૫. જુઓ Pl. III, fig. 2.

* આ મૂર્તિ પ્રથમ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનની છે. તીર્થંકરની જે મૂર્તિના ખભા ઉપર વાળની લટો હોય તે મૂર્તિ નિશંકપણે શ્રી આદીશ્વર ભગવાનની જ સમજવી, કારણ કે એ વાળની લટો શ્રી આદિનાથના જીવનના એક વિશિષ્ટ પ્રસંગને મૂર્ત કરે છે. શાસ્ત્રોના ઉલ્લેખ પ્રમાણે દરેક તીર્થંકર દીક્ષા લેતી વખતે પંચમુષ્ટિ લોચ (વાળને હાથવતી ખેંચી કાઢવા તે) કરીને દાઢી, મૂછ તથા માથાના બધા વાળ કાઢી નાખે છે. આદીશ્વર ભગવાન, દીક્ષા લેતી વખતે ચાર મુષ્ટિ લોચ કરીને પાંચમી મુષ્ટિથી માથના પાછલા ભાગનો લોચ કરવા જતા હતા ત્યારે ઇંદ્રની વિનંતીથી તેમણે તેટલો લોચ બાકી રાખ્યો હતો. આ કારણે આદીશ્વર ભગવાનની કોઈ કોઈ મૂર્તિમાં વાળની લટો મળે છે. મથુરામાંથી પણ આવી વાળની લટોવાળી મોટી મૂર્તિઓ મળેલ છે, જેમાંના બેનાં ચિત્ર આ માસિકના પ્રથમ વર્ષના પાંચમા અંકમાં અમે પ્રકાશિત કર્યાં છે.

**તંત્રી.**

૧૬. જુઓ Pl. III, figs 3 and 4.

૧૭. આ photoમાં આવી નથી.

કે યક્ષો અને યક્ષિણીઓની? બીજો વિકલ્પ સંભવિત નથી કારણકે ઉંચાં શિરઃછાદનો[૧૮] સિવાય બીજાં કોઈ ચિહ્નો–જુદી જુદી જાતનાં વાહનો, શસ્ત્રો વગેરે–જે યક્ષો અને યક્ષિણીઓના લાંછન તરીકે આપણે જાણીએ છીએ તેમનો અભાવ છે. વળી આ આકૃતિઓમાં યક્ષિણીઓ તો દેખાતી જ નથી. આટલું છતાં પરિવાર=આકૃતિઓ કદાચ યક્ષોની–આભૂષણો વિનાની–હોય. આમ માનવાનું કારણ એટલું જ કે જેમ બૌદ્ધ અને જૈન મૂર્તિશાસ્ત્રમાં આભૂષણો વગેરે પાછળથી દાખલ થયા તેમજ જૈન મૂર્તિશાસ્ત્રમાં પણ થયું લાગે છે, જ્યારે ઢાંકના તીર્થંકરો અને પરિવાર=આકૃતિઓ પ્રાચીન સમયનાં લાગે છે. આને લીધે યક્ષોની (?) આકૃતિઓમાં આભૂષણો વગેરેનો તેમજ તેમની સાથેની યક્ષિણીઓનો અભાવ છે.

ઢાંકનાં શિલ્પો, ઉપર બતલાવ્યું તેમ, જૈન છે, બૌદ્ધ નહિં. તીર્થંકરો નિર્વસ્ત્રો મને લાગે છે, જો કે ડો. બર્જેસને વસ્ત્રોનાં ચિહ્નો દેખાયાં હતાં. મને નિર્વસ્ત્ર લાગે છે પણ તેથી દિગંબર સંપ્રદાયના અનુયાયિઓએ કોતર્યા હશે એમ નિઃશંક રીતે કહેવાય નહિ, કારણ કે કળા અને શૈલીની દષ્ટિએ શિલ્પો કુશાન (અથવા ક્ષત્રપ) કે આરંભિક ગુપ્ત સમયના (ઇ. સ. ૧૦૦–૩૦૦) લાગે છે. આ કાળમાં જૈનધર્મના દિગંબર અને શ્વેતાંબર એમ બે ફાંટાઓ પડવાને બહુ સમય થયો ન હતો; તેથી હાલ અથવા મધ્યકાલીન જેટલો સખત ભેદભાવ ન હતો. ઢાંકના શિલ્પો, તેથી, આ ભેદભાવના કાલના પહેલાંનાં પ્રાચીન જૈનધર્મનાં લાગે છે. એમ હોય તો અત્યાર સુધી અંધકારમાં પડી રહેલાં આ આ શિલ્પો કાઠિઆવાડમાં જૈનધર્મ તેમજ શિલ્પના ઇતિહાસનું એક નવું પ્રકરણ ખોલે છે.[૧૯]

---

૧૮. ડો. બર્જેસ કહે છે, "બધા યક્ષો અને યક્ષિણીઓનાં એક સરખાં ઉંચાં શિરઃછાદનો હોય છે." જુઓ-"Digambara Jain Iconography," p. 5.

૧૯. આ લેખ, અંગ્રેજીમાં, લન્ડનની Royal Asiatic Societyના Journalમાં આ મહિને પ્રગટ થશે. અત્રે, એ Societyના સૌજન્યથી, અનુવાદ રૂપે પ્રગટ કર્યો છે.

—લેખક.

[“ કાઠિઆવાડમાં પ્રાચીન જૈન શિલ્પોની ઉપલબ્ધિ ” લેખનાં ચિત્રો ]

**Plate I ]**

[ Fig 1

ઢાંકમાં દાખલ થતાં શહેર બહાર
એક ગજાવર શિલ્પ





[ Fig 2

ઢાંકમાં ખોદકામ કરતાં મળી આવેલી
જૈન તીર્થંકર વગેરેની મૂર્તિઓ





[ Fig 3

ઢાંકમાં ખોદકામમાંથી મળી આવેલી
સૂર્ય અને સનાની મૂર્તિઓ



Plate II ]



ઉપર

ઢાંકમા ખડકની ભીતપર આછા કોતરેલા જૈન શિલ્પો (જમણીથી ડાબી તરફ જોતા) ૧ અંબિકા, ૨ પાર્શ્વનાથ ૩ નાનુ ૮ છત્રનુ શિલ્પ

નીચે

ઢાંકમા ખડકની ભીત પર આછા કોતરેલા જૈન શિલ્પો (જમણીથી ડાબી તરફ જોતા) ૧ શાન્તિનાથ (ગયા ચિત્રમા દર્શાવેલા પાર્શ્વનાથ અને નાનુ શિલ્પ બાદ કરતા), ૩ કાયોત્સર્ગ અવસ્થામા ઉભેલા તીર્થંકર, ૩ અને ૪ પદ્માસનમા બેઠેલા જૈન તીર્થંકરો

Plate III



# શ્રી વજ્રસ્વામી

[ભગવાન મહાવીરના શાસનના અંતિમ દશપૂર્વધરની જીવનકથા]

લેખક : મુનિરાજ શ્રી વાચસ્પતિવિજયજી.

પ્રસ્તુત જીવનચરિત્ર એ કોઇ રાસ ઉપરથી યોજનામાં આવેલ નથી, તેમજ કોઈ એક કાલ્પનિક કથા પણ નથી. પરતુ આ ગૌરવભર્યા ઐતિહાસિક ચરિત્રની પાછળ, ઇતિહાસના જીવંત સ્મારક સમા, પૂર્વ મહર્ષિઓ પ્રણીત અનેક મહાન ગ્રંથો અદ્યાપિ વિદ્યમાન છે.

પ્રાચીન મહર્ષિની આ ઐતિહાસિક જીવનરેખાને દોરવા માટે, ભવ્ય ભૂતકાળના ઇતિહાસને કહેતાં મહાન ગ્રંથોમાથી જે કાંઈ પણ તરવરેલા રજકણો એકત્રિત થઈ શક્યા તેનું જ આ પરિણામ છે.

શ્રીમાન્ વજ્રસ્વામી ભગવાન્ કે જેઓ ચરમ તીર્થંકર મહાવીર પ્રભુના શાસનમાં થયા તેઓનું જીવનવૃત્તાંત જનતાને લાભદાયક સમજી ટુકમાં અહીં આપ્યુ છે.

---

પૃથ્વીરૂપી તળાવડીમાં કમલ સમાન અને ઋદ્ધિથી ઇંદ્રપુરીની તુલના કરતો અવંતિ નામનો દેશ હતો કે જ્યાં લક્ષ્મી અને સરસ્વતી મિત્રતા કરીને રહેતી હતી ત્યાં લક્ષ્મીદેવીના મહેલસમુ તુબ્બવન નામનુ નગર હતુ. તે નગરમાં લક્ષ્મીના પુત્ર સમાન ધન નામના શેઠ રહેતા હતા. ઘણા લાંબા વખતે તે શેઠને ભાગ્ય ઉદયે એક તેજસ્વી પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું. જ્યારે તે પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે તે શેઠને એટલા બધા ધનની પ્રાપ્ત થઇ કે જેથી તેને ઘરના આંગણામાં ધનના ઢગલા કરવા પડના, તેથી તે પુત્રનુ **ધનગિરિ** એવું યથાર્થ નામ રાખવામાં આવ્યું. બાલ્યાવસ્થાથી જ તેનું મન પંડિતોની જેમ વિવેકથી કુશલ બનતુ જતુ હતું. અનુક્રમે તે યૌવનાવસ્થાને પ્રાપ્ત થયો છતાં બાલપણાથી મહાત્મા પુરૂષોના સમર્ગમા આવેલ હોવાથી તે પરણવાને બિલકુલ ઇચ્છતો ન હતો, એટલુજ નહિ પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બ્રહ્મચર્યના પરિણામને સ્વર્ગ અને મોક્ષના ફલરૂપ તે જાણતો હતો, તેથી તેનો વિવાહ કરવા ઉત્સુક થયેલા તેનાં માતાપિતા ધનગિરિ માટે જે જે કુળમાં કન્યાની માગણી કરતાં ત્યાં ધનગિરિ પોતે જ જઇને કહેતા કે 'હું મોક્ષમંદિરમાં ચઢવા માટે નીસરણીરૂપ શ્રી અરિહંતદેવે પ્રરૂપેલ શુદ્ધ ચારિત્ર અંગીકાર કરવાનો છુ. માટે તમે વિચાર કરજો, આ પ્રમાણે કહ્યા પછી મારો દોષ નથી."

તે નગરમાં ધનવાન્ ધનપાલ નામનો એક શેઠ વસતો હતો. તેને **આર્યસમિત** નામે એક સુલક્ષણુ પુત્ર અને સુનંદા નામે અપ્સરા સમાન પુત્રી હતી. ક્રમશઃ સુનંદાને યૌવનને પ્રાપ્ત થયેલ જોઇને તેના પિતાએ તેના માટે ધનગિરિને, યોગ્ય વર તરીકે ધારી લીધો. પુત્રીએ પણ પિતા પાસે યાચના કરી કે ' હે પૂજ્ય, મારાં લગ્ન કરવાની આપની ઇચ્છા જ હોય તો

આપે ધન શેઠના રૂપથી કામદેવની પણ તર્જના કરે તેવા, ધનગિરિ સાથે જ મારા લગ્ન કરવાં અને હુ ઇચ્છું છું કે તે ધનગિરિ જ મારા પતિ થાઓ!' આ પ્રમાણે પુત્રીનું કથન સાંભળી પિતાએ વિચાર કર્યો કે જો હુ ધનગિરિ સાથે આનુ લગ્ન નહી કરાવું તો એ ચોકકસ સયમ ગ્રહણ કરશે એટલે મોહને વશ એવા ધનપાલે એક દિવસ ધનગિરિને કહ્યું 'હે મહાભાગ્યવાન ધનગિરિ, આ મારી સુનદાને તુ ગ્રહણ કર.' ત્યારે ધનગિરિએ કહ્યુ: 'તમારા જેવા તત્ત્વજ્ઞ મિત્ર સસારરૂપી કારાગૃહમાં નાખે તે શુ ઉચિત કહેવાય?' ત્યારે ફરી ધનપલે કહ્યું 'હે ભદ્ર, પૂર્વે શ્રી ઋષભદેવ ભગવાન વગેરે તિર્થંકરો આ તૃણ સમાન ભોગાવલિ કર્મને ભેગવીને ભવસાગરથી મુક્ત થયા, માટે મારું વચન માન!' આ પ્રમાણે તેના આગ્રહથી, પોતાનુ મન વિરક્ત હોવા છતાં, 'હજુ મારે ભોગાવલી કર્મ ભોગવવાનું છે' એમ સમજીને તેનુ વચન કબુલ રાખી સુનંદાનુ પાણિ-ગ્રહણ કર્યું. સુનદાના ભાઇ સમિત કુમારે ગૃહવાસમા જળકમળની જેમ વિરક્ત ભાવે રહી છેવટે શ્રુતપારગામી સિંહગિરિજી મહારાજ પાસે ચારિત્ર અગીકાર કર્યુ અનુક્રમે સુનદા સગર્ભા થઇ, અને ગૌતમસ્વામીએ અષ્ટાપદ પર્વત ઉપર વૈશ્રમણ જાતિના જે દેવને પ્રતિબોધ આપ્યો હતો તે દેવ પોતાનુ આયુષ્ય ક્ષીણ થતા તેની કુક્ષિમા અવતર્યો. પોતાના મિત્રદેવોથી, વિયોગ પામતા તે દેવે પૂર્વના પ્રેમને વશ થઇ સુનંદાને શ્રેષ્ઠ સ્વપ્નો બતાવ્યા

આ વખતે પોતાને અવસર પ્રાપ્ત થયો જાણી, ધનગિરિએ પુત્રપ્રાપ્તિના અવલબનથી સતુષ્ટ થયેલ પોતાની પત્ની પાસે વ્રત અંગીકાર કરવાની સમતિ માગીને કહ્યું: 'હે પ્રિયે, સ્વપ્નના બળથી હુ નિ:સંદેહ કહી શકુ છું કે તને ચોકકસ પુત્રરત્ન પ્રાપ્ત થશે. હું હવે આ ઇદ્રજાલ સમાન સસારનો ત્યાગ કરી સયમ લેવા ઇચ્છુ છુ. મારો તારી સાથે આ સબધ માત્ર સાહસથી જ થયો છે, બાકી આ જગતમાં કલ્યાણકારી તો માત્ર પ્રવ્રજ્યા જ છે. માટે મને સહર્ષ દીક્ષાની અનુમતિ આપો!' આ સાભળી સુનદા વજ્રાહતની જેમ વિમૂઢ બની ગઇ અને કહેવા લાગી 'તમો દીક્ષા ગ્રહણ કરશે તો મારૂ...' ...આમ બોલતા તેનો કઠ રૂધાઇ ગયો ત્યારે ધનગિરિએ તેને અનેક રીતે સસારની અસારતા અને મોક્ષ માટે ધર્મારાધનની ઉત્તમતા સમજાવી. અને પોતાને રાજીખુશીથી ચારિત્ર ગ્રહણ કરવા અનુમતિ આપવા કહ્યુ. સુનદા સમજુ હતી છેવટે તેણે પોતાના સુખદુ:ખનો વિચાર અળગો કરી ધનગિરિને અનુમતિ આપી દેવામા શ્રી સિંહગિરિ મહારાજ ત્યા પધાર્યા તેમની પાસે જઇ ધનગિરિએ પોતાના જ હાથે લોચ કરીને સમ્યક્ત્વ સામાયિક ઉચ્ચરીને ભાગવતી દીક્ષા ગ્રહણ કરી અને જેમ સર્પ કાચળીનો ત્યાગ કરી દે અને પછી પાછુ પણ ન જુએ તેમ સસારનો ત્યાગ કરી નિરંતર દુસ્તર એવા તપ તપતા અને માની દુ:સહ પરિસહોને સહન કરતા આ પૃથ્વીતલને પાવન કરતા વિચરવા લાગ્યા સ્થૈર્ય, આર્જવ, વિનયાદિક, શિષ્યને યોગ્ય ગુણોથી વિભૂષિત એવા તે મુનીશ્વર ગુરૂ પાસેથી શ્રુતનો સાર ગ્રહણ કરવા લાગ્યા.

આ બાજુ સમય પૂર્ણ થતાં સુનંદાએ બત્રીશ લક્ષણા પુત્રરત્નને જન્મ આપ્યો. આ વખતે સુનદાની સખીઓ જે રાત્રિજાગરણ માટે આવી હતી તે બાળકને મહેણા મારવા

લાગી કે 'હે વત્સ, જો તારા પિતાશ્રીએ તે વખતે ઉતાવળ કરી દીક્ષા લીધી ન હોત તો આજે તારો જન્મમહોત્સવ ખરેખર બહુ જ સારી રીતે ઉજવાત! આ પ્રમાણે સાંભળતાં પૂર્વના દેવભવના જ્ઞાનાશથી તે બાળક સંજ્ઞીની જેમ વિચાર કરવા લાગ્યો: 'અહો, મારા પૂજ્ય પિતાશ્રીએ ચરિત્ર લીધું, તેથી તે મહાભાગ્યશાળી કહેવાય. વળી હું પણ સંયમથી જ ભવનો પાર પામીશ, આ પ્રમાણે વિચાર કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન પેદા થયું, અને તેણે પોતાનો પૂર્વભવ દેખ્યો. જાતિસ્મરણથી સંસારની અસારતાને જાણીને, હજી જેના મુખમાં અન્નનો દાણો પણ પ્રવેશ કરી શક્યો નથી એવા તે પારણા બાળકે પોતાના પિતાના પંથના પથિક બનવા (ચારિત્ર લેવા) ની ઇચ્છા કરી. પછી પોતે વિચાર કર્યો કે મારી માતા મારાથી ઉદ્વેગ પામશે તો જ મારો ત્યાગ કરશે. એમ સમજીને તેણે બાળપણાને સહજ એવો રૂદનરૂપ ઉપાય શોધી કાઢયો, 'बालानां रोदनं बलं.' અને તે અનુસાર પોતે રોવાનું શરૂ કર્યું. તેની માતા તેને સ્નેહથી અનેક રીતે બોલાવે, વિવિધ જાતનાં રમવાનાં સાધનો બનાવે, છતાં તે છાનો ન રહ્યો. આથી સુનંદા વિચારવા લાગી કે-આ બાળક સર્વ રીતે આનંદ આપે તેવો છે, છતાં એ મોટેથી રૂદન કરીને જે કંટાળો આપે છે તેનાથી મારૂં મન ખરેખર દુભાય છે. આવી રીતે પુત્રથી કંટાળી ગયેલી સુનંદાએ છસો વર્ષ તુલ્ય છ મહિના મહાકષ્ટથી પસાર કર્યા. એવામાં એક વખત આર્ય ધનગિરિ અને આર્ય સમિતાદિક શિષ્યોથી પરિવરેલા સિંહગિરિ આચાર્ય તે નગરમાં પધાર્યા. ત્યાં વસતિમાં બિરાજમાન થયેલા ધનગિરિએ ગુરૂમહારાજને વિજ્ઞપ્તિ કરી. 'હે ભગવન્, આ નગરમાં અમારા સંસારીપણાના સ્વજનવર્ગ છે. માટે અમો આપ શ્રીમાનની આજ્ઞાથી તેમને વંદન કરાવવા જવા ઇચ્છીએ છીએ.' આ પ્રમાણે પૂછતા હતાં ત્યાં શુભ સૂચક શુકન થતાં નિમિત્તજ્ઞ ગુરૂ મહારાજે કહ્યું 'હે મુનિઓ, આજ તમોને મહાન લાભ થવાનો છે, માટે ખુશીથી તમારા સ્વજન વર્ગ પાસે જાઓ. ભિક્ષામાં સચિત્ત, અચિત્ત કે મિશ્ર જે કાંઇ મળે તે મારી આજ્ઞાથી ખુશીથી ગ્રહણ કરજો. આ પ્રમાણે ગુરૂવચન શિરમાન્ય કરી મુનિઓ ભિક્ષાર્થે ગામમાં ગયા અને સૌથી પ્રથમ સુનંદાને ઘેર જ ગયા અને 'ધર્મ લાભ' એવો ઉચ્ચાર કર્યો. આ અવસરે પાડોશીઓ તથા સુનંદાની સખીઓ વગેરે આવીને સુનંદાને કહેવા લાગી: 'હે ભદ્રે, આ તારા પુત્રને તેના પિતાને સોંપી દે, એટલે આપણે જરા જોઇએ તો ખરા કે એને ગ્રહણ કરે છે કે નહી. આથી બાળકના સતત રૂદનથી કંટાળી ગયેલી સુનંદા તે પ્રમાણે કરવા ઉત્સુક થઇ. અને તે પારણા બાળકને લઇને આર્ય ધનગિરિજી મહારાજને કહેવા લાગી "હે મહારાજ, આટલા કાળ પર્યંત જો કે આ બાળકનું મેં મારા આત્માથી પણ વધારે લાલન પાલન કર્યું છે પરંતુ આ રૂદન કરતા તમારા પુત્રે મને ખરેખર છ છ મહિના સુધી નારકણીની જેમ નચાવી છે. કદાચ એ તમારી પાસે શાંત થશે. જો કે તમો સંયમી છો, તો પણ તમારા આ પુત્રને સ્વીકારો કે જેથી આ દુઃખમાંથી હું નિવૃત્ત થાઉં,' આ સાંભળી ધનગિરિ મહારાજે સ્પષ્ટ કહ્યું 'હે ભદ્રે, યદ્યપિ હું મારા પુત્રને ગ્રહણ કરીશ. પરંતુ સ્ત્રીઓનું વચન પાંગળા માણસ જેવું અસ્થિર હોય છે.'

આ પુત્ર મને આપ્યા પછી તને જરૂર પસ્તાવો થશે, માટે બરાબર વિચાર કરીને જ

કાર્ય કરજો' સુનંદા બોલી: 'હું કહું છું તે બરાબર જ છે, હું તેનાથી બહુ જ કંટાળી ગયેલી છું, માટે આપ તેને જરૂર સ્વીકારો.' આ પ્રમાણે સુનંદાનો દૃઢ નિશ્ચય જાણ્યા પછી છેવટે પોતાની સાથે રહેલ આર્યસમિત મુનિવર્ય તથા સુનંદાની સખીઓ વગેરેને એ પ્રસંગના સાક્ષી બનાવીને ધનગિરિજી રૂદનથી વિરામ પામેલા એવા તે બાળકને સુનંદાને હાથે પોતાની ઝોળીમાં વહોરી તે ઘરથી ચાલી નીકળ્યા. તે પુત્રના અત્યંત ભારથી તેઓની ભુજા એકદમ નમી ગઇ. ગુરૂઆજ્ઞાનું પાલન કરી તે બંન્ને મુનીંદ્ર ગુરૂમહારાજની સમક્ષ હાજર થયા. એવામાં ભારથી નમી વળી ગઇ છે ભુજા જેની એવા આર્ય ધનગિરિજીને જોઇને ગુરૂમહારાજ બોલ્યા 'હે મુનિઓ, આજે ભિક્ષાના ભારથી તમે બહુ જ શ્રમિત થઇ ગયા લાગો છો, માટે તે મને આપો કે જેથી થાકી ગયેલ તમારી ભુજાને શાંતિ મળે.' આ પ્રમાણે કહીને ગુરૂમહારાજે ઝોળીને પોતાના હાથમાં લીધી. ઝોળીમાં જોતા તેમાં મહા સૌભાગ્યવાન્ અને હસમુખા બાલકને જોયો. તે બાળકનું નામ, તેનામાં વજ્ર જેટલો ભાર હોવાથી, વજ્ર એ પ્રમાણે રાખવામાં આવ્યું. પછી સાધુઓને કહ્યું કે 'આ બાલક ભવિષ્યમાં મહાભાગ્યવાન થશે અને પ્રવચનના આધાર રૂપ થશે માટે તેની બહુ જ સંભાળ રાખવાની છે.' ગુરૂમહારાજે તે બાલકને, લાલનપાલન સારૂં, સાધ્વીઓને સોંપ્યો. સાધ્વીઓએ ભક્ત એવા શૈયાતરને ઘેર જઇને 'આ પુત્ર અમારા આત્મા સમાન છે માટે તેનું અત્યંત કાળજી પૂર્વક પોષણ કરજો.' એમ આજ્ઞા કરીને તેઓને સોંપ્યો. બાલઉછેરમાં કુશળ એવી શૈયાતરની સ્ત્રીઓ પણ તે કુમારને પોતાના પુત્ર કરતાં પણ અધિક સમજી પ્રીતિપૂર્વક ઉછેરવા લાગી. બાળક પણ તે સ્ત્રીઓને અરૂચિ થાય તેવી ચપલતા કદાપિ ન કરતો. અને આહાર કરવામાં પણ બહુ પરિમિત રહેતો, કારણકે તેને જાતિસ્મરણ ઉત્પન્ન થયું હતું. તે હંમેશાં જ્ઞાનચારિત્રાદિકનાં અનેક ઉપકરણો લઇને બાલક્રીડા કરતો અને એ રીતે શૈયાતરીઓને હમેશા આનંદ કરાવતો.

એક વખત પોતાના પુત્રને સુશીલ થયેલો જોઇને સુનંદાનું મન ડગુમગું થવા લાગ્યું. તે શૈયાતર સ્ત્રીઓને "આ પુત્ર મારો છે," એમ વારંવાર કહીને યાચના કરવા લાગી. એટલે તેઓએ જવાબ આપ્યો કે 'હે સુનંદે, તારો અને આ પુત્રનો માતા-પુત્રનો સંબંધ અમે જાણતા નથી. આ કુમાર તો અમારે ત્યાં ગુરૂમહાજની થાપણરૂપ છે.' આ રીતે તે કુમાર પોતાને મળ્યો નહિ એટલે નિરાશ થયેલી તે દૂરથી તેને જોઇને સંતોષ માનવા લાગી. ક્રમશઃ તે સુનંદા, અતિ આગ્રહથી, તેમના જ ઘેર ધાવમાતાની માફક રહીને સ્તનપાનાદિક વડે તેને ઉછેરવા લાગી.

થોડો સમય વીત્યો ત્યાં આર્ય ધનગિરિજી વિહાર કરતાં કરતાં ત્યાં પધાર્યા. સુનંદા પહેલેથી જ નક્કી કરીને બેઠેલી હતી કે જયારે ધનગિરિજી આવશે ત્યારે મારો પુત્ર હું તેઓની પાસેથી પાછો લઇ લઇશ. એટલામાં ધનગિરિજી ત્યા પધાર્યા એ સે હર્ષથી ઘેલી બનેલી તે પુત્રના મોહને લીધે તે મહર્ષિઓની પાસે ગઇ અને બે હાથ જોડી વિજ્ઞપ્તિ કરવા લાગી: "હે પ્રભો, મારો પુત્ર મને પાછો આપો." ધનગિરિજીએ કહ્યું: 'હે મુગ્ધે, માગ્યા વિના જ તેં તારી રાજીખુશીથી આ પુત્ર અમને સોંપ્યો છે. વમન કરેલ અન્નની જેમ આપી દીધેલ વસ્તુની કયો મૂર્ખ ફરી પ્રાપ્તિ કરવાની ઇચ્છા કરે? વળી તેના ઉપરથી તેં,

સાક્ષીઓ રાખીને પોતાનું વાલીપણું ઉઠાવી લીધું છે માટે આ તોરી માગણી અસ્થાને છે.' આ પ્રમાણે ઉત્તર મળવાથી બન્ને પક્ષ વચ્ચે મોટા વાદવિવાદ ઉપસ્થિત થયો, એટલે લોકોએ કહ્યું: 'વાદનો નિર્ણય ન્યાયમંદિરમાં રાજા સિવાય બીજી કોઇ પણ જગ્યાએ નિશ્ચિત નહિ જ થાય, માટે ત્યાં જાઓ.' આ પ્રમાણે સાંભળીને મોહને વશ થયેલ સુનંદા રાજા પાસે ન્યાય માગવા માટે લોકોની સાથે ગઇ. સાધુઓ પણ સંઘ સહિત રાજસભામાં ગયા. ત્યાં સુનંદાના પક્ષની બેઠક રાજાની ડાબી બાજુ અને આર્ય ધનગિરિજી તથા સંઘની બેઠક જમણી બાજુએ હતી. અને તટસ્થ લોકો યથાસ્થાને બેઠા, પછી બન્નેના બોલવા ઉપર વિચાર કરીને જણાવ્યુ 'જેના બોલાવવાથી બાલક જેની પાસે જાય તેનો એ બાલક છે એમ મનાશે.' આ પ્રમાણેનો નિર્ણય બન્ને પક્ષે કબુલ કર્યો. પછી 'પ્રથમ કોણ બોલાવે' એ પ્રશ્ન થતાં લોકોએ કહ્યું 'આ બાલક સાધુઓના લાંબા વખતના પરિચયથી તેમની સાથે પ્રેમાળ થઇ ગયો છે તેથી તે એમનુ વચન ઉલ્લંઘી શકશે નહિ. માટે પ્રથમ તેની માતા બોલાવે.' એટલે સુનંદાએ અનેક પ્રકારનાં રમકડાં અને ખાદ્ય વસ્તુઓ બતાવી વજ્રને કહ્યુ 'હે વત્સ, હું તારી જન્મદાત્રી માતા છું, તારા કાજે મેં અપાર સંકટો સહી મારી કાયાને કૃશ કરી નાખી હતી, માટે આ લોકોથી ન શરમાતાં જલ્દી મારી પાસે આવ અને મારા ખોળામા આળોટ, નહિતર મારૂં આ હૃદય પાકેલા કોળાની માફક દ્વિધા થઇ (ફાટી) જશે.' આ પ્રમાણે અનેક ઉપાયો કર્યા પણ વજ્ર તેની પાસે ન ગયો. કોઇ પણ માણસ પોતાની માતાના અગણિત ઉપકારોની અવગણના ન કરે એમ જાણતાં છતાં વજ્રકુમાર વિચાર કરવા લાગ્યા જો માતા પ્રતિ આકર્ષાઇને હુ સંઘની ઉપેક્ષા કરીશ તો મારે સંસારની બહુ જ વૃદ્ધિ થશે. વળી આ મારી માતા ખરેખર ધન્ય છે, અને લઘુ કર્મી છે માટે જરૂર તે પણ દીક્ષા લઇ આત્મકલ્યાણ કરશે!

આ પ્રમાણે વિચારી વજ્રકુમાર જાણે પ્રતિમાસ્થ ન હોય તેમ સ્થિર ઉભો રહ્યો અને માતાના મોહક ઉપાયોથી જરા પણ ચલાયમાન ન થયો.

આ સર્વ દૃશ્ય જોઇને રાજાએ કહ્યું: 'હે સુનંદે, આ બાળક જાણે તને માતા તરીકે જાણતો જ ન હોય તેમ તેં અનેક રીતે બોલાવ્યા છતાં પણ તારી પાસે આવ્યો નથી માટે હવે તું દુર ખસી જા, અને ધનગિરિજીને બોલાવવા દે.' પછી રાજાએ આર્ય ધનગિરિજીને બોલાવ્યા અને કહ્યું કે હવે આ બાળકને તમે બોલાવો, ત્યારે આર્ય ધનગિરિજીએ કહ્યું કે 'હે સુનંદાનંદન, જો તારી વ્રતને ગ્રહણ કરવાની ઇચ્છા હોય તો અને તું તત્ત્વનો જાણ હોય તો આ ધર્મના ધ્વજ રૂપ અમારા રજોહરણને તુ સ્વીકાર.' આમ કહેતાંની સાથે જ બાળક હાથ ઉંચા કરતો દોડતો આવી પોતાના પિતાના ખોળામાં જઇને બેઠો અને ધર્મધ્વજને લઇ સહર્ષ નાચવા લાગ્યો. આ રીતે તે વજ્રકુમારે રજોહરણ સિવાય બીજી કશીયે વસ્તુ ઉપર પોતાની દૃષ્ટિ નાખી નહિ. આ જોઇને હતાશ થયેલી સુનંદા આ પ્રમાણે વિચાર કરવા લાગી કે મારા ભાઇએ દીક્ષા ગ્રહણ કરી, મારા પ્રાણેશ્વરે પણ ચારિત્ર લીધું અને હવે આ મારો પુત્ર પણ જરૂર સંયમ લેશે માટે મારે પણ હવે પ્રવ્રજ્યા લેવી જ ઉચિત છે. આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરી સુનંદા પોતાને ઘેર ગઇ અને મુનિઓ પણ વજ્રકુમારને લઇને સ્વસ્થાને ગયા.

આ બનાવ બન્યા પછી વજ્રકુમારે, પોતે ચારિત્રના અભિલાષી હોવાથી, સ્તનપાન છોડી દીધું અને પછી અનુક્રમે તેને આચાર્ય મહારાજે દીક્ષા આપી, અને તેનું લાલન પાલન કરવા સાધ્વીઓને પુનઃ સોંપ્યો. આ બાજુ સુનંદાએ પણ તે આચાર્ય મહારાજ પાસે ચરિત્ર અંગીકાર કર્યું. વજ્રકુમાર પોતે બુદ્ધિશાળી હતા અને પદાનુસારિણી બુદ્ધિ તેમને જન્મથી જ વરેલી હોવાથી ઉપાશ્રયમાં અધ્યયન કરતી સાધ્વીઓના મુખથી જ સાંભળી સાંભળીને અગિયાર અંગનો અભ્યાસ કર્યો.

ક્રમશઃ તેની ઉમર જ્યારે આઠ વર્ષની થઈ ત્યારે ગુરૂ મહારાજે તેને સાથે લઈને પરિવાર સહિત અન્યત્ર વિહાર કર્યો. એક વખત કોઈ પર્વત પાસે તે વજ્રમુનિની પરીક્ષા કરવા તેના પૂર્વભવના મિત્ર જૃંભક દેવે વૈક્રિય લબ્ધિથી મોટો વરસાદ વિકુર્વો તેથી પૃથ્વી જાણે જલથી જ બનાવી ન હોય તેવી ભાસવા લાગી. આવા સમયે અપકાયના જીવોની વિરાધના ન થાય તેવી ઇચ્છાવાળા ગુરૂ મહારાજે એક વિશાળ પર્વતની ગુફામાં જઈને સ્થાન કર્યું. વરસાદ કોઈ પણ રીતે વિરામ ન પામ્યો એટલે મુનીશ્વરોએ ઉપવાસનો આશ્રય કર્યો. આ પછી સૂર્યોદય થયો ત્યારે મેઘ પણ, માર્ગના થાકથી થાકી ગયેલો મુસાફર થોડી વાર વિસામો લે તેમ, થોડી વાર બંધ રહ્યો. એટલે વજ્રમુનિના વ્રતથી સંતુષ્ટ થયેલો તે દેવ એક વણિક સાર્થવાહ વિકુર્વીને અને પોતે મોટો સાર્થપતિ બનીને ગુરૂ મહારાજની પાસે પારણા માટે નિમંત્રણ કરવા આવ્યો. ગુરૂજીની આજ્ઞાની ત્રણ એષણામાં ઉપયોગ રાખવામાં પ્રવીણ એવા વજ્રમુનિ ત્યાં આહારપાણી વહોરવા પધાર્યા તે વખતે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો ઉપયોગ મુક્યો તો તેઓને દ્રવ્યથી કોલાપાક જોવામાં આવ્યો, ક્ષેત્રથી માલવ દેશ હતો, અને કાળ ઉનાળાની ઋતુ હતી પણ ભાવનો વિચાર કરતા તે દેવ છે એમ જાણ્યું. વળી તેઓના પગ જમીનને સ્પર્શેલા હતા નહિ અને તેઓના કંઠની માળા જાણે નવી જ ન પહેરી હોય તેવી અમ્લાન હતી. આથી વજ્રમુનિ વિચારવા લાગ્યા કે સાધુઓને દેવપીંડ કલ્પે નહિ, અને આ તો દેવ છે માટે આ આહારપાણી મારે તો બીલકુલ લેવાય જ નહીં. આમ જાણીને તેઓ તુરત પાછા ફર્યા. ત્યારે વણિકવેષધારી દેવે પૂછ્યું તેના જવાબમાં વજ્રમુનિએ સ્પષ્ટ જણાવ્યું કે આ દેવપિંડ જૈનમુનિઓને કલ્પે નહિ. આ સાંભળીને દેવ અત્યંત આનંદ પામ્યો. અને પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કરી વજ્રમુનિને વંદન કર્યું, અને તેમને વૈક્રિયલબ્ધિ આપી. પછી વજ્રમુનિએ આવીને ગુરૂમહારાજ સમક્ષ સર્વ હકીકત કહી સંભળાવી. ગુરૂમહારાજે અન્યત્ર વિહાર કર્યો. તેઓએ પણ તેમની સાથે જ વિહાર કર્યો. થોડો વખત ગયો ન ગયો ત્યાં તે જ દેવે જેઠ મહિનામાં વજ્રમુનિને ઘેબરનું નિમંત્રણ કર્યું. ત્યાં પણ તેમણે જ્ઞાનના ઉપયોગથી તે આહાર ગ્રહણ ન કર્યો એટલે દેવ વધારે પ્રસન્ન થયો, અને તેઓને આકાશગામિની વિદ્યા આપી. ભાગ્યવંત પુરૂષોને જગતમાં શું દુર્લભ છે!

ગુરૂમહારાજ સાથે વિહાર કરતાં વજ્રસ્વામીને પદાનુસારિણી લબ્ધિથી પ્રાપ્ત થયેલા અગિયાર અંગ સુદૃઢ થઇ ગયા. વળી તે પૂર્વગત જે જે શ્રુતને અભ્યાસ કરાવાતું સાંભળતાં તેને તરત જ ગ્રહણ કરી લેતા હતા. જ્યારે સ્થવિર મુનિઓ વજ્રસ્વામીને અભ્યાસ કરવા પ્રેરતા ત્યારે તે નિદ્રાસ્થની જેમ ગણગણ કરતાં. પાછા સ્થવિરોના આજ્ઞાભંગના

ભયથી ફરી તે ઉઠીને પોતાની શક્તિનો પ્રકાશ ન કરતાં કાંઇક ન સમજી શકાય તેવું બોલતા અને મુનિઓ જે કાંઇ પણ બોલતા-ભણતા તે સર્વ ધ્યાન પૂર્વક સાંભળતા હતા.

એક વખત ગુરૂમહારાજ બહાર સ્થંડિલ ભૂમિએ ગયેલા હતા અને અન્ય સાધુઓ ભિક્ષાર્થે, ગામમાં ગયા હતા તે વખતનો લાભ લઇને બાલ્યભાવની ચપળતાથી બધા મુનિઓનાં ઉપકરણો ( ઉપધિના વીંટીયા ) લઇને ગોળ કુંડાળું કરીને ગોઠવી દીધાં. પછી ગુરૂમહારાજે સ્વમુખે પ્રકાશેલ એવા શ્રુતસ્કંદના સમૂહની, મહાક્રિયમ પૂર્વક પ્રત્યેક પ્રત્યેયને મોટા મેઘની ગર્જના સરખા શબ્દ વડે, વાચના આપવી શરૂ કરી. થોડીવારમાં ગુરૂમહારાજ બહારથી પાછા આવ્યા, અને ગર્જના કરતો વજ્રમુનિનો શબ્દ તેમના કર્ણને અથડાયો. તેમણે વિચાર કર્યો કે શું મુનિ ગોચરીથી આવીને આ શાસ્ત્રાધ્યયન કરે છે ? ત્યાં તો એક મુનિએ તે શબ્દ વજ્રમુનિનો છે એમ બરાબર ઓળખીને ગુરૂમહારાજને કહ્યું કે 'હે પ્રભો, આ તો વજ્રમુનિજીનો શબ્દ છે,' એટલે ગુરૂજીને ઘણો જ આનંદ થયો. તેમણે મનમાં વિચાર કર્યો કે ખરેખર આ ગચ્છને ધન્યવાદ ઘટે છે કે જ્યાં આવા સમર્થ પંડિત બાલમુનિ છે. પછી વજ્રમુનિજી ક્ષોભ ન પામે તેમ વિચાર કરીને મોટા સ્વરથી 'નિસ્સીહિ' એ પ્રમાણે ઉચ્ચાર કર્યો, એટલે આ શબ્દ ગુરૂમહારાજનો છે એમ જાણી તરત જ બધાં ઉપકરણો સૌ સૌને સ્થાને ગોઠવી દીધા, અને લજ્જા અને ભય પામતા તે ગુરૂમહારાજની સમક્ષ હાજર થયા, અને તેમના ચરણની પ્રમાર્જના કરીને પ્રાસુક જલથી પ્રક્ષાલન કર્યું. અને ગુરૂમહારાજના ચરણના પાણીને વંદન કરીને માથે ચઢાવ્યું. આવા પ્રકારના તેમના વિનયને જોઇ ગુરૂએ અત્યંત હર્ષ પૂર્વક તેમની સામે જોયું. પછી 'વૈયાવૃત્યાદિકમાં આ બાલમુનિની અવજ્ઞા ન થાય' એમ વિચાર કરીને ગુરૂમહારાજે બીજા શિષ્યોને કહ્યું: 'અમો હવે બીજે વિહાર કરીશુ.' 'એમ સાભળતાં મુનિઓએ કહ્યુ કે' હે પ્રભો, અમોને વાચના કોણ આપશે?' ત્યારે ગુરૂમહારાજે કહ્યુ કે 'હે મુનિઓ, આ વજ્રમુનિ તમોને વાચના આપીને તમોને સંતોષ પમાડશે! એટલે પછી તે મુનિઓએ **कालावाज्ञा यत्र कार्ये विचार्ये** એ નીતિ મુજબ વિચાર કર્યા વિના જ ગુરૂમહારાજનુ વચન સ્વીકારી લીધું. ગુરૂમહારાજે તરત જ અન્યત્ર વિહાર કર્યા પછી પડિલેહણ વગેરે કાલિક ક્રિયા કરીને તે મુનિઓ વજ્રમુનિની પાસે વાચનાર્થે આવ્યા, એટલે તેમણે એવી સરસ રીતે વાચના આપી કે સર્વ મુનિઓ વિના પ્રયાસે વાચના સમજવા લાગ્યા. ને તેનું ઊંડું રહસ્ય પણ એવી સહેલાઇથી તેઓ સમજાવતા હતા કે જે જલ્દી અને વગર મહેનતે મંદબુદ્ધિવાળો પણ સમજી શકે. આ રીતે વાચના મળવાથી સર્વ મુનિઓને અપાર હર્ષ થયો. તેમણે વિચાર કર્યો કે જો ગુરૂમહારાજ થોડા દીવસમા ન આવે તો સારૂ, ત્યાં સુધી આ વજ્રમુનિની પાસેથી જલ્દી શ્રુતસ્કંધ પૂરો કરી લઇએ. તેઓ વજ્રમુનિને ગુરૂમહારાજ કરતાં પણ અધિક માનવા લાગ્યા.

આ બાજુ આચાર્ય મહારાજ વિચારવા લાગ્યા કે વજ્રમુનિ આટલા દીવસમાં આપણા પરિવારમાં પરિચિત થઇ ગયા હશે અને સાધુઓ પણ તેના ગુણો જરૂર જાણી ગયા હશે માટે હવે ત્યાં જઇને એ વજ્રમુનિ જે ભણ્યા નથી તે એને શીખવીએ. આ પ્રમાણે વિચાર કરીને કહેલા દીવસે આચાર્ય મહારાજ પાછા ત્યાં આવ્યા, એટલે મુનિઓ

વજ્રમુનિ સહિત તેઓની સન્મુખ ગયા, અને વંદન કર્યું. પછી ગુરુમહારાજે વાચના સંબંધી બધો વૃત્તાંત પૂછ્યો ત્યારે તે બધા સાથે મળીને કહેવા લાગ્યા કે આપ પૂજ્યપાદના પ્રસાદથી અમોને વાચનાનું ભારે સુખ થઇ ગયું છે, આપ કૃપા કરીને સદાને માટે વજ્રમુનિને અમારા વાચનાચાર્ય બનાવો, એમ સાંભળીને ગુરુમહારાજ બોલ્યા કે 'મેં એ મહાન મુનિના અદ્ભુત ગુણ ગૌરવ તમને જણાવવા માટે જ ખાસ કરીને વિહાર કર્યો હતો.'

આ પ્રમાણે સાંભળીને મુનિઓને ઘણો જ આનંદ થયો. પછી ગુરુમહારાજે શિષ્યોને કહ્યું 'એ જ તમારા વાચનાચાર્ય થાઓ, પણ સાંભળો, એ બાળક છે પણ જેમ નાનો પણ દીવો આખા મહેલને પ્રકાશિત કરી દે છે, તેમ આ વજ્રમુનિજી નાના છે તો પણ સમસ્ત જીવોને ઉપકાર છે. તમો જાણજો કે આ શરીરથી જ બાળક છે, બાકી જ્ઞાનથી તો અતિ વૃદ્ધ છે. માટે તમારે તેની જરા પણ અવજ્ઞા ન કરવી. જો કે તમોને આ વજ્રમુનિ વાચનાચાર્ય તરીકે સોંપ્યા છે, પરતુ તે હજુ 'વાચનાચાર્ય' પદવીને યોગ્ય નથી થયા. કારણ કે ગુરુના આપ્યા વિના એ માત્ર સાંભળી સાંભળીને જ શ્રુતને ભણ્યા છે, માટે સંક્ષેપાનુષ્ઠારૂપ ઉત્સાર કલ્પ (જેમાં સક્ષેપથી અનુષ્ઠાન કરવામા આવે છે તે) આ વજ્રમુનિને કરાવવો પડશે કે જેથી તે આચાર્ય પદવીને યોગ્ય થાય.' આ પ્રમાણે કહીને ગુરુમહારાજે પૂર્વે અપઠિત શ્રુત વજ્રમુનિને અર્થસહિત શીખવ્યું. અને વજ્રસ્વામીએ પણ ગુરૂને સાક્ષીભૂત કરીને, આદર્શ જેમ પ્રતિબિંબને ગ્રહણ કરે તેમ, આપેલ સર્વ શ્રુતને ગ્રહણ કર્યું. એ ગ્રહણ કરવાથી વજ્રર્ષિ એવા શ્રુતજ્ઞ થયા કે પોતાના ગુરુના પણ લાંબા વખતના દુર્ભેદ્ય સંદેહને ભાંગી નાખવા લાગ્યા. અને ગુરુના હૃદયમાં જેટલો દૃષ્ટિવાદ હતો તે સર્વ તેમણે તરત ગ્રહણ કરી લીધો.

પછી આચાર્ય મહારાજ વિહાર કરતાં કરતાં દશપુરનામના નગરમાં પધાર્યા. તે વખતે ઉજ્જયિની નગરીમાં દશપૂર્વધારી આચાર્ય શ્રી. ભદ્રગુપ્તસૂરિજી છે એમ સાંભળી આ આચાર્ય મહારાજે વિચાર કર્યો કે તેમની પાસેથી દશપૂર્વ ગ્રહણ કરવાને લાયક આ વજ્રમુનિ છે, કારણ કે તે પદાનુસારિણી લબ્ધિવાળા છે, તેથી લીલામાત્રમાં સાંભળવાથી જ ગ્રહણ કરી શકશે. આ પ્રમાણે વિચાર કરી વજ્રમુનિને આજ્ઞા કરી કે 'તમો ઉજ્જયિની જાઓ અને ત્યાં ભદ્રગુપ્તાચાર્ય પાસેથી દશ પૂર્વનો અભ્યાસ કરી પાછા આવો. આ સર્વ મુનિઓ અલ્પ બુદ્ધિવાળા છે તેથી તમારી બરાબરી કોઇ કરી શકે તેમ છે જ નહિ. આ કાર્યમાં તમોને શાસનદેવ સંપૂર્ણ સહાય આપજો. હે વત્સ, કુવાનું પાણી જેમ ઉપવનનાં વૃક્ષોમાં પ્રસરે તેમ આ સમસ્ત સાધુઓમાં તમારું શ્રુત પ્રસરો!' આ પ્રમાણે કહીને ગુરુમહારાજે તેમને તે તરફ જવાનો આદેશ કર્યો. અને સાથે બે સ્થવિર સાધુઓને જવા માટે આજ્ઞા કરી. આ રીતે બે મુનિઓ સહિત વિહાર કરી વજ્રમુનિ ઉજ્જયિની પહોંચ્યા-અને રાત્રિ ગામની નજીક રહ્યા છે.

આ બાજુ તે જ રાત્રે ભદ્રગુપ્તાચાર્યને સ્વપ્ન આવ્યું, અને સવારમાં પોતાના શિષ્યો સમક્ષ રાત્રિએ આવેલા સ્વપ્નની વાત કરતાં તેમણે કહ્યું કે 'હે શ્રમણો, આજે રાત્રે સ્વપ્નમાં દુગ્ધથી પરિપૂર્ણ એવું મારું પાત્ર કોઇ અતિથિ આવીને સંપૂર્ણ પી ગયો. માટે

હે મુનિઓ, સમગ્ર દશ પૂર્વનો અભ્યાસ કરનાર એવો કોઇ અતિથિ જરૂર આજે આવવો જોઇએ' આ પ્રમાણે વાત ચાલતી હતી તેટલામાં વજ્રમુનિ તેઓની સમક્ષ આવીને ઉભા રહ્યા. અને વિધિપૂર્વક દ્વાદશાવર્ત વંદન કર્યું. આચાર્ય મહારાજને તેમને જોઇને આનંદ થયો. અને તેમણે બાલમુનિને પોતાના ઉત્સંગમાં બેસાડી, સુખ પૃચ્છા પૂર્વક પૂછ્યું કે 'હે બાલ મુનિવર, શું તમે કોઇ કાર્ય પ્રસંગને લઇને અત્રે આવ્યા છો કે વિહારના ક્રમથી સ્વાભાવિક આવી ચડયા છો? એટલે વજ્રમુનિ વિનય પૂર્વક બેલ્યા' હે પ્રભો, ગુરૂમહારાજની આજ્ઞાથી આપશ્રીમાનની પાસે દશપૂર્વનો અભ્યાસ કરવા માટે હું આવ્યો છુ. મારા ઉપર અનુગ્રહ કરીને મને તે ભણાવો.' પછી ભદ્રગુપ્તાચાર્યે તેમને દશ પૂર્વ ભણાવ્યા અને તેમણે પણ ગુરૂની પ્રસન્નતા મેળવીને સર્વ ગ્રહણ કર્યા.

મેઘ જેમ જલને ગ્રહણ કરે તેમ સમ્યક્ પ્રકારે દશ પૂર્વ ગ્રહણ કરીને વજ્રર્ષિએ ભદ્રગુપ્તાચાર્યની અનુજ્ઞા લઇને વિહાર કરી તે ક્રમશઃ દશપુર નગરમાં ગુરૂમહારાજ પાસે પધાર્યા, એટલે આચાર્ય સિંહગિરિજી મહારાજે તેમને પૂર્વની અનુજ્ઞા આપી અને તેમની આચાર્ય પદવીનો મહોત્સવ પૂર્વ ભવના મિત્રદેવોએ ઘણા જ બડા આડંબરથી કર્યો આ શુભ અવસરે તેમને સર્વ અનુયોગની અનુજ્ઞા આપી, આચાર્ય પદવીથી વિભૂષિત કર્યા, અને સવ જિનેશ્વરોનાં તત્ત્વની તેમનામાં સ્થાપના કરી પછી કેટલાક કાળે સિંહગિરિજી મહારાજે વજ્રમુનિને ગચ્છનું સુકાન આપીને અન્નપાનાદિના પ્રત્યાખ્યાનપૂર્વક આ ઇન્દ્રજાળ સમાન દુનિયાને છોડી સ્વર્ગ પ્રતિ ગમન કર્યું.

ગુરૂમહારાજે સ્વર્ગ ગમન કર્યું, એટલે જાણે વજ્રથી હણાયા ન હોય તેમ થોડીવાર તો સ્તબ્ધ જ થઇ ગયા અને તેમના શોકનો પાર ન રહ્યો પછી છેવટ પોતાના આત્માને સમજાવીને શાંતી વાળી. ગુરૂમહારાજે સ્વર્ગગમન કર્યા પછી એક વખત વજ્રર્ષિ પાટલીપુત્ર નગરના ઉદ્યાનમાં સમવસર્યા. ત્યા એકવાર તેમણે વૈક્રિય લબ્ધિથી પોતાનું કુરૂપ બનાવીને દેશના આપી ત્યારે લોકો કહેવા લાગ્યા કે અહો, આ ગુણને અનરૂપ રૂપ નથી. પછી બીજે દીવસે પોતાનું સુંદર રૂપ બનાવીને ધર્મદેશના આપી એટલે લોકો કહેવા લાગ્યા કે અહો, નગરના લોકોને ક્ષોભ ન થાય તો ભયથી આચાર્ય મહારાજે પોતાનું રૂપ કુરૂપ બનાવ્યું હતું.

તે જ નગરમાં મહાઋદ્ધિશાળી ધન નામનો એક શેઠ રહેતો હતો. તેને રૂક્મિણી નામના રૂપવતી પુત્રી હતી જ્યારે વજ્રસ્વામીજી તે નગરમાં પધાર્યા તે વખતે તેમના સંપ્રદાયની સાધ્વીજીઓએ તે શ્રેષ્ઠીની યાનશાળા (ગાડીઓ રાખવાનો તબેલો) માં ઉતારો કરેલ હતો. તેઓ વારવાર શ્રી. વજ્રસ્વામીજીના ગુણની સ્તુતિ કરતાં હતાં તે સાંભળીને રૂક્મિણીએ 'આ ભવમાં મારો વજ્રસ્વામી જ ભર્તા થાઓ, જો તે નહિ થાય તો અન્ય ભોગથી સર્યું" એવી દઢ પ્રતિજ્ઞા કરી. આવી ભીષ્મપ્રતિજ્ઞા કર્યા પછી તેને માટે જે માગું કરતા તે બધાનો તે નિષેધ કરતી. આ બાબતની સાધ્વીઓને ખબર પડતાં તેને કહ્યું કે 'અરે ભદ્રે, તું ખરેખર ભોળી જણાય છે જે વીતરાગ, સંયમી અને પંચ મહાવ્રતનો ભાર ઉપાડવામાં ધુરંધર એવા વજ્રમુનિને વરવાની ઇચ્છા રાખે છે.' આ પ્રમાણે જ્યારે તેઓએ કહ્યું ત્યારે તેણી બોલી કે 'જો વજ્રમુનિ દીક્ષિત જ રહેશે અને મારી સાથે લગ્ન નહિ કરે તો હુ

પણ તેમના માર્ગને અનુસરીશ.' પછી એક વખત સમયનો બરાબર લાભ લઇને રૂક્મિણીએ પોતાના પિતાને કહ્યું કે 'હે પૂજ્ય પિતાશ્રી, જેને વરવાને માટે હું હંમેશાં ઝંખ્યા કરું છું તે વજર્ષિ અત્રે આવેલ છે માટે મને વજ્રસ્વામીની સાથે જ પાણિગ્રહણ કરાવો, નહિ તો મારે અગ્નિનુ શરણુ લેવું પડશે. આવી રીતે લજ્જાનો ત્યાગ કરીને જે આ વાતુ મારે આપનો આગળ કહેવી પડે છે તેનુ કારણુ એક જ છે કે એ વજ્રસ્વામી ખરેખર માગ ભાગ્યેદયને લીધે જ અત્રે આવ્યા છે, પરંતુ એ મહાપુરૂષ અત્રે વધારે વખત નહિ રહે એવો મને ભય રહે છે. અને કદાચ આજ જ તેઓ ચાલ્યા જશે તો હાથમાંથી ઉડી ગયેલ પક્ષીની જેમ પાછા કયારે આવશે તે કાંઇ સમજી શકાય નહિ.' આ પ્રમાણે પુત્રીનો આગ્રહ જોઇ મોહને વશ થયેલા ધન શ્રેષ્ઠી તરત જ પોતાની પુત્રીને, વિવાહને યોગ્ય અલંકારોથી શણગારીને, વજ્રસ્વામીજી જ્યાં હતા ત્યાં લઈ ગયા અને 'વરનારને ધન દેખીને લોભ થશે' એવી બુદ્ધિથી સાથે સાથે અઢળક ધન પણ લઇ ગયા. ધનશેઠે વજ્રસ્વામીજીને અંજલિ જોડીને વિજ્ઞપ્તિ કરી કે 'હે પ્રભો, મારા ઉપર કૃપા કરીને આ મારી પુત્રીનુ પાણિગ્રહણુ કરી એનું જીવન સફળ કરો, કારણુ કે એ આપને જ વરવા ઇચ્છે છે. વલી જીવન પર્યંત દાન અને ભોગથી ખુટે નહી તેટલા આ અપરિમીત ધનને પણુ કૃપા કરીને સ્વીકારો' આ સાંભળીને કૃપાસમુદ્ર વજ્રસ્વામીજીએ ઉત્તર આપ્યો 'હે શ્રેષ્ઠિન્, તમો ભોળા લાગો છો. પોતે સાંસારિક કારાગૃહમાં પડીને બીજાઓને પણુ તેમાં નાંખવા ઇચ્છો છો. તમારા દ્રવ્યકોટીનો પણ શું ઉપયોગ છે, કારણુ કે તે તો કેવળ આત્માને બંધનમાં જ રાખે છે. અમે તો આત્માન વાંછુ રહ્યા, અમારે એવી સંસાર વધારનારી વસ્તુઓનો પડછાયો પણ ન જોઇએ. વિષયો વિષ કરતાં પણ અધિક ભયંકર છે, કારણુ કે જન્માંતરમાં પણુ પ્રાણીઓને અનર્થકારી થઇ પડે છે. માટે હે મહાનુભાવ, તમે તમારે માર્ગે જાઓ અને આવો નિરર્થક પ્રયત્ન છોડી દો. તમારી આ કન્યા મારા ઉપર જ અનુરાગ ધરાવતી હોય અને પોતાના મનથી મને જ ઇચ્છતી હોય તો તેણે વિષયાસકિતમાં ન ફસાતાં વિવેક પૂર્વક મોક્ષ સુખને આપનાર એવા જ્ઞાનદર્શન યુકત ચારિત્ર વ્રતને ધારણુ કરવું ઘટે! હુ જે કહું છું તે સર્વ તેના હિતને માટે જ છે, એમ સમજજો.' આ પ્રમાણે વજ્રસ્વામી ભગવાનના ઉપદેશથી, લઘુકર્મી હોવાથી, પ્રતિબોધને પામેલી રૂક્મિણીએ તે જ વખતે દીક્ષા ગ્રહણુ કરી. આવું દૃશ્ય જોઇને 'ખરેખર આ જ ધર્મ શ્રેયસ્કર છે' એમ વિચારી ઘણા લોકો પ્રતિબોધ પામ્યા. અને વજ્રસ્વામી ત્યાંથી બીજે ઠેકાણે વિહાર કરી ગયા. તે વખતે જન્મથી સંસિદ્ધ એવી પદાનુસારિણી લબ્ધિને ધારણુ કરનારા અને શ્રી સંઘનો ઉપકાર કરવામાં જ જેમનું લક્ષ છે તેવા શ્રી. વજ્રસ્વામી ભગવાને આચારાંગ સૂત્રના મહાપરિજ્ઞા નામના અધ્યયનમાંથી આકાશગામિની વિદ્યાનો ઉદ્ધાર કર્યો, પરંતુ કહ્યું કે 'હવે કાલના અનુસારે ભાવીમાં જીવો અલ્પબુદ્ધિવાળા અને બહુ જ અલ્પ સત્ત્વને ધારણુ કરનાર થશે માટે આ વિદ્યા મારે જ ધારણુ કરવાની છે; અને આ વિદ્યાથી જંબૂદ્વીપથી લઇને માનુષોત્તર પર્વત સુધી જવા આવવાની શકિત પ્રાપ્ત થાય છે.'

પછી અનુક્રમે વજ્રસ્વામીજી વિહાર કરતાં કરતાં ઉત્તર તરફના પ્રદેશમાં વિચરવા લાગ્યા. એક વખત ત્યાં વૃષ્ટિના અભાવે અત્યંત ભયંકર દુકાલ પડયો અને અન્નનો ઘણો અભાવ દેખાવા લાગ્યો. અન્નના અભાવને લઇને તેઓને પણ સાધુઓની જેમ ઉણોદરી

તપ (જરૂર કરતાં ઓછું ખાવું તે) થવા લાગ્યું. શ્રીમંતો પણ યાચકોને માટે ખોલેલ દાનશાળાઓ બંધ કરવા લાગ્યા. આવું થવાથી ભીખારીઓ ખાવાનું નહિ મળવાથી બજારમાં દહીં વેચવાનાં ઠામને ફોડીને જીભવડે કુતરાની જેમ ચાટતા નજરે પડતા હતા, અને કંગાળ લોકો ભુખને લઇને કૃશ શરીરવાળા થઇ ગયા અને શરીરમાં ફક્ત ચામડાં અને હાડકાં સિવાય બીજું કાંઇ પણ નહોતું રહ્યું. આવુ થવાથી આખું નગર ખાલી થઇ જવાને લીધે તે સ્મશાન જેવું દેખાતુ હતું. આવી ભયંકર પરિસ્થિતિમાં છેવટે શ્રી સંઘે ન છુટકે દીન મુખવાળા થઇને શ્રી વજસ્વામીજીને વિનંતી કરી: 'હે પ્રભો, આ દુઃખ સાગરમાંથી કોઈ પણ ઉપાયે અમારો ઉદ્ધાર કરો, '**सघप्रयोजने विद्योपयोगोऽपि न दुष्यति।** સંઘના ઉપયોગ માટે વિદ્યાઓનો ઉપયોગ કરવામાં દોષ છે જ નહિ, માટે કૃપા કરી અમારૂં રક્ષણ કરો' આ પ્રમાણે સંઘની વિનંતી સાંભળીને કરૂણાનિધાન શ્રી વજસ્વામીજીએ પોતાની વિદ્યાના બળ વડે એક મહાવિશાળ પટ વિકુર્વ્યો અને પછી આજ્ઞા કરી એટલે સકળ સંઘ, જેમ મોટા વહાણમાં મોટા સાર્થ બેસે તેમ, તે મહાન પટ ઉપર બેસી ગયો એટલે તેમણે વિદ્યાના બળે વિમાનની જેમ આકાશ માર્ગે તે ચલાવવા માંડયો. તે વખતે વજમુનિનો દંત નામનો શૈયાતર પોતાના સહચારીઓને લેવા માટે ગયો હતો અને તેને આવતાં જરા વાર થઇ એટલે તે ઉડતા પટને જોઇને તેણે જલ્દી પોતાના માથામાંથી વાળને ઉખેડીને આ પ્રમાણે મોટા અવાજે વજસ્વામીજીને વિનંતી કરી કે 'હે પ્રભો, હું આપનો જ શૈયાતર છુ, અને આજે સાધર્મિક પણ છું તો મારો ઉદ્ધાર કેમ કરતા નથી? કૃપા કરીને મારો પણ ઉદ્ધાર કરો.'

આ પ્રમાણે તેની ઉપાલંભગર્ભિત વાણી સાંભળીને અને તેને માથામાંથી ઉખેડી નાખેલા વાળવાળો જોઇને તેમણે 'જે ભવ્ય જીવ ધર્મિક વાત્સલ્યમાં, સ્વાધ્યાયમાં, ચારિત્રમાં, અને તીર્થ પ્રભાવનમાં ઉદ્યમ રાખતો હોય તેમનો મુનિઓએ જરૂર ઉદ્ધાર કરવો જોઇએ' આ પ્રમાણે આગમાર્થનુ સ્મરણ કરીને તે શૈયાતરને પણ પટ ઉપર બેસાડયો.

અનુક્રમે વિદ્યાબળથી ઉડતા પટને તે મહર્ષિ એક સુખી દેશમાં આવેલ મહાપુરીમાં લઇ ગયા કે જ્યાં બૌદ્ધાનુયાયી રાજા રાજ્ય કરતો હતો અને જ્યાં બૌદ્ધ ધર્મના જ રાગવાળી પ્રજા વસતી હતી અને જૈન તથા બૌદ્ધો પરસ્પર સ્પર્ધાવડે પોતપોતાના દેવોની પૂજા વિશેષ પ્રકારે કરતા હતા. નગરમાં જે જે ફળ ફુલ વગેરે પૂજાની સામગ્રી આવતા તે સર્વ વધારે પૈસા આપીને જૈનો લઇ જતા. આથી બૌદ્ધ લોકો પુષ્પાદિક લેવા માટે અસમર્થ થતા અને તે જ કારણથી બુદ્ધ દેવાલયોમાં અમન્ય પૂજા થતી અને જૈન મંદિરોમાં સારામાં સારી પૂજા થતી. આથી બુદ્ધભક્તો લજ્જા પામીને રાજા પાસે ગયા અને વિનંતી કરી 'હે રાજન્, જૈનો ચડસાચડસીના લીધે એક પણ ફળ કે ફૂલ અમારા માટે રહેવા દેતા નથી અને જે કાંઇ હોય તે સર્વ મો માગ્યા પૈસા આપીને લઇ લે છે. તેથી આપણા ભક્તોને ફળ મળી શકતાં નથી અને જૈનમંદિરોમાં ફળફુલના ઢગલાના ઢગલાઓ નજરે પડે છે' આ પ્રમાણે સાંભળીને રાજાએ જૈનોને એક પણ ફુલ ન મળી શકે તેવો હુકમ બહાર પાડયો, જેથી શહેરની તમામ બજારોમાં ગમે તે પૈસા આપતા છતા એક પણ ફળ યા ફુલ મેળવવું જૈનો માટે મુશ્કેલ થઇ પડયું. એવામાં પરમ પવિત્ર પર્યુષણાપર્વ

નજીક આવતાં હોવાથી સમસ્ત જૈન સંઘ એકત્રિત થઇને શ્રી વજ્રસ્વામીજીને વિનંતી કરવા આવ્યો.

શ્રી સંઘે વજ્રસ્વામીને જૈનોને ફળફૂલ ન મળી શકે એવા રાજ્યના નિયમથી વાકેફ કર્યા અને કહ્યું કે 'હે પ્રભો, પર્યુષણાપર્વના ઉત્તમ દિવસો નજીક આવે છે. એ દીવસોમાં પણ જો અમોને પુષ્પો નહિ જ મળે તો સાધુઓની માફક જ અમો પણ માત્ર ભાવ પૂજન જ કરી શકીશું. આપના જેવા ધુરંધર આચાર્ય છતાં તે દુષ્ટ બુદ્ધિઓએ વારંવાર હરાવીને અમને મુવા જેવા કર્યા છે, તો અભિભૂત એવા શ્રી જૈન શાસનની પ્રભાવના કરીને અમને જીવનદાન આપો ' આ ખેદજનક સમાચાર સાંભળી તેમણે કહ્યું 'હે શ્રાવકો, તમે શાન્ત થાઓ તે બાબતનો યોગ્ય પ્રબંધ હું કરી આપીશ.' એ પ્રમાણે કહીને પોતાના વિદ્યાબળથી આગાશમાર્ગે ઉડીને એક નિમેષમાત્રમાં ત માહેશ્વરી નગરીમાં આવ્યા, અને નગરીના બહારના એક ઉપવનમાં ગયા. તે ઉપવન હુતાશન નામના એક દેવનું હતુ. તેનો માળી વજ્રસ્વામીના પિતા ધનગિરિજીનો મિત્ર હતો પ્રાતઃકાળમાં અચાનક વજ્રસ્વામીજીને જોઇને તે હર્ષ પામતો બોલ્યો 'હે પ્રભો, હું મારા આત્માને ખરેખર ધન્ય ગણું છું કે મને તમે ચિત્તથી દૂર કર્યો નથી હવે કયા પ્રકારે આપનુ આતિથ્ય કરી હુ કૃતાર્થ થાઉં તે આપ કહો.' ત્યારે વજ્રસ્વામીએ કહ્યુ કે 'હે ઉદ્યાનપાલક, મારે સુંદર પુષ્પોનુ કામ છે, અને તે આપવા તું સમર્થ છે. ત્યારે માળીએ કહ્યુ 'હે પ્રભો, પુષ્પો ગ્રહણ કરી મારા પર અનુગ્રહ કરો, અહી દરરોજ લગભગ વીશ લાખ ફુલો થાય છે.' તેથી વજ્રસ્વામીએ તેને કહ્યુ 'હે ભદ્ર, હુ બીજે જઇને અહી આવુ, એટલામા તુ તૈયાર રાખજે.' આ પ્રમાણે કહીને દેવતાની માફક આકાશ માર્ગે ચાલીને તે મહામુનિ ક્ષુદ્રહિમવત પર્વત ઉપર ગયા. અને ત્યાંના સિદ્ધાયતનોમાં રહેલી શાશ્વતી જિનેશ્વર ભગવંતની પ્રતિમાજીને વંદન કર્યું. પછી જ્યા લક્ષ્મી દેવી રહે છે તે પદ્મદ્રહ તરફ આકાશમાં ગયા. લક્ષ્મીદેવીએ વજ્રસ્વામીજીને જોયા, એટલે તરત જ વંદન કર્યું પછી દેવીએ પૂછ્યુ, હે મહાત્મન્, આપનુ ક્યા કારણે અત્રે આગમન થયુ છે? મારા લાયક કાંઇ પણ કાર્ય હોય તે ફરમાવો.' એટલે મુનીંદ્ર બોલ્યા 'હે દેવી, આદેશ માત્ર એટલો જ છે કે તમારા હાથમા રહેલ આ પદ્મ અમને આપો.' લક્ષ્મીદેવીએ તેમને પદ્મ આપ્યુ એટલે ત્યાંથી વજ્રસ્વામી આકાશમાર્ગે પાછા ફરીને હુતાશનના વનમા ગયા, અને ત્યાં પોતાની વિદ્યાશક્તિથી પાલક વિમાનના નાના ભાઇ જેવું અનેક પ્રકારની શોભાવાળુ મનોહર વિમાન વિકુર્વ્યું અને તેના મધ્ય ભાગમા શ્રી દેવીએ આપેલ કમલને સ્થાપન કર્યું અને તેની ચારે બાજુ મિત્ર માળીએ અર્પેલ ફુલો ગોઠવ્યા તે વખતે વજ્રસ્વામીજી મહારાજે જૃંભક દેવતાઓને સભાર્યા એટલે જેમ ઇંદ્રની પાસે દેવતાઓ હાજર થાય તેમ તે હાજર થયા અને ઇન્દ્રની જેમ તેમની ચારે બાજુ વીંટળાઇ ગયા પછી છત્ર સમાન તે કમળની નીચે બેસીને વિમાનને આકાશમાર્ગે લઇ જવા માટે તેમણે આદેશ કર્યો, એટલે વિમાનની સાથે ચાલતા જૃંભક દેવતાઓ પણ પોતાના વિમાનમા બેસીને ગીત વાદ્યાદિ પૂર્વક સાથે ચાલ્યા. તે વિમાનસ્થ દેવતાઓ વડે પરિવરેલ શ્રી વજ્રસ્વામી મહાપુરી આવ્યા. ત્યા આકાશમાંથી જૃંભક દેવતાઓએ સંગીત મહોત્સવ કર્યો, એટલે દિવ્ય વાજીંત્રોના મધુર સ્વરથી સમસ્ત શહેર શબ્દમય થઇ ગયુ એ જોઇને 'આ પોતાના દેવો છે' એમ માનતા બૌદ્ધ લોકો

અત્યંત ચમત્કાર પામ્યા અને કહેવા લાગ્યા કે 'જુઓ, આપણા ધર્મનો પ્રભાવ કેવો છે કે સાક્ષાત્ દેવતાઓ પણ અહીં આવે છે.' આ પ્રમાણે બોલીને તેઓ જૈન ધર્મીઓને હલકા પાડવાની ભાવનામાં હતાં, ત્યાં દેવતાઓએ જિનમન્દિરમાં પ્રવેશ કર્યો તેથી સાચી વસ્તુ સમજાતાં આખુ દૃશ્ય બદલાઇ ગયુ. બૌદ્ધ ભક્તો કહેવા લાગ્યા કે અહો, આ પ્રભાવના તો અર્હદ્દર્શનની થઇ. પછી શ્રાવકો જિનેશ્વર ભગવંતની પૂજા કરીને ઘણા હર્ષને પામ્યા અને પર્યુષણાના દીવસે ગુરૂમહારાજનો ધર્મોપદેશ સાંભળી કૃતકૃત્ય થયા. આ ચમત્કાર જોઇને બૌદ્ધ ધર્મનું પાલન કરવાવાળા તે રાજાએ શ્રી જિનેશ્વર દેવ પ્રરૂપિત આર્હત ધર્મનો સ્વીકાર કર્યો. અને સાથે સાથે સમસ્ત પ્રજાએ પણ જૈનધર્મ સ્વીકાર્યો.

સંયમના ક્રમ પ્રમાણે ચાલનારા વજસ્વામી પૃથ્વીતળ પર વિહાર કરતાં અનુક્રમે દક્ષિણ દેશમા પધાર્યા. એટલે ત્યાંના લોકો મયૂરની જેમ હર્ષ પામ્યા અને કહેવા લાગ્યા કે વસ્તુતત્ત્વનો પ્રકાશ કરતા આ મુનિ ખરેખર સૂર્યસમાન છે.

એકદા વજસ્વામીને શ્લેષ્મની પીડા થઇ આવી તેથી કોઇ સાધુને તેમણે સુંઠ લાવવાનો આદેશ કર્યો સાધુએ સુંઠ લાવીને તેમને આપી એટલ 'આહાર કર્યા પછી એનો ઉપયોગ કરીશ' એમ ધારીને તેમણે તે સુંઠ પોતાના કાને રાખી પણ આહાર કર્યા પછી, સ્વાધ્યાય ધ્યાનમાં ઉત્સુક થયેના વજર્ષિ કાનપર રાખેલી તે સુંઠને એમને એમ જ ભૂલી ગયા. પછી સંધ્યાકાળે પ્રતિક્રમણ ક્રિયામાં મુખવસ્ત્રિકાથી પોતાના શરીરને પડિલેહતા તે સુંઠ નીચે પડી. તેના પડતાં જ વજર્ષિને પોતાના આચાર્યપણાનું સ્મરણ થયું. તે વિચારવા લાગ્યા 'હા! હા! ધિક્કાર હો! આ મારો મોટો પ્રમાદ થયો.' એ રીતે તે નિંદા કરવા લાગ્યા. પછી તેમણે વિચાર કર્યો કે પ્રમાદમાં કદી નિષ્કલંક સંયમ સધાય નહિ, અને તેવા સંયમ વિના મનુષ્યજન્મ અને જીવિતવ્ય બન્ને નિરર્થક છે, માટે હવે આ શરીરનો ત્યાગ કરૂં. તે વખતે ચારે બાજુ બાર વરસનો દુષ્કાળ હતો, તેથી તેમણે પોતાના એક શિષ્યને કહ્યું કે 'લક્ષમૂલ્યવાળા ભાતની ભિક્ષા તું જે દિવસે પામીશ તેને બીજે દિવસે પ્રભાતે સુભિક્ષ થશે એમ તારે સમજી લેવું.' આ પ્રમાણે પોતાના શ્રુતપારગામી શિષ્ય વજસેનને કહીને તેમને અન્યત્ર વિહાર કરવા ફરમાવ્યુ એટલે વજસેન મુનીન્દ્ર સાધુઓ સાથે વસુધા પર વિહાર કરવા લાગ્યા.

વજસ્વામી પાસે રહેનારા સાધુઓ અનેક ઘેર ભમતાં પણ ભિક્ષા મેળવી શકતા નહોતા એટલે ભિક્ષા વિના ક્ષુધા સહન કરવામાં અશક્ત બની ગયેલા અને અન્નની વૃત્તિ રહિત તેઓ નિરંતર ગુરૂએ લાવી આપેલા વિદ્યાપિંડનો ઉપયોગ કરવા લાગ્યા. એકદા ગુરૂમહારાજે કહ્યુ કે 'બાર વરસ સુધી આ પ્રમાણે વિદ્યાપિંડનો ઉપયોગ કરવો પડશે, માટે જો તમારા સંયમને બાધા ન લાગતી હોય તો હું તમને દરરોજ લાવી આપું. નહીં તો આપણે અન્નની સાથે જ શરીરનો ત્યાગ કરી દઇએ.' આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળીને ધર્મરાગી એવા તે સાધુઓ બોલ્યા 'આ પોષણરૂપ વિદ્યાપિંડને અને પોષવાલાયક આ પિંડ (શરીર) ને ધિક્કાર થાઓ! હે ભગવન્, અમારા ઉપર પ્રસાદ કરો કે જેથી આ પિંડ (શરીર) નો અમે ત્યાગ કરીએ.' પછી તે મુનિઓને લઇને વજસ્વામી લોકાંતરમાં ઉદ્યોત કરવા માટે કોઇ પર્વત તરફ ચાલ્યા. તે વખતે એક ક્ષુલ્લક મુનિને રોકતાં પણ જ્યારે તે

ન રહ્યો ત્યારે તેને કોઈ ગામમાં મૂકી છલ છેતરીને ગુરૂમહારાજ પર્વતપર ચડયા એટલે 'ગુરૂમહારાજને અપ્રીતિ ન થાઓ' એમ મનમાં વિચારીને તે ક્ષુલ્લક મુનિ ભક્ત (આહાર) તથા દેહનો ત્યાગ કરીને (અનશન કરીને) પર્વતની નીચે જ રહ્યા. ત્યાં મધ્યાહ્ન કાળના સૂર્યના અત્યંત ઉષ્ણ તેજથી તપ્ત થયેલા શિલાતળો પર રહેલા તે મુનિ ક્ષણવારમાં જ માખણના પિંડની જેમ વિલીન થઇ ગયા, અને શક્તિમાન એવા તેમણે યોગીની જેમ શુભ ધ્યાનથી, શરીરનો ત્યાગ કરીને દેવલોકમાં બીજા શરીરને ધારણ કર્યું. એ વખતે દેવતાઓને આકાશમાર્ગે નીચે ઉતરતાં જોઇને સાધુઓએ વજ્રસ્વામિને પૂછ્યુ કે 'હે પ્રભો, આ દેવતાઓ અહિં કેમ ઉતરે છે?' તેમણે કહ્યું કે 'પેલા ક્ષુલ્લક મુનિએ અત્યારે પોતાનું કાર્ય સાધી લીધું છે. દેવતાઓ તેમના શરીરનો મહિમા કરવા આવે છે.' આ પ્રમાણે સાંભળીને મુનિઓ વિચારવા લગ્યા કે 'જ્યારે આ બાલમુનિએ પણ પોતાનુ કાર્ય સાધી લીધું, તો આપણે વૃદ્ધ છતાં કેમ ન સાધીએ?' આ પ્રમાણે સંવેગરંગમાં મગ્ન થયેલા એવા તે સાધુઓને ત્યાં એક મિથ્યાદષ્ટિ દેવતાએ શ્રાવકપણે પ્રકટ થઇને કહ્યું 'હે ભગવન્, મારાપર પ્રસન્ન થઇને આજે પારણું કરો અને આ મારા સાકરના મોદક તથા જળ ગ્રહણ કરો.' આ પ્રમાણે સાંભળીને એનો આગ્રહ આપણને પ્રીતિના કારણરૂપ નથી, માટે આપણે અન્યત્ર જઇએ, એમ વિચારીને તેઓ પાસેના બીજા પર્વતપર ગયા, અને ત્યાંના દેવતાનું સ્મરણ કરીને તે મુનિઓએ કાયોત્સર્ગ કર્યો, એટલે દેવતાએ આવી નમસ્કાર કરી તેમને કહ્યું કે 'હે ભગવન્, આપ અહીં પધાર્યા એ મારા પર મોટો અનુગ્રહ કર્યો' આ પ્રમાણે તેની વાણી સાંભળીને પ્રસન્ન થઇને સર્વ સાધુઓએ વજ્રસ્વામીની સાથે ત્યાં અનશન કર્યું. અને ભાગ્યવંત એવા તેઓ આયુષ્ય પૂર્ણ થતાં સ્વર્ગે ગયા. પછી રથમાં બેસી ઇંદ્ર ત્યાં આવ્યા અને પ્રમોદથી તે મુનિઓના શરીરની તેણે પૂજા કરી. તે વખતે ઇંદ્રે રથ સહિત ભક્તિથી પોતાના દેહની જેમ વૃક્ષાદિકને અત્યંત નમાવતાં, તે પર્વત ફરતી પ્રદક્ષિણા કરી એટલે તે પર્વતનું નામ **રથાવર્ત** એવું પ્રસિદ્ધ થયું. દુષ્કર્મ રૂપ પર્વતને ભેદવામાં વજ્રસમાન એવા શ્રી વજ્રસ્વામી સ્વર્ગે જતાં દશમું પૂર્વ અને ચોથું સંઘયન વિચ્છેદ પામ્યું.

વજ્રસ્વામીના આયુષ્ય કે સ્વર્ગવાસના સમયના સંબંધમાં તેમના ચરિત્રમાં કંઇ પણ ઉલ્લેખ મળતો નથી; પણ યુગપ્રધાન પટ્ટાવલિયોમાં એનો ખુલાસો કરેલો છે. વજ્ર પ્રથમ ઉદયના ૧૮મા યુગપ્રધાન હતા એ પ્રમાણે શ્રીદુષ્પમકાલ શ્રમણસંઘસ્તવમાં લખ્યુ છે. અને ભગવાન મહાવીરસ્વામીથી ૧૩મી પાટે થયા છે એમ પટ્ટાવલીમાં લખ્યું છે. એમનું કુલ આયુષ્ય ૮૮ વર્ષનું હતું, જેમાંના ૮ વર્ષ ગૃહપર્યાયમાં, ૪૪ વર્ષ સામાન્ય શ્રમણપર્યાયમાં અને ૩૬ વર્ષ યુગપ્રધાન પર્યાયમાં વ્યતીત થયાં હતાં. વીર નિર્વાણ સંવત ૪૯૬ માં વજ્રસ્વામી મહારાજનો જન્મ, વી. નિ. સં. ૫૦૪માં દીક્ષા, વી. નિ. સ. ૫૪૮ મા યુગપ્રધાનપદ અને વી. નિ. સં. ૫૮૪માં (વિક્રમ સં. ૧૧૪) એ અંતિમ દશપૂર્વધરનો સ્વર્ગવાસ થયો હતો.

હવે વજ્રર્ષિના વજ્રસેન નામના મુખ્ય શિષ્ય વિહાર કરતાં અત્યંત સમૃદ્ધિપૂર્ણ એવા સોપારક નગરમાં ગયા. ત્યાં યથાર્થ નામનો જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. સમગ્ર ગુણને ધારણ કરનારી ધારિણી નામે તેને પ્રિયા હતી. તે નગરમાં જિનદત્ત નામનો એક

ધનિક શ્રાવક રહેતો હતો. તેને ઈશ્વિરી નામની ગુણવતી પત્ની હતી. તે વખતે દુકાળથી બધા દુઃખી થઇ ગયા હતા.

એકદા ધર્મપ્રધાન ઈશ્વિરીએ પોતાના સ્વજનોને કહ્યું 'આપણે આજપર્યંત તો સુખમાં જ જીવ્યા છીએ, પણ હવે ધાન્ય વિના દુઃખે કેટલો વખત જીવી શકીશું? તે કરતાં વિષાન્ન જમીને સમાધિસ્થ થઇ જવું સારું, માટે પંચપરમેષ્ઠિનું સ્મરણ કરતાં મન ન વૃત્તિથી આ દુઃખના ગૃહરૂપ દેહનો ત્યાગ કરી દઇએ' એટલે સ્વજનોએ કહ્યું કે 'જેમ એમ જ થાઓ! કારણ કે હવે આ શરીરથી અંત સમયે એ જ ફળ મેળવવા યોગ્ય છે.' પછી લક્ષમૂલ્ય અન્ન રાંધીને તે જ્યાં તેમાં વિષ નાખવા જતી હતી ત્યાં વજ્રસેન મુનિ ત્યાં આવ્યા તેમને જોઇને તે હર્ષિત થઇને વિચારવા લાગી કે ભાગ્યયોગે ચિત્ત, વિત્ત, અને પાત્ર એ ત્રણેનો યોગ મળ્યો છે, માટે આજે મુનિને દાન આપી આ જન્મ કૃતાર્થ કરું. આવા પાત્રની પ્રાપ્તિ કદાચિત્ દૈવયોગે જ થાય છે. આ પ્રમાણે હર્ષિત થઇને તેણે મુનિને ભિક્ષા આપી અને લક્ષમૂલ્ય પાક સંબંધી હકીકત બધી તેમને નિવેદન કરી. એટલે વજ્રસેન મુનિએ કહ્યું, 'હે ભદ્રે, આ પ્રકારના સંકટથી જીવિતનો ત્યાગ ન કરો. કારણકે આવતી કાલે પ્રભાતે નિઃસંશય સુભિક્ષ થશે.' તેણે પૂછ્યું 'હે ભગવન્, તમે સ્વયમેવ આ જાણ્યું છે કે બીજા કોઇ પાસેથી સાભળ્યું છે?' તે બોલ્યા "શ્રી વજસ્વામીએ મને કહ્યું છે કે જ્યારે તું લક્ષપાક ભાતની ભિક્ષા પામીશ તેને બીજે દીવસે પ્રાતઃકાળે સુભિક્ષ થશે.' આ પ્રમાણે તેમનું વચન સાંભળીને તે શ્રાવિકાએ દુર્ભિક્ષના તે છેલ્લા દીવસને એક ક્ષણની જેમ વ્યતીત કર્યો. બીજે દીવસે પ્રભાતે ધાન્યથી પરિપૂર્ણ એવો નૌકાસમૂહ દૂરથી ત્યાં આવ્યો, એટલે તે શ્રાવિકા તથા સર્વજનો તરત જ નિશ્ચિંત થયા. વજ્રસેન મુનિ પણ કેટલોક કાળ ત્યાં જ રહ્યા. જિનદત્ત શ્રેષ્ઠીએ પોતાની પત્ની અને ઘણા પુત્રો સાથે મહોત્સવ સહિત જિનેશ્વર ભગવાનની પૂજા કરી, અને દીન જનોને દાન દીધું. ત્યારપછી બીજે દીવસે શ્રી વજ્રસેન મુનિ પાસે શાંત મનવાળા એવા તેમણે મહોત્સવ પૂર્વક બન્ને લોકમાં હિતકારી એવી દીક્ષા ગ્રહણ કરી આત્મસાધનાનું વ્રત આદર્યું।

---

## સાચું યુદ્ધ

इमेण चेव जुज्झाहि किं ते जुज्झेण बज्झओ?
जुद्धारिहं खलु दुल्लभं।

હે ભાઇ, તારી જાત સાથે જ યુદ્ધ કર. બહાર યુદ્ધ કરવાથી શું? એના જેવી યુદ્ધને યોગ્ય બીજી વસ્તુ મળવી દુર્લભ છે.

**શ્રી આચારાંગસૂત્ર**

('મહાવીરસ્વામીનો આચારધર્મ')

---

# जैन आगम साहित्य

लेखकः—श्रीयुत अगरचंदजी नाहटा, बीकानेर.

जैनोंका सबसे प्राचीन साहित्य आगमग्रन्थ हैं। तत्कालीन (दार्शनिक, ऐतिहासिक, व्यावहारिक) संस्कृति जाननेके लिये ये ग्रन्थ बडे ही महत्त्वके हैं पर खेद है कि इन ग्रंथोंपर नवीन-वैज्ञानिक शैलिमे अभीतक विशेष आलोचना नहीं हुई। कतिपय पाश्चात्य विद्वानों और पं. बेचरदासजी आदिने कई वर्ष पूर्व इस संबधमें कुछ निबंध लिखे थे, पर वह कार्य विशेष आगे नहीं बढा। इसी लिये विविध दृष्टिकोणसे जैन आगमोंका जो असाधारण महत्त्व है वह जैन व जैनेतर जनता व विद्वानोंमें प्रकाशित नहीं हो पाया। कई वर्षोंसे मेरा विचार था कि आगमाभ्यासी विद्वान मुनियोंका ध्यान इस ओर आकर्षित किया जाय, ताकि इस परमावश्यक कार्यमें प्रगति होकर जैन आगम संबधी अनेक नवीन ज्ञातव्य प्रगट हों।

इधर कुछ समयसे मैंने जैन आगम संबंधी कुछ अन्वेषण करना प्रारंभ कर दिया है, पर मेरा एतद्विषयक ज्ञान अत्यल्प है और सहायक भी जैसे अनुभवी चाहिये नहीं मिले अतः यह कार्य विशेष शीघ्रतासे सुसंपन्न होना कठिनसा है, अतएव आज केवल आगमोंकी संख्या संबंधी कुछ विचार कर कई प्रश्न आगमरहस्यवेत्ता विद्वानोंके समक्ष रखता हू। आशा है वे इस संबंधमें विशेष अन्वेषण-आलोचना शीघ्र ही प्रकाशित करेंगे।

अंगसाहित्यमें आगमोंके उल्लेख

सबसे प्राचीन अंगसाहित्यमें, जैनागम कितने व कौन कौनसे थे, विशेष विचारणा नहीं पाई जाती। पर 'समवायांग' में केवल एकादश अंगोंके नाम व उनका विषयविवरण[1] पाया जाता है। स्थानांगसूत्र के १० वें अध्ययनमें १०-१० अध्ययनवाले १० ग्रंथोंके (अध्ययन नाम-संख्या सह) नाम पाये जाते हैं। ऐतिहासिक दृष्टिसे यह संबन्ध विशेष महत्त्व रखता है अत उन १० ग्रंथोंके नाम व अध्ययनसंख्या (स्थानांगसूत्र पृ० ५०५ से ५१३ से) नीचे लिखी जाती है[2]:—

---

१ समवायांगसूत्र (मुद्रित, पृ० १२३) अनर्गत उक्त विषयविवरणानुसार वर्तमान प्रश्नव्याकरण शास्त्रोक्त रीत्या संपूर्ण नहीं ज्ञात होता।

२ इसके अतिरिक्त अंगसाहित्यमें अन्य कहीं कोई उल्लेख हो तो अनुभवी प्रगट करें, व एक ग्रंथमें अन्य ग्रंथकी भलामण दी हो उस विषयमें कहां कहां किस किस ग्रंथकी नामसूचना की गई है उसे भी खोज कर प्रगट करें।

१ कम्मविवागदसाओ—

१ मियापुत्ते २ त गोत्तासे ३ अडे ४ सगडेति यावरो।
५ माहणे ६ णदिसेणे ७ त सोरियत्ति ८ उदुंबरे।१।
९ सहसुद्दाहे आमलते १० कुमारे लेच्छती इति।

२ उवासगदसा—१ आणंदे २ कामदेवे अ ३ गाहावति चूलणीपिता।
४ सुरादेवे ५ चुलसतते ६ गाहावति कुडकोलिते।१।
७ सद्दालपुत्ते ८ महासतते ९ णदिणीपिया १० सालतियापिता।

३ अंतगडदसा—१ णमि २ मातगे ३ सोमिले ४ रामगुत्ते ५ सुदंसणे चेव।
६ जमाली त ७ भगाली त ८ किंकमे ९ पल्लते तिय।१।
फाले १० अंबडपुत्ते त, इमे ते दस आहिता।

४ अणुत्तरोववातियदसा—
१ इसिदासे य २ धण्णे त ३ सुणक्खत्ते य ४ कातिते।
५ सट्ठाणे ६ सालिभद्दे त ७ आणंदे ८ तेतली तित।१।
९ दसन्नभद्दे १० अतिमुत्ते एमे ते दस आहिया।

५ आयारदसा—१ वीस असमाहिट्ठाणा २ एगवीस सबला ३ तेत्तीस आसायणातो ४ अट्ठविहा गणिसंपया ५ दस चित्तसमाहिट्ठाणा ६ एगारस उवासगपडिमातो ७ बारस भिक्खुपडिमातो ८ पज्जोसवणाकप्पो ९ तीस मोहणिज्जठाणा १० आजाइट्ठाण।

६ पण्हावागरणदसा—१ उवमा २ संखा ३ इसिभासियाइं ४ आयरिय भासिताइ ५ महावीरभासिआइं ६ खोमगपसिणाइ ७ कोमलपसिणाइं ८ अद्दागपसिणाइ ९ अंगुट्ठपसिणाइं १० बाहुपसिणाइं।

७ बंधदसा—१ बंधे २ य मोक्खे ३ य देवद्धि ४ दसारमंडलेवित ५ आयरियविप्पडिवत्ती ६ उवज्झातविप्पडिवत्ती ७ भावणा ८ विमुत्ती ९ सातो १० कम्मे।

८ दोगेहिदसा—१ वाते २ विवाते ३ उववाते ४ सुक्खित्ते कसिणे ५ बायालीस सुमिणे ६ तीस महासुमिणा ७ बावत्तरिं सव्वसुमिणा ८ हारे ९ रामे १० गुत्ते।

९ दीहदसा-१ चंदे २ सूरते ३ सुक्के ४ त सिरिदेवी ५ पभावती ६ दीवसमुद्दोववत्ती ७ बहूपुत्ति ८ मंदरेति त ९ थेरे संभूतविजते १० थेरे पम्ह ऊसासनीसारे।

१० संखेवितदसा—१ खुड्डियाविमाणपविभत्ती २ महल्लियाविमाण-

पविभत्ती ३ अंगचूलिया ४ वग्गचूलिया ६ अरुणोववाए ७ वरुणोववाए ८ गरुलोववाते ९ वेलंधरोववाते १० वेसमणोववाते[3]।

व्यवहार सूत्रमें कितने वर्षोंकी साधुपर्यायवाला कौनसा आगम पढ सके इसके उल्लेखमें निम्नोक्त आगमोंके नाम हैं:—

३ [4]आयारकप्प। ४ सुयगड। ५ दसा, कप्प, ववहार। ८ ठाण, समवायांग (टी. वर्षपर्याय ६ से ९)। १० विवाह (पन्नत्ति)। ११ [5]खुड्डियाविमाणपविभत्ती, महल्लयाविमाणपविभत्ती, अंगचूलिय, वग्गचूलिया, वियाहचूलिया (भाष्ये-महाकल्प टी. उपासकदशादि ५-५)। १२ [5]अरुणोववाए, गरुलोववाए, वरुलोववाए वेसमणोववाए, वेलंधरोववाए। १३ उट्ठाणसुए, समुट्ठाणसुए, देविंदोववाए, णागपरियावणियाए। १४ सुमिणभावणा [6] (टी. महास्वप्नभावना) १५ चारणभावणा। १६ तेअनिसग्ग।

३. १ विपाकसूत्र (११ वां अंग), २ सातवां अंग, ३ आठवां अंग, ४ नवमा अंग और ५ दशाश्रुतस्कंध, इन उपर्युक्त पांच उपलब्ध ग्रंथोंमें न. ५ के अध्ययन उपरके उल्लेखानुसार ही हैं। नं. १,२,३,४ के अध्ययनों के क्रम व नामोंमें फेरफार है यह विचारणीय है। नं. ६,७,८,९,१० ये पांचों अनुपलब्ध हैं।

नं. ६ के नामसाम्यानुसार प्रश्नव्याकरण दसवां अंग माना जाता है, पर समवायांगसूत्रके उल्लेखानुसार नहीं मिलता है। टीकाकारने भी लिखा है–'प्रश्नव्याकरणदशा इहोक्तरूपा न दृश्यते दृश्यमानास्तु पंचाश्रवपंचसंवरात्मिका इति'। नं. ७,८,९,१० के स्वरूपसे भी टीकाकार अज्ञात थे, याने ये बहुत पहलेसे विच्छिन्न हैं। टीकाकार लिखते हैं—'तथा बंधदशा-द्विगृद्धिदशा-दीर्घदशा-संखेपिकदशाश्चास्माकमप्रतीता इति'। न. ८ का स्वप्नों संबंधी वर्णनवाला 'महासुमिणभावणा' होगा। नं. ९ के कई अध्ययन निरयावलिकामें हैं, छठा अध्ययन 'दीपसागर प्रज्ञप्ति' होगा। इनके तथा नं. १० के अध्ययनोंके नाम नंदी, पक्खि तथा व्यवहारसूत्रमें आते हैं। इसी प्रकार समवायांगमें भी कई आगमों की अध्ययनसंख्या आदिका जिक्र है। वर्तमानमें उन उन ग्रंथोंके उतने व उन नामोंके अध्ययन हैं या नहीं यह भी मिलान करना परमावश्यक है।

४. यह अंक साधुपर्यायके वर्षके सूचक हैं।

५. स्थानांगके उल्लेखानुसार ये १० ग्रन्थ स्वतंत्र न हो कर 'संक्षेपित दशा' के १० अध्ययनरूप थे। व्यवहारसूत्रमें भी इन्हें अध्ययन कहा है।

६. स्थानांगके उल्लेखानुसार यह 'दोगेहिदसा' का अध्ययन विशेष होगा, या उन्हींके आधारसे रचा गया होगा।

१७ आसीविस भावणा। १८ दिट्ठीविसभावणा। १९ दिट्ठिवायनामंग। २० सर्वश्रुत।

प्रश्नव्याकरणका अन्वेषण-अंग ग्रंथोंमें प्राचीन प्रश्नव्याकरण अप्रकाशित हैं और वर्तमानसे भिन्न होना चाहिये। पाटणके भंडारोंमें इससे भिन्न असली प्रश्नव्याकरण उपलब्ध होनेका सुना गया है। यदि हो तो सर्व प्रथम उसे प्रकाशित करके अंगभूत मानना चाहिये। कई ग्रंथ असली नहीं मिलते तब नकली बनाकर कई लोग उसे असली प्रमाणित करनेका प्रयत्न करते हैं, जैसे विवाहचूलिकाके स्थान पर स्थानकवासी समाजकी ओरसे वियाहचूलिका नामक नवीन ग्रंथ छपा है।

नंदीसूत्र और आगमसंख्या-नंदीरचना के समय आगमसाहित्य बड़ा अस्तव्यस्त हो गया था, फिरभी उसमें निम्न रूपसे आगमोंके नाम पाये जाते हैं:




*अंगप्रविष्ट*—१ आयारो, २ सुयगडो, ३ ठाणं, ४ समवाओ, ५ विवाहपन्नत्ति, ६ नायाधम्मकहाओ, ७ उवासगदसाओ, ८ अंतगडदसाओ, ९ अणुत्तरोववाइअदसाओ, १० पण्हावागरण, ११ विवागसुअं १२ दिट्ठिवाओ।

आवश्यक—१ सामाइय, २ चउवीसत्थवो, ३ वंदणगं, ४ पडिक्कमणं, ५ काउस्सग्गो, ६ पच्चक्खाणं।

कालिक—१ उत्तरज्झयणाइं, २ दसाओ, ३ कप्पो, ४ ववहारो, ५ निसीहं, ६ महानिसीह, ७ इसिभासिआइ, ८ जंबूदीवपन्नत्ती, ९ दीवसागरपन्नत्ती, १० चंदपन्नत्ती, ११ खुड्डिआविमाणपविभत्ती, १२ महल्लिआविमाणपविभत्ती, १३ अंगचूलिआ, १४ वग्गचूलिआ, १५ विवाहचूलिआ, १६ अरुणोववाए, १७ वरुणोववाए, १८ गरुलोववाए, १९ धरणोववाए, २० वेसमणोववाए, २१ वेलंधरोववाए, २२ देविंदोववाए, २३ उट्ठाणसुए, २४ समुट्ठाणसुए, २५ नागपरिआवणिआओ, २६ निरयावलिआओ, २७ कप्पिआओ, २८ कप्पवडिंसिआओ, २९ पुप्फिआओ, ३० पुप्फचूलिआओ, ३१ वण्हीदसाओ,

उत्कालिक—१ दसवेआलिअं, २ कप्पिआकप्पिअं, ३ चुल्लकप्पसुअं, ४ महाकप्पसुअं, ५ उववाइअं, ६ रायपसेणिअं, ७ जीवाभिगमो, ८ पण्णवणा, ९ महापण्णवणा, १० पमायप्पमायं, ११ नंदी, १२ अणुओगदाराइं, १३ देविंदत्थो, १४ तंदुलवेआलिअं, १५ चंदाविज्झयं, १६ सूरपण्णत्ति, १७ पोरसिमंडलं, १८ मंडलपवेसो, १९ विज्जाचरणविणिच्छओ, २० गणिविज्जा, २१ झाणविभत्ती, २२ मरणविभत्ती, २३ आयविसोही, २४ वीतरागसुअं, २५ संलेहणासुअं, २६ विहारकप्पो, २७ चरणविही, २८ आउरपच्चक्खाणं ।[७]

पक्खिसूत्र—यद्यपि इस सूत्रके कर्ता व रचनाकालका निश्चित पता नहीं है, फिर भी यह प्राचीन ग्रन्थोंमें से एक है अतः उसमें उल्लिखित आगमों के संबंधमें लिखा जाता हैः—

पक्खिसूत्रमें नामनिर्देशका क्रम नंदीसूत्र के समान ही है अतः यहां उसमें निर्दिष्ट सभी ग्रन्थोंके नाम न लिखकर उनसे अतिरिक्त ग्रन्थोंके नाम व क्रममें जो तारतम्य है उसी पर विचार किया जाता हैः—

१ उत्कालिक ग्रन्थोंमें 'सूरपन्नत्ती' का नाम न होनेसे २९ के बदले २८ हैं ।

२ कालिक ग्रन्थोंमें छ नाम अधिक हैं—सूरपण्णत्ती, आसीविसभावणा, दिट्ठिविसभावणा, चारण (समण) भावणा, महासुमिणभावना, तेयगतिसग्गाणं । इनमें से सूरपन्नत्ती का नाम नंदीमें उत्कालिकमें होनेसे अवशेष ५ अतिरिक्त हैं और नंदीमें कालिकमें उल्लिखित 'धरणोववाए' का इसमें नाम नहीं है । इस प्रकार पक्खिसूत्रानुसार कालिक श्रुतों की संख्या ३६ होती है । कालिक ३६, उत्कालिक २८ और अंग १२ मिलकर कुल संख्या ७६ होती है । और नंदी के अनुसार कुल संख्या ३१+२९+१२=७२ होती है ।

यहांतक तो वर्तमान मान्य आगमोंकी संख्या ४५ या उपांगादि भेद की कल्पना नज़र नहीं आती । इसके बाद कबसे आगमोंकी संख्या ४५ माने जानी लगी और वह कहां तक ठीक है तथा ४५ आगमोंके नामोंमें

७. इनमें से कालिकके नं. ११,१२,१४,१५,१६ से २५ तक तथा उत्कालिक के २,३,४,९,१०,१७,१८,१९,२१,२३,२४,२५,२६,२७ अनुपलब्ध हैं । कालिकके नं. ११ से २१ तक (नं. १९ के अलावा) के आगम स्वतंत्र ग्रन्थ न होकर स्थानांग उल्लिखित 'संखेवितदसा' ग्रन्थ के अध्ययनरूप ही हैं । कालिक के नं. २७ से ३१ तक स्वतंत्र ग्रन्थ माने हैं, पर ये पांचों निरयावलिका के ही पांच वर्ग हैं । निरयावलिकाकी आदिमें यही कहा है—'उवंगाणं पंच वग्गा पन्नत्ता-तं जहा-निरयावलिआओ १ कप्पवडिंसिआओ २ पुप्फिआओ ३ पुप्फचूलिआओ ४ वण्हिदआओ ५ ।

भी फेरफार क्यों है इत्यादि विषय की चर्चा किसी अन्य लेखमें कि जागगी।

आगमसाहित्य संबंधी प्रश्न—अब आगमसाहित्य संबंधी कतिपय प्रश्न सहज उद्भव होते हैं वे लिखता हूं। आगमतत्ववेत्तागण समुचित उत्तर देनेका अनुग्रह करेंः—

१ आगमसाहित्य व उनके रचयिता संबंधी उल्लेख प्राचीन व नवीन प्रामाणिक ग्रन्थोंमें कहां कहां प्राप्य हैं?

२ नंदीसूत्रमें निर्दिष्ट सभी आगम उस समय उपलब्ध थे? आगम रूपसे मानने योग्य क्या इतने ही ग्रन्थ थे? नंदी के रचयिता श्री देववाचक श्री देवर्द्धिगणि क्षमाश्रमण ही हैं या भिन्न? प्रश्न पद्धतिमें हरिश्चन्द्रगणिने दोनोंको भिन्न माना है। यदि देववाचक भिन्न हैं तो उनका अस्तित्व-काल क्या है?

३ पक्खिसूत्र के रचयिता व रचनाकाल क्या है? इनमें जो ५ ग्रन्थों के नाम अधिक हैं वे नंदीमें क्यों नहीं है? उनमें से अभी अनुपलब्ध आगम कब विनष्ट हुए?

४ अंगों के साथ उपांगों का संबंध जोडना कितना प्राचीन है? उपांगरूपसे मान्य ग्रन्थ कबसे उपांग-कल्पनामें आए व वे पहले कितने थे? उनका रचनाकाल तथा कर्ता (पन्नवणा के अतिरिक्त) कौन हैं? इसी प्रकार छेद ग्रन्थोंकी संख्या ६ व मूलकी ४ कबसे निश्चित हुई? अंगों के साथ उपांगोंका संबंध कहां तक ठीक है?

५ आगमोंकी संख्या ४५ कबसे निश्चित हुई? संख्या व नामसूची सबसे प्राचीन कौनसे ग्रंथमें है? ४५ आगमों में नंदीमें उपलब्ध कई आगमोंको छोडकर पिण्डनिर्युक्ति, ओघनिर्युक्ति जैसे निर्युक्तिग्रंथोंको क्यों सामिल किया गया? आगमोंकी संख्या ८४ कही जाती है उसका कोई प्राचीन उल्लेख या नामसूची लभ्य है?

६ महानिशीथ के उद्धार कर्ताओंके ८ नाम आते हैं वे समकालीन नहीं, तब उन्होंने मिलकर कैसे उद्धार किया? बृहत् टिप्पनिका आदिमें उनकी तीन वाचनाओंका जिक्र हैं वे तीनों अभी उपलब्ध हैं?

७ अंगोंकी पद प्रमाण संख्या द्विगुण कहां तक ठीक है? यह संभव पर भी कैसे हो सकती है, क्योंकि भगवती तकके ग्रंथ इतने परिमाणमें उपलब्ध हैं और ज्ञाता, उपाशकादि इतने छोटे रूपमें ही कैसे याद रहे? पदका परिमाण क्या? नंदीके समय या ग्रंथलेखनके समय क्या वर्तमा-मानमें उपलब्ध पदप्रमाण (ग्रंथाग्रन्थ) ही आगम थे?

८ भगवती आदिमें उल्लिखित निर्युक्ति आदि पंचांगी कौनसी? शीलांकाचार्यने जिस प्राचीन वृत्तिका उल्लेख किया है वह कब बनी, कब विच्छिन्न हुई? उतने थोडे अरसेमें प्राचीन सभी वृत्तियां आदि विशाल साहित्य कैसे नष्ट हो गया?

९ देवर्द्धिगणि क्षमाश्रमण के समय आगमलेखनप्रणाली कैसी थी?

१० पाश्चात्य विद्वान् अंगादि ग्रंथोंका रचना काला, भाषाकी दृष्टिसे, भिन्न भिन्न मानते हैं यह कहांतक ठीक है? भाषातारतम्य क्यों?

११ भगवान महावीर और बुद्ध समकालीन होने पर भी जैनागमोंमें बुद्धका स्पष्ट निर्देश क्यों नहीं है? दोनोंका विहारस्थल एक होने पर और दोनोंके लोकभाषा अपनाने पर भी बौद्ध ग्रंथोंकी भाषा पाली और जैन आगमोंकी भाषा अर्धमागधी क्यों? पाली उसके प्राचीन भी कही जाती है।

इस निबंधमें निर्दिष्ट आगमोंमें से जो उपलब्ध हैं उनमेंसे अप्रकाशित को शीघ्र प्रकाशित करना चाहिए।

## જૈન કળાનો પ્રકર્ષ

હિંદી કળાનો અભ્યાસી જૈનધર્મને જરાય ઉવેખી શકે નહિ. જૈનધર્મ તેને મન કળાનો મહાન્ આશ્રયદાતા, ઉદ્ધારક અને સંરક્ષક લાગે છે. વેદકાળથી માંડી ઠેઠ મધ્યકાળ સુધી દેવના ઓની કલાસૃષ્ટિના શણગારથી હિંદુ ધર્મ લદાઇ રહ્યો હતો. કાળ જતાં કળા ધીમે ધીમે ઉપાસનાના સ્થાનેથી પતિત થઈ ઇંદ્રિયવિલાસનું સાધન બની રહી.........તે વખતે દેશની કળા લક્ષ્મીને પૂજ્ય અને પવિત્ર ભાવથી આશરો આપનાર જૈન રાજકર્તાઓ તથા જૈન ધનાઢ્યોનાં નામ અને કીર્તિ અમર રાખી કળાએ પોતાની સાર્થકતા સિદ્ધ કરી છે. મહમુદની સંહારવૃષ્ટિ પુરી થતાં જ ગિરનાર, શત્રુંજય અને આબૂનાં શિખરો પર કારીગરોનાં ટાંકણાં ગાજી ઉઠયાં અને જગત્ માત્ર વિસ્મયમાં ઠરી જાય એવી દેવનગરીઓ ઝળકી ઊઠી . ...જૈનધર્મને કળાએ જે કીર્તિ અને પ્રસિદ્ધિ અપાવી તેથી હિંદ આખું મગરૂર છે અને એ દરેક ભારતવાસીનો અમર વારસો છે.

શ્રી રવિશંકર રાવળ.

| પાટલીપુત્ર નગર (વર્તમાન પટના) નો કથાનક રૂપે ટુંકો પરિચય | # પાટલીપુત્ર | લેખક : પંન્યાસજી મહારાજ શ્રી કસ્તુરવિજયજી |
| --- | --- | --- |

અયોધ્યા, પાવાપુરી, ચંપાપુરી વગેરે અનેક પ્રાચીન નગરીઓના ઇતિહાસની માફક પાટલીપુત્ર નગરનો ઇતિહાસ પણ પ્રાચીન અહેવાલોથી ભરેલો છે, માટે તેની બીના અનેક શાસ્ત્રોના આધારે આ પ્રમાણે જણાવવામાં આવે છે :

પ્રાચીન કાળમાં શ્રેણિક મહારાજાના મૃત્યુ બાદ તેમના પુત્ર કોણિક મહારાજે પિતાના મરણથી થયેલા શોકને દૂર કરવા માટે ચંપાનગરી વસાવી. ત્યારથી એ કોણિકના રાજ્યની રાજધાની તરીકે પ્રસિદ્ધિ પામી. કાલાન્તરે રાજા કોણિકના પુત્ર ઉદાયી ચમ્પાનગરીના રાજા થયા. જેમ કોણિક મહારાજા પોતાના પિતા શ્રેણિકના મરણ બાદ તેમનાં સભાસ્થાનો, ક્રીડાસ્થાનો વગેરે જોઇને દિલગીર થયા હતા, તેવી રીતે રાજા ઉદાયી પણ પોતાના પિતા રાજા કોણિકના સભાસ્થાન વગેરે જોઇને ઘણા દિલગીર થતા હતા. નીતિતત્ત્વવેત્તાઓએ હૃદયના શોકાદિ અનિષ્ટ પ્રસંગ દૂર કરવાને માટે ઉપયોગી અનેક સાધનોમાં સ્થાન પરાવૃત્તિને વિશિષ્ટ સાધન તરીકે જણાવી છે. આ વાત સુજ્ઞ પુરુષોને ધ્યાન બહાર હોઇ શકે જ નહિ. આથી ઉદાયી રાજાએ વિચાર કરીને અને પ્રધાનોની અનુમતિ લઇને, પિતાએ કરેલી પ્રવૃત્તિની માફક, નવું નગર વસાવવાને માટે સ્થાનને શોધવા શ્રેષ્ઠ નૈમિત્તિકોને[1] હુકમ કર્યો. તેઓ પણ બીજા બીજા સ્થળો તપાસ કરતા કરતા અનુક્રમે ગંગાનદીને કાંઠે આવ્યા. તે જ સ્થળે તેઓ (નૈમિત્તિકો) પ્રફુલ્લિત પાટલી (પાટલા)નું ઝાડ જોઇને અને તેની સુન્દરતા જોઇને આશ્ચર્ય પામ્યા. તે ઉપરાંત બીજો આશ્ચર્યકારક બનાવ એ જોયો કે—તે ઝાડની શાખા ઉપર એક ચાસપક્ષી મોઢું ખુલ્લું રાખીને બેઠું હતું, તેના મોઢામાં સ્વભાવે ઘણા કીડાઓ દાખલ થતા હતા. આ બીના જોઇને તે નૈમિત્તિકોએ વિચાર કર્યો કે જેમ આ ચાસપક્ષીના મોઢામાં પોતાની મેળે આવીને કીડાઓ પડે છે તેમ આ જ સ્થળે જો નવું નગર વસાવવામાં આવે તો આપણા ઉદાયીરાજાને પણ સ્વભાવે (અનાયાસે) લક્ષ્મી પ્રાપ્ત થાય. આવો વિચાર કરી તેઓએ રાજા પાસે આવી તમામ બીના જણાવી. એ સાંભળીને રાજા ઘણો ખુશી થયો. આ પ્રસંગે સભામાં બેઠેલા એક અનુભવી ઘરડા નિમિત્તિયાએ કહ્યું કે હે રાજન્ ! આ પાટલીનું ઝાડ ઘણું ઉત્તમ જાણવું. બીજા ઝાડોની માફક આ સામાન્ય ઝાડ નથી. કારણ કે એના મહિમાને જાણનારા પ્રાચીન મહર્ષિ ભગવંતોએ આનો મહિમા આ પ્રમાણે જણાવ્યો છે —

1 નિમિત્તશાસ્ત્ર જાણનાર. તેઓ પ્રાચીનકાળમાં ભૂમિ આદિની પરીક્ષા કરવામાં હોંશિયાર ગણાતા.

पादलात्तु पवित्रोऽयं महामुनिकरोटिभृः।
एकावतारोऽस्य मूल-जीवश्चेति विशेषतः॥ १॥

અર્થ—મહાજ્ઞાની એવા મહાત્માની ખોપરીમાંથી આ ઝાડ ઉત્પન્ન થયેલું છે અને મહાપવિત્ર છે. અને વધારામાં જાણવા લાયક બીના એ છે કે વિશેષે કરીને આ ઝાડનો મૂલનો જીવ એકાવતારી[૨] છે.

આ સાંભળીને રાજાએ કહ્યું કે તે મહાત્મા કોણ થયા, ત્યારે વૃદ્ધ નિમિત્તિઆએ કહ્યું કે હે રાજન્! આ મહાત્માનું આશ્ચર્યકારી ચરિત્ર હું કહું છું તે સાવધાન થઇને આપ સાંભળો:

ઉત્તર મથુરામાં રહેનાર દેવદત્ત નામનો વણિક્પુત્ર મુસાફરી માટે નીકળ્યો હતો. તે અનુક્રમે ફરતો ફરતો એક વખત દક્ષિણ મથુરામાં આવ્યો, ત્યા તેને જયસિંહ નામના વ્યાપારીના પુત્ર સાથે મિત્રાચારી થઇ. એક વખત મિત્રના આગ્રહથી તેના ઘરે ભોજન કરવા માટે દેવદત્ત ગયો. ત્યાં તેના મિત્ર (જયસિંહ)ની અર્ણિકા નામની બ્હેન જમવાના થાળમાં ભોજન પીરસી ને વીંજણાથી દેવદત્તને પવન નાંખવા લાગી. આ વખતે દેવદત્ત તેનુ સુન્દર રૂપ જોઇને તેની ઉપર અનુરક્ત (આસક્ત) થયો. ત્યાંથી ઘેર જઇ પોતાના ખાનગી નોકરો દ્વારા જયસિંહની પાસે અર્ણિકાની માંગણી કરી. તેઓની પાસેથી આ બીના સાંભળીને (અર્ણિકાના ભાઇ) જયસિંહે દેવદત્તના નોકરોને કહ્યું કે હુ મારા ઘરને છોડીને જે દૂર ન રહેતો હોય તેને મારી બ્હેન અર્ણિકા આપવા (પરણાવવા) ચાહું છું. તેમાં તાત્પર્ય એ છે કે હમેશાં હુ બહેન અને બનેવીના દર્શન કરી શકું. જ્યાં સુધી મારી બહેન પુત્રવાળી ન થાય ત્યાં સુધી મારે ત્યાં દેવદત્ત રહેવું જોઇએ, એ પ્રમાણે જો દેવદત્ત કબુલાત આપે તો હું આપવા (પરણાવવા)ને તૈયાર છું. નોકરોએ આ બીના દેવદત્તને જણાવી. તેણે તે કબૂલ કર્યું. ત્યારબાદ જયસિંહે ઉત્તમ દિવસે દેવદત્તને પોતાની બહેન પરણાવી. ત્યારબાદ તે સ્થાને રહેતા એવા તેની ઉપર એક વખત માતાપિતાનો કાગળ આવ્યો. તે વાંચતાં તેની આંખોમાં આંસુ આવ્યાં. આ બનાવ જોઇને અર્ણિકાએ રડવાનું કારણ પૂછ્યું. જ્યારે આગ્રહ પૂર્વક પૂછતાં પણ કારણ ન જણાવ્યું ત્યારે પોતે કાગળ લઇ વાંચ્યો. આ કાગળમાં માતપિતાએ લખ્યું હતું કે હે પુત્ર! અમે બને અંતિમ અવસ્થાને પામ્યા છીએ. જો તારે અમારાં છેલ્લાં દર્શન કરવાની ઇચ્છા હોય તો જલદી આવવું. આવી બીના વાંચીને અર્ણિકાએ પતિને આશ્વાસન આપ્યું અને પોતાના ભાઇને આગ્રહપૂર્વક સમજાવ્યો, જેથી તેણે બંનેને જવાની આજ્ઞા આપી. આ વખતે અર્ણિકા સગર્ભા હતી. પતિની સાથે અનુક્રમે ઉત્તર મથુરા તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં અર્ણિકાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. આ બાળકનું નામ પાડવાની બાબતમાં 'મારાં વૃદ્ધ માતા નામ પાડશે' એમ દેવદત્તે પરિવારને જણાવ્યું, જેથી દાસદાસસી વગેરે એ બાળકને **અર્ણિકાપુત્ર** એમ કહીને બોલાવતા હતા. અનુક્રમે દેવદત્ત વગેરે પોતાના નગરમાં પહોંચ્યા અને વૃદ્ધ માતાપિતાને નમસ્કાર કરી તેમના ખોળામાં બાળક સ્થાપન કર્યો. દેવદત્તની વિનંતીથી એ બાળકનું નામ તેઓએ **સંધીરણ** પાડયું. તો પણ આ બાળક અર્ણિકાપુત્ર

૨. આ ઝાડનાં મૂળનો જીવ ત્યાંથી નીકળી મનુષ્યભવ પામી તે ભવમાં મોક્ષમાં જશે.

તરીકે પ્રસિદ્ધિ પામ્યો. અનુક્રમે ઉમર વધતા અભ્યાસાદિના ક્રમે કરીને આ બાળક યૌવન અવસ્થાને પામ્યો. ઉત્તમ પુરૂષો કિંપાક ફળના જેવા શબ્દાદિ વિષયોમાં[૩] લગાર પણ આસક્તિ રાખતા નથી, એમ અર્ણિકાપુત્ર પણ એ જ કોટિના હતા, જેથી તેમણે સાંસારિક વિલાસોને ઘાસની જેમ તુચ્છ ગણી અને તેઓનો ત્યાગ કરીને જયસિંહ નામના આચાર્ય મહારાજની પાસે પવિત્ર દીક્ષા ગ્રહણ કરી ગીતાર્થ થયા અને આ આર્યપદ પામ્યા.

અનુક્રમે વિચરતા વિચરતા ઘણો સમય વીત્યા બાદ વૃદ્ધાવસ્થામાં પોતાના પરિવાર સહિત તે અર્ણિકાપુત્ર આચાર્ય મહારાજ ગંગાનદીને કાંઠે રહેલા પુષ્પભદ્ર નામના નગરમાં પધાર્યા. આ વખતે ત્યાં પુષ્પકેતુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને પુષ્પવતી નામની રાણી હતી. રાણી પુષ્પવતીને પુષ્પચૂળ નામે પુત્ર અને પુષ્પચૂળા નામની પુત્રી હતી. આ બંનેનો યુગલ (જોડલા) રૂપે જ જન્મ થયો હતો આ બંને ભાઇ બહેનને માંહોમાંહે ઘણો પ્રીતિભાવ હતો. આ પ્રસંગ જોઇને રાજાએ વિચાર કર્યો કે આ બંને જો વિખુટાં પડશે તો જરૂર જીવી શકશે નહી અને હુ પણ આ બંનેનો વિયોગ સહન કરી શકું તેમ નથી. માટે આ બંનેનો પતિપત્ની રૂપે વિવાહ થાય તો ઠીક, એમ વિચારીને રાજાએ છલથી મંત્રી, મિત્ર અને નગરના લોકોને પૂછયું કે સભાજનો! અન્તઃપુરની અન્દર જે રત્ન ઉત્પન્ન થાય તેનો માલિક કોણ? આ પ્રશ્નનો સભાજને જવાબ આપ્યો હે રાજન્! દેશની અન્દર જ રત્ન ઉત્પન્ન થાય તેનો રાજા ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકે તો પછી અન્તઃપુરમાં ઉત્પન્ન થયેલા રત્નના આપ માલિક ગણાઓ તેમાં નવાઇ શી? આ બાબતમાં ગેરવાજબી છે જ નહિ. સભાજનોના આ શબ્દ સાંભળીને રાજાએ પોતાના વિચાર પ્રમાણે લગ્ન મહોત્સવની તૈયારી કરી, તે વખતે રાણી પુષ્પવતીએ આમ કરવાની ના પાડી છતાં રાજાએ પોતાનું ધાર્યું કર્યું. રાણી પુષ્પવતીને આ અયોગ્ય બનાવ જોઇને અને પોતાનું અપમાન થયેલું જાણીને સંસાર ઉપરથી વૈરાગ્ય ભાવ જાગ્યો. જેના પરિણામે તેણીએ સંયમ ગ્રહણ કરી નિર્મળ સાધના કરી, દેવલોકની ઋદ્ધિ મેળવી. કાળાન્તરે પુષ્પકેતુ રાજા મરણ પામ્યા બાદ કુંવર પુષ્પચૂળ રાજા થયો. હવે તે દેવે (પુષ્પવતીના જીવે) અવધિજ્ઞાનથી આ બંનેનું અકૃત્ય જાણીને સ્વપ્નમાં પુષ્પચૂળાને ઘણા દુઃખથી રીબાતા એવા નારકીઓને દેખાડયા. આ જોઇ પુષ્પચૂળા જાગી ગઇ અને હદયમાં ભય પામી. તેણીએ પતિની આગળ સર્વ બીના જણાવી દીધી. રાણીના ભયને દૂર કરવા માટે પુષ્પચૂળ રાજાએ ઘણાએ શાન્તિકર્મ કરાવ્યાં, છતા પણ તે દેવે હમેશના નિયમ પ્રમાણે પુષ્પચૂળા રાણીને નરક સ્વરૂપને દેખાડવાનો નિયમ છોડયો નહી, એટલે તેણે સ્વપ્નમાં આ બીના જણાવવી ચાલુ રાખી. ત્યારે રાજાએ જૈન સિવાય અન્ય ધર્મવાળાઓને બોલાવીને પૂછયું કે નરકસ્થાન કેવું હોય? આના જવાબમાં કેટલાએક લોકોએ ગર્ભવાસને, કેટલા લોકોએ કેદખાનાને તેમજ કેટલા લોકોએ દરિદ્રતાને નરકસ્થાન તરીકે જણાવ્યું અને કેટલા લોકોએ પરાધી પણુ એ નરકસ્થાન છે એમ જણાવ્યું. આ બધી બીના સાંભળીને રાણી પુષ્પચૂળાને લગાર પણ સંતોષ થયો નહી, કારણ કે સ્વપ્નમાં જોયેલા નરકવાસોની બીનાની સાથે આનો લગાર પણ મેળ મળતો ન હતો. છેવટે રાજા પુષ્પચૂળે જૈનાચાર્ય શ્રી અર્ણિકા-

૩ પાંચે ઇન્દ્રિયોના પાંચ વિષયો રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, અને શબ્દ.

પુત્ર મહારાજને બોલાવીને આ બીના પૂછી. તેમણે રાણીએ સ્વપ્નમાં જેવું નરકનું સ્વરૂપ જોયું હતું, તે જ પ્રમાણે[૪] નરકનું સ્વરૂપ જણાવ્યું. આ સાંભળી રાણીએ કહ્યું, કે હે ભગવન્, આપે પણ મારા જેવું સ્વપ્ન જોયું હોય તેમ લાગે છે, કારણ કે મારા સ્વપ્ન દર્શનમાં અને આપના કહેવામાં લગાર પણ તફાવત જણાતો નથી. આ બાબતમાં આચાર્ય મહારાજે કહ્યું, કે હે રાણી, મે કંઇ સ્વપ્ન જોયું નથી, પરંતુ પવિત્ર જૈનાગમોથી જાણીને આ બીના કહી છે. અવસરે પુષ્પચૂલાએ પૂછયું કે કેવાં કેવાં પાપકર્મો કરીને જીવો નરકમાં જાય છે? ત્યારે ગુરુમહારાજે કહ્યું, કે હે રાણી! પાંચ કારણને સેવનારા જીવો નરકમાં જાય છે, તે આ પ્રમાણે ૧ મહારંભ સમારંભ કરનારા, ૨ ધનવિષયમાં તીવ્ર આસક્તિ રાખનારા, ૩ ગુરુની સાથે શત્રુભાવ રાખનારા, ૪ પચેન્દ્રિયનો વધ કરનારા અને ૫ માંસમદિરાનું ભક્ષણ કરનારા!

કાળાન્તરે તે દેવે રાણી પુષ્પચૂલાને સ્વપ્નમાં સ્વર્ગદર્શન કરાવ્યું. રાજાએ પૂર્વની માફક આ બાબત પાખંડીઓને પૂછી. તેઓએ કહેલી બીના રાણીએ સ્વપ્નમાં જોયેલી બીના સાથે સરખાવતા મળતી ન આવવાથી રાજાએ છેવટે અર્ચિકાપુત્ર આચાર્યને બોલાવી સ્વર્ગનું સ્વરૂપ પૂછયુ. જવાબમાં આચાર્ય મહારાજે જ્યારે સ્વર્ગનું સંપૂર્ણ સ્વરૂપ જણાવ્યું ત્યારે રાણીએ પૂછયું કે કયા કયા કારણોથી સ્વર્ગ મળી શકે? ત્યારે આ પ્રશ્નના જવાબમાં આચાર્ય ભગવતે જણાવ્યુ કે સમ્યક્ત્વ. સમ્યક્ત્વ સહિત દેશવિરતિ અને સર્વવિરતિ ધર્મની આરાધના વગેરે કારણોથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે આ બીના સાંભળી રાણી લઘુકર્મી હોવાથી પ્રતિબોધ પામી અને તેણે દીક્ષાગ્રહણ કરવા માટે રાજાની પાસે આજ્ઞા માગી, ત્યારે રાજાએ કહ્યું કે મારે ઘરે જ હમેશ ભિક્ષાગ્રહણ કરવાની કબુલાત હોય તો ખુશીથી દીક્ષા ગ્રહણ કર. રાણીએ તેમ કરવા કબૂલ કર્યું. ત્યારબાદ મહોત્સવ પૂર્વક રાણીએ આચાર્યની પાસે દીક્ષા લીધી અને અનુક્રમે ભણી ગણી ગીતાર્થ થઇ. એક વખત આચાર્ય મહારાજે શ્રુતજ્ઞાનના ઉપયોગથી જાણ્યું કે ભવિષ્યમાં અમુક વખતે દુકાળ પડશે, આ કારણથી તમામ સાધુસમુદાયને સુકાળવાળા દેશ તરફ વિહાર કરાવ્યો, અને પોતે તો જંઘાની વ્યાધિને લઇને ત્યાં જ રહ્યા. આ વખતે પુષ્પચૂલા સાધ્વી અન્તઃપુરમાંથી ભાનપાણી લાવી આપતાં હતાં. સાધ્વી પુષ્પચૂલા આવા પ્રકારની ગુરુભક્તિ ઉત્તમ ભાવનાથી કરતા હતા જેના પરિણામે એક વખત ક્ષપક શ્રેણિમાં ચઢીને મોહનીય દિ ચારે[૫] ઘાતિકર્મ હણી કેવળજ્ઞાન પામ્યા. આવી ઉચ્ચ કોટિને પામ્યા છતાં પણ તે સાધ્વી (પુષ્પચૂલા) ગુરુમહારાજનું વૈયાવચ્ચ (ગોચરી વગેરે) પૂર્વની માફક કાયમ કરતા હતા. જ્યાં સુધી ગુરુમહારાજને 'આ કેવળી છે' એમ જાણવામાં ન આવ્યું ત્યાં સુધી વૈયાવચ્ચાદિ શુશ્રુષા ચાલુ રાખી. આ પ્રસંગે વ્યવહારની બીના એ સમજવાની છે કે "કેવળી છતાં પણ વિનયને ચૂકતા નથી."

---

૪ રત્નપ્રભાદિ સાત નરકો છે. તેમાં રહેલા નારકીના જીવોને ત્રણ પ્રકારની વેદના (ક્ષેત્રકૃત, પરમાધામિકકૃત, પરસ્પરકૃત વેદના) છે, ઈત્યાદિ નરકોનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું. આ બાબતનો વિસ્તાર શ્રી ભગવતીજી અને પ્રવચનસારોદ્ધાર વગેરે ગ્રન્થોથી જાણવો.

૫ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અન્તરાય; આ ચાર કર્મો આત્માના જ્ઞાનાદિ ગુણોને ઢાંકનાર હોવાથી ઘાતિકર્મ કહેવાય છે.

કેવળજ્ઞાનને પામેલાં સાધ્વી પુષ્પચૂલા ગોચરીના પ્રસંગમાં ગુરૂમહારાજને જે જે પસંદ હોય તે તે લાવી આપે છે. એક વખત ચાલુ વરસાદમાં આ સાધ્વી ગોચરી લાવ્યા, ત્યારે ગુરૂમહારાજે કહ્યું કે હે મહાનુભવ, તમો શ્રુતજ્ઞાનને જાણો છો છતાં પણ ચાલુ વરસાદમાં ગોચરી કેમ લાવ્યા? આ બાબત કેવળજ્ઞાની સાધ્વીજીએ હાથ જોડીને જવાબ આપ્યો કે હે ભગવન્, જે રસ્તે અચિત્ત અપકાય વરસતો હતો તે જ માર્ગે થઇ હુ ગોચરી લાવી છું, જેથી આ બાબતમાં લગાર પણ દોષાપત્તિ નથી. ત્યારે ગુરૂમહારાજે કહ્યુ કે આવી બીના છદ્મસ્થ કેવી રીતે જાણી શકે? ત્યારે સાધ્વીજીએ કહ્યું કે મને કેવળજ્ઞાન થયું છે. કેવલજ્ઞાન થયેલ જાણીને આચાર્ય મહારાજે વિચાર્યું કે મેં કેવલીની આશાતના કરી તેથી 'મિચ્છામિદુક્કડં' દેવો જોઇએ, એમ વિચારીને મિચ્છામિદુક્કડં દીધો. ત્યારબાદ આચાર્ય મહારાજે પૂછ્યું કે હું મુક્તિ પામીશ કે નહીં, આના જવાબમાં કેવલજ્ઞાની સાધ્વીએ કહ્યું કે તમારે ઉતાવળ કરવી નહીં જ્યારે તમો ગંગાનદી ઉતરશો ત્યારે તમને કેવળજ્ઞાન જરૂર થશે. એક વખત ગંગા નદીને ઉતરવા માટે આચાર્ય મહારાજ લોકોની સાથે નાવમાં ચડયા. ત્યાં બીના એવી બની કે જે જે બાજુ આચાર્ય બેસે તે તે તરફ વહાણ ડૂબવા માંડયું. તેથી આચાર્ય મહારાજ વચમાં બેઠા, ત્યારે આખુંએ વહાણ ડૂબવા લાગ્યું. આથી કંટાળીને લોકોએ આચાર્ય મહારાજને નદીમાં ફેંકી દીધા (આ વખતે આચાર્ય મહારાજની પાછલા ભવની પત્ની કે જે અણમાનિતી હોવાને લઇને આચાર્ય મહારાજની ઉપર દ્વેષ ધારણ કરતી હતી તે મરીને વ્યન્તરી થઇ હતી) આ વખતે આ વ્યન્તરીએ પાણીમાં પડતા આચાર્યને શૂળમાં પરોવ્યા. આવી તીવ્ર વેદના ભોગવવાના પ્રસંગે પણ આચાર્ય મહારાજ અપકાય જીવોની ઉપર દયાના પરિણામ રાખતા હતા, પરન્તુ પોતાને થતી વેદના ઉપર લગાર પણ લક્ષ રાખતા ન હતા. અનુક્રમે ભાવનાની વિશુદ્ધિ વડે ક્ષપકશ્રેણિમાં આરૂઢ થયા અને અન્તકૃત્ કેવલી થઇને સિદ્ધિપદ પામ્યા. આવા ઉત્તમ પ્રસંગે નજીકમાં રહેલા દેવતાઓએ આચાર્ય મહારાજનો નિર્વાણ-મહોત્સવ કર્યો. આવી રીતે આ સ્થળે પ્રકૃષ્ટ (સર્વોત્કૃષ્ટ) યાગ (પૂજા) પ્રવર્ત્યો માટે આ સ્થળ પ્રયાગ એ નામથી પ્રસિદ્ધિ પામ્યું. અને અન્ય દર્શનીઓ શૂલીમાં પરોવાના પ્રસંગને જોઇને ગાડરીયા પ્રવાહની માફક પોતાના ઉપર કરવત મુકાવવા લાગ્યા. તે સ્થળે રહેલાં વડ વૃક્ષોને મ્લેચ્છોએ ઘણી વાર કાપી નાખ્યા છતાં પણ તે વૃક્ષો વારંવાર ઉગે છે.

નદીના પાણીમાં રહેલી આચાર્ય મહારાજની ખોપરી માછલાઓના પ્રહારને સહન કરતી તેમજ પાણીના મોજાઓમાં તણાતી તણાતી નદીને કાંઠે આવી, છીપની માફક આમતેમ પછડાતી પછડાતી કોઇ એક ગુપ્ત પ્રદેશમાં ભરાઇ ગઇ. એ ખોપરીના અન્દરના ભાગમાં એક વખત પાટલા (વૃક્ષ)નું બીજ પડયું. અનુક્રમે એ બીજ ખોપરીના કર્પરને ભેદીને જમણી હડપચીમાંથી પાટલાનું ઝાડ ઉગ્યું. એ ઝાડ મોટા સ્વરૂપે થયું.

હે રાજન્, આ પ્રમાણે આ મુનિનું વૃત્તાન્ત સાંભળીને તેમજ તે પ્રસંગે પાટલાવૃક્ષ ઉપરના ચાષપક્ષિની બીના ધ્યાનમાં લઇને તમારે આ સ્થાનમાં નગર વસાવવું જોઇએ અને શિયાળણીનો શબ્દ સંભળાય તેટલી હદ સુધી સૂત્ર ( દોરી ) દેવું જોઇએ. એટલે કે જમીનની હદ સમજવાને માટે લાઇનદોરી દેવી જોઇએ. આ વૃદ્ધ નિમિત્તિયાનું વચન સાંભળી રાજાએ તેમ કરવા માટે નિમિત્તિયાને હુકમ કર્યો. ત્યારબાદ તેઓએ પાટલા-

વૃક્ષને પૂર્વ તરફ ગણીને (રાખીને) પશ્ચિમ તરફ, પછી ઉત્તર તરફ, પછી પૂર્વ તરફ, પછી દક્ષિણ તરફ એ રીતે શીયાળણીના શબ્દ સુધી જઇને લાઇન દોરી નક્કી કરી. એ પ્રમાણે નગરની રચના સમચોરસ રાખી.

ત્યારપછી નિમિત્તિઆએ નક્કી કરેલી લાઇનદોરી પ્રમાણે તે સ્થળે રાજાએ નગર વસાવ્યું અને તે નગર પાટલાના ઝાડને લઇને પાટલીપુત્ર એ૬ નામથી પ્રસિદ્ધિ પામ્યું.* કાળાન્તરે વિકસ્વર ઘણાં કુસુમો (પુષ્પોના સમુદાય) વડે શોભાયમાન હોવાથી તે જ પાટલીપુત્ર નગર કુસુમપુર નામે પ્રસિદ્ધિ પામ્યું. ઉદાયીરાજાએ આ નવા નગરમાં શ્રી. નેમિનાથ ભગવાનનું ચૈત્ય બંધાવ્યું અને ત્યાં હાથીશાળા, અશ્વશાળા, રથશાળા, મોટા નાના મહેલ, દરવાજા, બજાર, દાનશાળા, પૌષધશાળા વગેરે તૈયાર કરાવ્યાં. આ નગરમાં ઉદાયીરાજાએ જેમ લાંબા કાળ સુધી રાજ્ય પાલન કર્યું તેવી રીતે જૈનધર્મની પણ અપૂર્વ પ્રભાવના કરી. એક વખત ઉદાયીરાજા પૌષધવ્રતમાં રહ્યા હતા તે વખતે વિનયરત્નના પ્રપંચથી ઉદાયીરાજા કાળધર્મ પામી દેવલોકની ઋદ્ધિ પામ્યા.

ત્યારબાદ એટલે પ્રભુ શ્રી. મહાવીરના નિર્વાણથી આઠ વર્ષ વીત્યાબાદ હજામ અને ગણિકાનો પુત્ર નંદ નામે રાજા થયો. અનુક્રમે નવમા નન્દરાજાના વખતમાં પરમાર્હત (મહાશ્રાવક) કલ્પકના વંશમાં થયેલા શકડાળ નામે મંત્રી થયા. તેમને સ્થૂલિભદ્ર અને શ્રીયક નામના બે પુત્રો અને યક્ષા ૧, યક્ષદત્તા ૨, ભૂતા ૩, ભૂતદત્તા ૪, એણા (સેણા) ૫, વેણા ૬, અને રેણા ૭ એ નામની સાત પુત્રીઓ હતી. યક્ષાદિ સાતે પુત્રીઓની યાદશકિતની બાબતમાં એમ કહ્યું છે કે પ્રથમ પુત્રીને એક વાર કહેવામાં જે આવે તે યાદ રહી જાય. એમ બીજીને બે વાર કહેવથી યાદ રહી જાય. ત્રીજીને ત્રણ વાર, ચોથીને ચાર, પાંચમીને પાંચ વાર, છઠ્ઠીને છ વાર અને સાતમીને સાત વાર કહેલી બીના યાદ રહી જાય.

કોશાવેશ્યા અને તેની બ્હેન કપકોશા એ બંનેની જન્મભૂમિ તરીકે આ નગર પ્રસિદ્ધ છે. આ જ પાટલીપુત્ર નગરમાં મન્ત્રીશ્વર ચાણક્યે નંદરાજાનું રાજ્ય મૂળથી ઉખેડીને મૌર્યવંશના શ્રી. ચંદ્રગુપ્તને રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો તે ચંદ્રગુપ્ત રાજાના વંશમાં અનુક્રમે બિન્દુસાર, અશોક, કુણાલ અને સંપ્રતિ એ નામના રાજાઓ થયા. આ કુણાલના પુત્ર સંપ્રતિ મહારાજા ત્રણ ખંડ પ્રમાણ ભરતક્ષેત્રના અધિપતિ હતા. એ મહાશ્રાવક હતા અને તેમણે અનાય દેશોને પણ મુનિવિહારને લાયક બનાવ્યા હતા.

સર્વકળાના સમુદાયને ભણનાર રાજા મૂળદેવ અને મહાધનિક અચલ નામના

---

૬ યત उक्तम्-गउडेसु पाडलिपुरे सपइराया तिखंडभरहवई। अज्ज-सुहत्थिगणहरं, पुच्छइ पणओ परमसड्ढो ॥ ગૌડદેશમાં પાટલીપુત્ર નગરમાં પરમ શ્રાવક ભરતના ત્રણે ખંડના અધિપતિ સંપ્રતિ મહારાજા વિનય પૂર્વક શ્રી. આર્યસુહસ્તિ ગણધર ભગવંતને (દિવાળીકલ્પની ઉત્પત્તિ વિષયક) પ્રશ્ન પૂછે છે. (દિવાળીકલ્પ)

* બીજા ગ્રંથોમાં ઉદાયી રાજાની માતાનું નામ પાટલીરાણી હોવાથી નગરનું નામ પાટલીપુત્ર એવું રાખ્યું એમ પણ આવે છે. આથી "પાટલીપુત્ર" શબ્દનો અર્થ ઉદાયીરાજા પણ કરી શકાય.

સાર્થવાહ તથા વેશ્યાઓમા અગ્રેસર દેવદત્તા નામની ગણિકા એ ત્રણે પૂર્વે આ નગરમ રહેતા હતા

પૂજ્ય શ્રી. ઉમાસ્વાતિ વાચક ૭ મહારાજે ભાષ્યસહિત તત્ત્વાર્થસૂત્રની આ નગરમ રચના કરી હતી. આ ઉમાસ્વાતિ મહારાજા કૌભીષણિ ગોત્રના હતા અને સંસ્કૃત પાંચસો પ્રકરણોના રચનાર તરીકે પ્રસિદ્ધ હતા. અહીયાં વિદ્વાનોને સતોષ પમાડે તેવી ચોરાસી વાદશાળાઓ હતી આ નગરની નજીકમાં વિશાળ અને ઉચા તરગો જ્યાં ઊછળી રહ્યા છે એવી ગગા નદી વહે છે.

આ પાટલીપુત્રની નજીકમાં ઉત્તર દિશાએ વિશાલ વાલુકા ( રેતી ઢગલાઓનું ) સ્થળ છે. ભવિષ્યમાં પાણીના ઉપદ્રવના પ્રસંગે કલ્કી રાજા અને આચાર્ય શ્રી. પ્રાતિપદ મહારાજ વગેરે શ્રી સંઘ આ વાલુકા સ્થલ ઉપર ચઢીને પાણીના ઉપદ્રવથી મુકત થશે તેમજ કલ્કીરાજા અને તેના વશના ધર્મદત્ત, જિતશત્રુ, અને મેઘઘોષ વગેરે રાજાઓ પણ અહીયાં થશે. આ પાટલીપુત્ર નગરમાં, જ્યાં નદરાજાનુ નવાણુ કે ડિ દ્રવ્ય સ્થાપન કરેલું છે એવા, પાંચ સ્તૂપો છે અહીયા લક્ષણાવતી નગરીના સુલતાને ( પાદશાહે.) પુષ્કલ દ્રવ્યની ઇચ્છાથી આ સ્તૂપોની ઉપર ઘણાએ હુમલાઓ કર્યા એટલે ઉખેડી નાખવાના પ્રયત્નો કર્યા, પણ તે બધા પયત્નો સૈન્યમાં ઉપદ્રવ ફેલાવનારા થયા, એટલે સુલતાન દ્રવ્ય લેવામાં ફાવી શકયો નહી.

આ જ નગરમાં યુગપ્રધાન મહાપુરૂષ શ્રી. ભદ્રબાહુસ્વામી, આર્યમહાગિરિજી, આર્યસુહસ્તિ સૂરિજી, વજ્રસ્વામી વગેરે પૂજ્ય પુરૂષો વિચર્યા હતા અને ભવિષ્યમાં આચાર્ય શ્રી. પ્રાતિપદસૂરિ મહારાજ વગેરે પૂજ્ય પુરૂષો વિચરશે. વળી મહાધનવત ધનનામના શેઠની પુત્રી રૂકિમણી કે જે વજ્રસ્વામીને પતિ તરીકે સ્વીકારવાની ચાહના રાખતી હતી તેને વજ્રસ્વામીએ પ્રતિબોધ પમાડીને અહીયાં દીક્ષા આપી હતી.

આ જ નગરમાં અભયા રાણી કે જે મરીને વ્યન્તરીપણે ઉત્પન્ન થઇ હતી તેણીએ સુદર્શન શેઠને શીલથી ચલાવવા માટે વારવાર ઉપસર્ગ કર્યા છતાં પણ ચલાયમાન ન થયા અને શીલ ધર્મની કસોટીમાં સપૂર્ણ વિજયશાળી નીવડયા હતા મહાશીલવીર શ્રી. સ્થૂલિભદ્ર મહારાજા કોશ્યા વેશ્યાની ચિત્રશાલામાં અહીયાં જ ચતુર્માસ રહ્યા હતા. તેઓશ્રી છએ રસવાળો આહાર વાપરતા હતા અને કોશ્યા વેશ્યાનો તીવ્ર અનુરાગ હતો છતાં પણ તેમણે પરમ-શીલભાવને ટકાવી કામશત્રુની ઉપર વિજય મેળવ્યો હતો. તેમની સ્પર્ધાથી સિહ ગુફાવાસી

---

૭ 'વાચક' શબ્દ ઉપરથી સમજવુ જોઈએ કે આ મહાપુરૂષ પૂર્વધર હતા. પ્રાચીન કાળમા પૂર્વના જ્ઞાન સિવાય 'વાચક' પદવી મળી શકે જ નહીં એવો વ્યવહાર હતો. કહ્યું છે કે.

वाइ अ खमासमणे दिवायरे वायगत्ति एकट्ठे । पुव्वगयंमि य सुत्ते ए ए सद्दा पयट्टंति ।

અર્થાત્ વાદીપદવી, ક્ષમાશ્રમણપદવી દિવાકરપદવી કે વાચકપદવી એ ચારમાથી કોઈ-પણ પદવી પૂર્વગત જ્ઞાન હોય તો જ મળી શકે

મુનિ પણ અહીં (કોશ્યા વેશ્યાને ત્યાં) ચાતુર્માસ માટે આવ્યા હતા અને કામભાવથી ચલાયમાન થયા આ પ્રસંગે એ વેશ્યાએ નેપાળ જેવા દૂર દેશમાંથી મુનિની પાસે રત્નકંબલ મંગાવીને અને તેને વાપરીને ખાલમાં નાખી દેવાના દૃષ્ટાન્તવડે તેને પ્રતિબોધ પમાડયો હતો, જેના પરિણામે તે મુનિરાજ ગુરૂમહારાજની પાસે જઇને આલેચના લેવા પૂર્વક નિર્મળ સંજમની આરાધનમાં ઉજમાળ બન્યા. આ ઘટના પણ અહીં જ બની હતી.

અહીં બાર વરસના દુકાલના પ્રસંગે આચાર્ય શ્રી. સુસ્થિતમહારાજે તમામ ગચ્છને સુકાળવાળા દેશ તરફ વિહાર કરાવ્યો ત્યારે તે પ્રસંગે તે આચાર્ય મહારાજના નાના બે શિષ્યોએ આંખમાં અદૃશ્ય બનાવનારૂં અંજન આંજીને રાજા ચંદ્રગુપ્તની સાથે કેટલાએક દિવસ ભોજન કર્યું. તે વાર પછી ગુરૂમહારાજે ઠપકો આપવાથી વિષ્ણુગુપ્તે[૮] એ બન્નેનો નિર્વાહ કર્યો.

યુગપ્રધાન મહાપુરૂષ શ્રી વજસ્વામીજીની બીજી આશ્ચર્યકારી બીના આ નગરમાં આ પ્રમાણે બની હતીઃ એક વખત પૂજ્ય શ્રી વજસ્વામીજી મહારાજ પોતાના સુવિહિત મુનિઓ સહિત વિહાર કરતા કરતા આ નગરમાં પધાર્યા. તે વખતે પહેલા પ્રવેશ કરવાના દિવસે નગરની સ્ત્રીઓને ચિત્તક્ષોભ ન થાય એ ઇરાદાથી વૈક્રિયલબ્ધિ દ્વારા સામાન્ય રૂપ કર્યું હતું અને અપૂર્વ દેશના આપી હતી. આ દેશના સાંભળી ઘણા જ ખુશી થયેલા રાજા, મન્ત્રી વગેરે શ્રોતાઓ માંહોમાંહે વાતચીત કરવા લાગ્યા કે આચાર્ય મહારાજના ગુણો ઘણા ઉત્તમ છે, પરંતુ જોઇએ તેવું ગુણાનુસાર રૂપ નથી તેનું શું કારણ? અનુક્રમે આ વાત સર્વત્ર ફેલાતાં પરમ્પરાએ અનેક લબ્ધિનિધાન શ્રી વજસ્વામીજીએ સાંભળી ત્યારે બીજે દિવસે સ્વાભાવિક નિરૂપમ રૂપ વિકુર્વીને હજાર પાંખડીવાળા સોનાના કમળ ઉપર બેસી દેશના આપવા લાગ્યા. તે સાંભળીને અને તેમનું અપૂર્વ રૂપ દેખીને શ્રોતાઓ ઘણા જ ખુશી થયા।

આ જ નગરના મધ્ય ભાગમાં મહાપ્રતિભાશાળી માતૃદેવતાઓની પ્રતિમાઓ હતી, જેના પ્રભાવે સમર્થ શત્રુઓ પણ પાટલીપુત્રને જીતવામાં અસમર્થ નીવડયા હતા. આ પ્રસંગે (નૈમિત્તિક વેષધરી) ચાણક્યના કહેવા પ્રમાણે જ્યારે નગરના લોકોએ તે માતૃમંડળ ઉખાડી નાખ્યું ત્યારે ચન્દ્રગુપ્ત અને પર્વતક આ બન્ને જણાએ પાટલીપુત્ર સ્વાધીન કર્યું. (ત્યારપછી આ નગરમાં ચન્દ્રગુપ્ત રાજા થયો)

આ પ્રકારે અનેક ચિરસ્મરણીય વિશિષ્ટ ઘટનાઓથી ભરેલા આ નગરની અન્દર અનેક ઉત્તમ વિદ્યાઓના જાણકાર પુરૂષો વસતા હતા. તેમજ સ્મૃતિ, પુરાણ, ભરત, વાત્સ્યાયન, ચાણક્યશાસ્ત્ર (નીતિશાસ્ત્ર) વગેરે વિશિષ્ટ શાસ્ત્રોમાં કુશળ પુરૂષોની પણ ખામી ન હતી.

---

૮ પરિશિષ્ટ પર્વમાં વિષ્ણુગુપ્તના સ્થાને ચાણક્યનું નામ આપ્યું છે તે આ પ્રમાણે.

चाणक्योऽपि तमाचार्यं, मिथ्यादुष्कृतपूर्वकम्।
वन्दित्वाऽभिदधे साधु, शिक्षितोऽस्मि प्रभद्वर:॥
अद्यप्रभृति यत् भक्तपानोपकरणादिकम्।
साधूनामुपकुरुते, तदादेयं मदोकसि॥

મહોર કાત્સેન્દ્ર મહુઆર પુરુષે બહુ અહીં પ્રમાણમાં વસતા હતા. તેમજ અનાદિ અનંતનત વિદ્યા વગેરેમાં અને સ્વરૂપ, પદુતા. વિદ્વદ્ મંગલ પ્રયોગ, પ્રાણ પ્રયોગ, જ્યોતિષ પ્રયોગ[૯] સ્નાતકો, વસ્તુ વિદ્યા, તેમજ સ્ત્રી પુરુષ, હાથી, ઘોડા, અશ્વ વગેરેના લક્ષણો ઓળખવામાં અને ઇન્દ્રજાલ પ્રયોગ કરવામાં તેઓ જ પ્રમાણોમાં હોશિયાર એવા પુરુષો પૂર્વે અહીં રહેતા હતા. આર્યરક્ષિતે ચૌદ વિદ્યા ભણવાનું સ્થાન પણ જ હતું, અહીંથી ભણીને (નવી ઉમરમ) ચૌદ વિદ્યામાં પારગામી થઇ પોતાના દશપુર નગરમાં ગયા હતા. તેમજ મહદ્ધૈશ્વર્યવાળી ધનિક પુરુષો કે જેઓ હાથી હજાર યોજન ચાલે તેમાં જેટલાં પગલાં પડે તે દરેક પગલામાં હજાર હજાર સોનૈયા ભરી શકે એવા ધનાઢ્ય પુરુષો અહી વસતા હતા.

કેટલાએક ધનાઢ્ય પુરુષો તો એવા હતા કે જેઓ એક આઢક પ્રમાણ તલ વાવવામાં આવે, અને જ્યારે તે તૈયાર થાય ત્યારે તે તલની શિંગોમાંથી જેટલા તલ નીકળે તેટલા હજાર સેના મહોર પ્રમાણ દ્રવ્યના સ્વામી હતી બીજા કેટલાએક એવા પણ વૈભવશાળી હતા કે જેઓ ચોમાસામાં વહેતી પર્વતની નદીના પ્રબળ પાણીના વેગને ગાયેના એક દિવસના માંખણવડે પાળ બાંધીને અટકાવવાને સમર્થ હતા એટલે કે પુષ્કળ ગોકુલોના સ્વામી હતા.

બીજા કેટલાએક એવા શ્રીમંતો અહીંયા રહેતા હતા કે જેઓ પુષ્કળ અશ્વસેના રાખતા હતા. તેમાં એક દિવસના ઉત્પન્ન થયેલા ઉત્તમ નીતિવંત ઘોડાઓના બચ્ચાઓના સ્કંધ ઉપર રહેલા કેશ વડે આખા પટલીપુત્ર નગરને વીંટી શકે એવા સમર્થ હતા અને બીજા ધનિકો એવા બે પ્રકારના શાલિરત્ન (ડાંગર)ને ધારણ કરનારા હતા, જેમાંનું પહેલા નંબરનું શાલિરત્ન જુદી જુદી જાતના શાલિબીજ (ડાંગર)ને ઉત્પન્ન કરી શકે, અને બીજું ગર્દભિકા નામનું જે શાલિરત્ન તેનો એવો પ્રભાવ હતો કે તેને વારવાર લણીયે તો પણ ફરી ફરી ઉગે.

આ પ્રમાણે ગૌડ દેશના મુગુટ સમાન પટલીપુત્ર નગરીની ટુંકામાં બીના જણાવી. ભવ્ય જીવો આ બીનાને જાણીને અને ત્યાં બનેલી ઉત્તમ ઘટનાઓને ધ્યાનમાં રાખીને પોતાની જીવનસુધારણાને અંગે યથાયોગ્ય ઉપયોગ કરી સ્વાત્મકલ્યાણ કરે એ જ હાર્દિક ભાવના !

---

૯ પગે લેપ લગાડી આકાશ, પાણી વગેરેમાં ગમન કરી શકાય એવો પ્રયોગ.

ભગવાન શ્રી મહાવીરસ્વામીના શાસમાં થયેલા

# દસ શ્રાવકો

[ સંક્ષિપ્ત જીવનકથા ]

લેખક : આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયપદ્મસૂરિજી

અવિછિન્ન પ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્ર દર્શન, બીજા બધાં દર્શનોમાં અગ્રેસર ગણાય છે, તે સર્વાંશે ઘટિત જ છે. મધ્યસ્થભાવે તમામ વાદીઓને ઉચિત ન્યાય તે જ આપી શકે છે, કારણ તે નિષ્પક્ષપાતી દર્શન છે. જ્યાં પક્ષપાત હોય ત્યાં ઉચિત ન્યાય દેવાનો અધિકાર લગાર પણ ટકી શકતો નથી. **पक्षपातो भवेद् यस्य तस्य पातो भवेद् ध्रुव** જૈનદર્શન સર્વાંશે પદાર્થોની વિચારણા કરે છે માટે અનેકાંત દર્શન; અને આપેક્ષિકવાદને માન્ય રાખે છે તેથી 'સ્યાદ્વાદ દર્શન' તરીકે વિવિધ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. પીપરને જેમ વધારે ઘૂંટવામાં આવે તેમ તે અધિક ફાયદો કરે છે તેમ સ્યાદ્વાદ દર્શનનો ગુરુગમથી મધ્યસ્થ દૃષ્ટિએ વધુને વધુ અભ્યાસ કરવાથી આત્મવિકાસ પ્રત્યે ભવ્ય જીવો નિર્ભયપણે પ્રયાણ કરી શકે છે. આમ કરીને પૂર્વે—અનંતા ભવ્ય જીવો સિદ્ધિ પદ પામ્યા. (હાલ પણ મહાવિદેહમાં પામે છે. અને ભવિષ્યમાં પામશે.) અને પ્રભુ મહાવીરના વર્તમાન શાસનમાં પણ એવાં અનેક દૃષ્ટાંતો મળી શકે છે. જુઓ સાધુઓમાં—ગણધર શ્રી ગૌતમસ્વામી, સિંહ અણગાર, રોહક મુનિવર, અતિમુક્ત, ધન્યકુમાર, શાલિભદ્ર, અવંતી સુકુમાલ વગેરે; સાધ્વીઓમાં—ચંદનબાલા, મૃગાવતી વગેરે, શ્રાવકોમાં—૧ આનંદ, ૨ કામદેવ, ૩ ચુલની પિતા, ૪ સુરાદેવ, ૫ ચુલ્લશતક, ૬ કુંડકોલિક, ૭ સદ્દાલ પુત્ર, ૮ મહાશતક, ૯ નંદિનીપિતા, ૧૦ તેતલીપિતા—શંખ-શતક વગેરે; અને શ્રાવિકાઓમાં—રેવતી, સુલસા વગેરે. તેમાંથી આનંદ શ્રાવકાદિના આદર્શ જીવનમાંથી ભવ્ય શ્રાવકોને આત્મોન્નતિનો માર્ગ લાધી શકે એ ધરાદાથી, તેઓના જીવનની ટૂંક બીના અહીં જણાવી છે.

## ૧ શ્રી આનંદ શ્રાવક

જિનાલયાદિ ધર્મસ્થાનોથી શોભાયમાન એવા વાણિજ્યગ્રામ નામના નગરમાં **આનંદ** નામે મહર્દ્ધિક વ્યાપારી (શ્રાવક) રહેતા હતા. તે બાર ક્રોડ સોનૈયાના સ્વામી હતા. તેમાંથી તેમણે ત્રણ વિભાગ પાડયા હતા. એક ભાગના ચાર ક્રોડ સોનૈયા નિધાનમાં દાટેલા હતા, બીજા ચાર ક્રોડ સોનૈયા વ્યાજમાં તથા બાકીના ચાર ક્રોડ સોનૈયા વ્યાપારમાં રોકેલા હતા. તેમને ચાર ગોકુલ[૧] હતાં. તેમને નિર્મલ શીલ, વિનય, વગેરે ગુણોને ધરનારી **શિવાનંદા** નામે ગૃહિણી હતી. વાણિજ્યગ્રામની બહાર ઈશાન ખૂણામાં કોલ્લાગ નામનું એક પરું હતું.

૧ દશ હજાર ગાયોનું એક ગોકુલ ગણવું. એવા ચાર ગોકુલ (૪૦ હજાર ગાયો)ના સ્વામી હતા.

અહીં આનંદ શ્રાવકનાં સગા-સંબંધિજનો અને મિત્રો રહેતાં હતાં. આ નગરની સામેના ભાગમાં દુતપલાશ નામનું ચૈત્ય હતું. ત્યાં એક વખત પ્રભુ શ્રી મહાવીરદેવ પધાર્યા. આ અવસરે વિશાલ પર્ષદા મળી. આ વાતની ખબર આનંદ શ્રાવકને પડતાં પ્રભુના આગમનથી તે ઘણા ખુશી થયા, અને સ્નાન કરી-શુદ્ધ થઇને પોતાના પરિવારની સાથે પ્રભુની પાસે આવ્યા, અને વંદન કરી ઉચિત સ્થાને બેઠા. આ અવસરે પ્રભુએ ભવ્ય જીવોનો ઉદ્ધાર કરવા માટે દેશના દેતાં જણાવ્યું કે—

भवजलहिम्मि अपारे, दुलहं मणुअत्तणंपि जंतूणं ॥
तत्थवि अणत्थहरणं, दुलहं सद्धम्मवररयणं ॥ १ ॥

અર્થ—આ સંસાર સમુદ્રમા ભટકતા જીવોને મનુષ્યપણું પામવું દુર્લભ છે, ( કારણ કે નિર્મલ દર્શન, જ્ઞાન અને ચારિત્રની આરાધનાથી મુકિતપદ મળી શકે છે. અને દર્શનાદિ ત્રણેની સમુદિત આરાધના મનુષ્ય ગતિમાં જ થઇ શકે છે ) તેમાં પણ અનર્થનો નાશ કરનારૂં (અવિચ્છિન્ન પ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત જૈનધર્મરૂપિ (ચિંતામણિ) રત્ન મળવું વિશેષ દુર્લભ છે. જેને ચિંતામણિ રત્ન મળ્યું હોય, એનાં દુઃખ દારિદ્રયાદિ કષ્ટો જરૂર નાશ પામે. એમ ધર્મરૂપિ ચિંતામણિરત્નની આરાધના કરનારાં ભવ્ય જીવોનાં પણ, આ ભવમાં અને પર ભવમાં, તમામ દુઃખો નાશ પામે છે અને તેઓ જરૂર વાસ્તવિક સુખનાં સાધનો સેવીને અખંડ અવ્યાબાધ પરમ સુખનો અનુભવ કરે છે.

જે દુર્ગતિમાં જતા જીવોને અટકાવે અને સદ્‌ગતિ પમાડે, તે ધર્મ કહેવાય. આના ૧ સર્વવિરતિધર્મ અને ૨ દેશવિરતિ ધર્મ, એ બે ભેદ છે. જેમ જેમ કર્મોનું જોર ઘટે, તેમ તેમ જીવ દેશવિરતિ, સર્વવિરતિ આદિ ઉત્તમ ગુણોને સાધી શકે છે. નિર્મલ ત્યાગધર્મની આરાધના કર્યા સિવાય આત્મિક ગુણોનો આવિર્ભાવ થઇ શકતો નથી, આથી જ તીર્થંકરાદિ અનંતા મહાપુરુષોએ આ પંચ મહાવ્રતમય સર્વવિરતિની આરાધના કરી પરમ પદ મેળવ્યું છે. આ ઉત્તમ સર્વવિરતિ ધર્મ અંગીકાર કરવાને અસમર્થ ભવ્ય જીવે એ યથાશકિત દેશવિરતિ ધર્મની આરાધના કરવી જોઇએ. દેશવિરતિની નિર્મલ યોગથી આરાધના કરનારા ભવ્ય જીવો મોડામાં મોડા આઠમે ભવે તો જરૂર મુકિતપદ પામે છે.

આવી નિર્મલ દેશના સાંભળીને આનંદશ્રાવકને શ્રદ્ધાગુણ[2] પ્રકટ થયો. તેમને ખાત્રી થઇ કે પ્રભુદેવે જે બીના કહી છે, તે નિઃશંક અને સાચી છે.

પોતાના મિથ્યાત્વ શત્રુનો પરાજય થવાથી ખુશી થઇને તેમણે પ્રભુદેવને કહ્યુંઃ 'હે પ્રભો, આપે ફરમાવેલો ધર્મ મને રૂચ્યો છે, હું ચોક્કસ માનું છું કે—સંસાર કેદખાનું છે. અને ખરૂં સુખ સર્વસંયમની આરાધના કરવાથી જ મલી શકે છે. પરંતુ મોહનીય કર્મની તથા-પ્રકારની ઓછાશ નહિ થયેલી હોવાથી હાલ હું ચારિત્રધર્મને અંગીકાર કરવાને અસમર્થ છું. જેથી હું બારવ્રતરૂપ દેશવિરતિ ધર્મને અંગીકાર કરવા ઇચ્છું છું.' પ્રભુદેવે કહ્યું

૨ આથી સમજવાનું મળે છે કે પ્રભુદેશનાના અનેક લાભોમાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પણ થાય. દેશનાશ્રવણથી શ્રદ્ધાપામેલા જીવોની ગણત્રીમાં આનંદ શ્રાવકને જરૂર ગણવા જોઇએ.

जहासुहं देवाणुप्पिया! मा पडिबंधो कायव्वो हे દેવાનુપ્રિય, જેમ સુખ ઉપજે તેમ કરો, (આવા ઉત્તમ કાર્યમાં) વિલંબ કરશો નહિ!' પછી આનંદ શ્રાવકે પ્રભુની પાસે શ્રાવકનાં બારે વ્રત અંગીકાર કર્યાં[૩] ત્યારબાદ યોગ્ય હિતશિક્ષા આપી પ્રભુએ કહ્યું: 'હે મહાનુભાવ, મહાપુણ્યોદયે પ્રાપ્ત કરેલા આ દેશવિરતિ ધર્મનું બરાબર આરાધના કરજે!' પ્રભુની આ શિખામણ અંગીકાર કરીને પ્રભુને વંદન કરીને આનંદશ્રાવક પોતાના ઘરે ગયા. ઘરે જઈને પોતાની પત્ની શિવાનંદાને સહર્ષ બધી બીના જણાવી એટલે તેણે પણ દેશવિરતિ ધર્મનો સ્વીકાર કર્યો.

આનંદ શ્રાવકના વ્રતાધિકાર પ્રસંગે ઉપદેશપ્રાસાદ વગેરેમાં આ પ્રમાણે વિસ્તારથી કહ્યું છે: શરૂઆતમાં તેમણે પ્રભુની પાસે દ્વિવિધત્રિવિધ નામના ભાંગાએ કરીને સ્થૂલ જીવ હિંસાદિકના ત્યાગ સ્વરૂપ પાંચે અણુવ્રતો અંગીકાર કર્યાં, તેમાં ચોથા અણુવ્રતમાં સ્વ (પોતાની) સ્ત્રી સિવાયની અન્ય સ્ત્રીઓના પરિહારનો નિયમ હતો અને પાંચમામાં (૧) રોકડ ધનમાં ચાર કરોડ સોનામહોરો નિધાનમાં, ચાર કરોડ વ્યાજે, ચાર કરોડ વ્યાપારમાં એમ બાર કરોડ રાખી શકું, તેથી વધારે રાખી શકાય નહિ, (૨) દશ હજાર ગાયોનું એક ગોકુળ એવા ચાર ગોકુળ રાખી શકું, (૩) એક હજાર ગાડાં અને ખેતીને માટે પાંચસો હળ અને જેસવાને માટે ચાર વાહન રાખી શકું, એવો નિયમ કર્યો. છઠ્ઠા દિશિપરિમાણ વ્રતમાં ચારે દિશામાં જવા આવવાનો નિયમ કર્યો. (આ બીના આનમા અંગમાં વિસ્તારથી વર્ણવી છે). સાતમા ભોગોપભોગ વ્રતમાં સ્થૂલ દષ્ટિએ બાવીસ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાય તથા પંદર કર્માદાનનો ત્યાગ કર્યો. દાતણમાં તે જેઠીમધનું લાકડું; મર્દન (તેલ ચોળવા ચોળાવવા)માં શતપાક અને સહસ્રપાક તેલ; ઉદ્વર્તન (પીઠી)માં ઘઉં અને ઉપલેટનો પિષ્ટ (આટો), સ્નાનમાં ઉષ્ણ જલના માટીના આઠ ઘડા પ્રમાણ પાણી; પહેરવાનાં વસ્ત્રોમાં ઉપરનું અને નીચેનું એમ બે વસ્ત્રો; વિલેપનમાં, ચંદન, અગર, કપૂર અને કુંકુમ; ફૂલમાં પુંડરીક કમળ અને માલતીનાં ફૂલ; અલંકારમાં નામાંકિત મુદ્રિકા (વીંટી) તથા બે કુંડળ; ધૂપમાં અગર અને તુરુષ્ક; પેય (પીવા લાયક) આહારમાં મગ, ચણાં વગેરે તળીને કરેલ અથવા ઘીમાં ચોખાને તળીને બનાવેલો ચોખાનો પ્રવાહી પદાર્થ (રાબડી આદિ), પકવાનમાં ઘેબર અને ખાંડનાં ખાજાં; ભાતમાં કલમશાલીના ચોખા; કઠોળમાં મગ, અડદ અને ચણાં; ઘીમાં શરદ ઋતુનું થયેલું ગાયનું જ ઘી, શાકમાં મીઠી ડોડી ને પલવલનું શાક; મધુર પદાર્થમાં પલ્યંક; અનાજમાં વડા વગેરે, ફળમાં ક્ષીરામલક (મીઠાં આંબળાં), જળમાં આકાશેથી પડેલું પાણી, અને મુખવાસમાં જાયફળ, લવિંગ, એલાયચી, કક્કોલ અને કપૂર આ પાંચ પદાર્થોથી મિશ્રિત તંબોલ, એમ ઉપર જણાવેલ ચીજો વાપરી શકાય, તે સિવાય બીજાનો ત્યાગ કર્યો. "થી ઉપાસક દશાંગસૂત્રમાં આ બીના વિસ્તારથી જણાવી છે. આ પ્રમાણે દેશવિરતિ ધર્મની સાધના કરવામાં ઉજમાળ બનેલા બંને દંપતીએ ચૌદ વર્ષ સફલ કર્યાં.

એક વખત મધ્યરાત્રે આનંદ શ્રાવક જાગી ગયા, અને આ પ્રમાણે ધર્મજાગરિકા[૪]

---

[૩] ઉપાસકદશાંગમાં આ બાબત વિસ્તારથી જણાવી છે.

[૪] આનું વિસ્તારથી સ્વરૂપ શ્રી શ્રાવકધર્મજાગરિકા નામના ગ્રંથમાં જણાવ્યું છે, તે શેઠ લાલભાઈ જેસિંગભાઈ અને શા ઇશ્વરદાસ તરફથી છપાયેલ છે. ભેટ તરીકે મળી શકે છે.

[illegible] આનંદ શ્રાવકે મોટા પુત્રને ગૃહભાર સોંપ્યો. ત્યારબાદ તેણે નીચે ઉપાસક પ્રતિમાઓનું વહન કરવા તૈયાર થયા. પ્રતિમા એટલે શ્રાવકનો વિશિષ્ટ અભિગ્રહ (પ્રતિજ્ઞા-નિયમ). તે અગિયાર પ્રતિમાઓનું સ્વરૂપ આ પ્રમાણે સમજવું—

૧. સમ્યક્ત્વ પ્રતિમા—એક મહિના સુધી નિર્મળ સમ્યગ્દર્શન ગુણની સેવના કરવી તે. આ પ્રસંગે રાજાભિયોગ, ગણાભિયોગ, બલાભિયોગ, દેવાભિયોગ, ગુરુનિગ્રહ, વૃત્તિકાંતાર, આ છ આગાર હોતા નથી અને શંકા, કાંક્ષા, વિચિકિત્સા, અન્યદર્શનિ પ્રશંસા અને અન્ય દર્શનિસંસ્તવ આ પાંચ અતિચારો (દોષો) જરાય સામાન્ય દોષો ન લાગે તેમ વર્તવાનું હોય છે.

૨. વ્રત પ્રતિમા—આ પ્રતિમા સાધતી વખતે પહેલી પ્રતિમાની ક્રિયા સાધવાની જરૂર હોય છે. તે તરફ લક્ષ રાખીને બે મહિના સુધી બારે વ્રતની નિર્મળ સાધના કરવી તે વ્રત પ્રતિમા કહેવાય. આમ અતિચારથી સાવધાન રહેવું જોઈએ, અને અપવાદ પણ હોય જ નહિ.

૩. સામયિક પ્રતિમા—ત્રણ મહિના સુધી હંમેશાં સવારસાંજ નિર્દોષ સામયિકની સાધના કરવી તે. આમાં પહેલી બે પ્રતિમાનું અનુષ્ઠાન ચાલુ હોય છે–એમ આગળ પણ જરૂર ધ્યાન રાખવું કે અગળ આગળની પ્રતિમા આરાધતી વખતે પાછળ પાછળના તમામ પ્રતિમાઓનું અનુષ્ઠાન ચાલુ હોય જ.

૪. પૌષધ પ્રતિમા—દર મહિનાની બે આઠમ અને બે ચૌદસ તથા એક પુનમ અને એક અમાસ એમ (દર મહિને) ૭ પર્વને વિષે ચાર પ્રકારનો નિર્મળ પૌષધ કરવો. એમ ચાર મહિના સુધી કરવું તે પૌષધ પ્રતિમા કહેવાય.

૫. કાયોત્સર્ગ પ્રતિમા—પાંચ મહિના સુધી પહેલાં કહ્યા મુજબ ૭ પર્વને વિષે પૌષધ કરવો જોઈએ. અને તેમાં રાતે ચારે પહોર સુધી કાયોત્સર્ગ રહેવું, તે કાયોત્સર્ગ પ્રતિમા કહેવાય. આ બાબત અન્ય ગ્રંથોમાં સવિશેષ આ પ્રમાણે કહ્યું છે કે—આ પ્રતિમા વહન કરતી વેળાએ સ્નાન (ન્હાવા)નો નિષેધ, દિવસે જ્યાં અજવાળું હોય ત્યાં ભોજન કરી શકાય. રાતે સર્વથા ભોજનનો ત્યાગ. કચ્છ બાંધવાનો નિષેધ, દિવસે બ્રહ્મચર્ય પાળવું, તથા રાતે અપર્વતિથિમાં ભોગનું પરિમાણ કરવું જોઈએ, વળી પર્વતિથિએ પૌષધ ક્રિયામાં રહેવા પૂર્વક રાતે ચૌટા વગેરે સ્થલે કાયોત્સર્ગ કરવો જોઈએ. અહીં રાત્રિભોજન નહિ કરવાની સૂચના કરી તેથી એમ સમજવું કે-ઉત્તમ શ્રાવકોએ અનેક જાતના બાહ્ય અને અભ્યંતર ગેરલાભ જાણીને રાત્રિભોજનનો જરૂર ત્યાગ કરવો જોઈએ, અને ચોમાસાના વખતમાં તો તે તરફ વધારે કાળજી રાખવી જોઈએ. જો કદાચ આમ તો નિયમ પાળવાને

મ ટે કરવાને સમર્થ ન હોય, તેઓએ પણ આ પાંચમી પ્રતિમાથી મ ડીને તે નિયમ અવસ્ય અંગીકાર કરવો જોઇએ.

૬. બ્રહ્મચર્ય પ્રતિમા—આની અંદર છ (૬) મહિના સુધી દિવસે અને રાતે સર્વથા નિરતિચાર બ્રહ્મચર્ય ધારણ કરવાનું હોય છે.

૭. અચિત્ત પ્રતિમા—સાત મહિના સુધી સચિત્તનો ત્યાગ કરે, અચિત્ત અશન પાન, ખાદિમ, સ્વાદિમ વાપરે.

૮. આરંભત્યાગ પ્રતિમા—આમાં આઠ મહિના સુધી કોઇ પણ જાતનો આરંભ ન કરી શકે.

૯. પ્રેષ્ય પ્રતિમા—આમાં પોતાના નોકર વગેરેની મારફત પણ આરંભના કાર્ય ન કરાવી શકાય. એવો નિયમ નવ મહિના સુધી પાળવાનો હોય છે.

૧. ઉદ્દિષ્ટવર્જન પ્રતિમા—આમાં પોતાના નિમિત્તે બીજાઓએ જે આહાર કર્યો હોય, તે દશ મહિના સુધી ન લઇ શકાય, ક્ષુરમુંડસ્થિતિ હોય, અને શિખા (ચોટલી) રખાય.

૧૧. શ્રમણભૂત પ્રતિમા—આમાં અસ્ત્રાથી મુંડન કરાવે અથવા લોચ કરાવે, એટલે મસ્તકે કેશ ધારણ ન કરાય. (કેશરહિત મસ્તક હોવું જોઇએ.) અને રજોહરણ (ઓઘો) પાત્રાં વગેરે મુનિરજનાં ઉપકરણો રાખવા જોઇએ. તથા તેમની જેમ એષણીય અશનાદિ લઇ શકાય. સ્વજનાદિ પ્રત્યે પોતે નિઃસ્નેહ નથી જેથી ગોચરીના અવસરે 'પડિમાપડિવણ્ણસ્સ સાવગસ્સ ભિક્ખં દેહિ" એમ બોલીને કુટુંબમાંથી ભિક્ષા ગ્રહણ કરે. એ પ્રમાણે અગિયાર મહિના સુધી ધર્મપાલે તે શ્રમણભૂત પ્રતિમા કહેવાય. કહ્યું છે કે—

खुरमुंडो लोएण वा, रयहरणं उग्गहं ज घेत्तूणं ॥
समणभूओ विहरइ, धम्मं काएण फासंतो ॥ १ ॥

આ એક માસાદિ કાલ ઉત્કૃષ્ટ કહ્યો. અને જઘન્ય કાળ દરેક પ્રતિમાનો અંતર્મુહૂર્ત્ત અંતર્મુહૂર્ત્ત પણ કહ્યો છે. અને તે મરણ સમયે અથવા દીક્ષા લેવામાં (તે પ્રસંગે) સભવે છે. તે સિવાય નહિ. શ્રી પચાશક અને પ્રવચનસારોદ્ધાર વગેરેમાં વધારે બીના વર્ણવી છે. આ પ્રમાણે અગિયારે પ્રતિમા વહન કરતાં પાંચ વર્ષ અને પાંચ (છ) મહિના થાય છે. એ અગિયારે પ્રતિમા ઉલ્લાસથી કરતાં આનંદ શ્રવકનું શરીર કૃશ (દુર્બલ) થયુ. આ અવસરે તેમણે અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મનું શરણ અંગીકાર કરી અનશન ગ્રહણ કર્યું. અનુક્રમે નિર્મલ પરિણામ ધારા વધતાં વધતાં અવધિજ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ થવાથી તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયુ.

એક દિવસ વાણિજ્યગ્રામની બ્હાર પ્રભુ મહાવીર ચૌદ હજાર મુનિવરોના પરિવાર સાથે પધાર્યા, ત્યારે પ્રભુને પૂછીને, શ્રી ગૌતમ ગણધર ત્રીજી પોરિસીમાં તે ગામમાં યથારુચિ નિર્દોષ આહાર ગ્રહણ કરીને ગામની બ્હાર નીકળતાં કોલ્લાક સંનિવેશની નજીકમાં આવ્યા, ત્યારે લોકોના મુખથી આનંદ શ્રાવકના અનશન તપનું વૃત્તાંત સાંભળીને પોતે તે પ્રત્યક્ષ

જોવા કોલ્લાકસન્નિવેશમાં આવેલી પૌષધશાલામાં આવ્યા. તે વખતે આનંદ શ્રાવક ગણધર ગૌતમ મહારાજાને આવતા જોઇને ઘણા જ ખુશી થયા. અને ભાવથી વંદના નમસ્કાર કરી બોલ્યા: 'હે પ્રભો, આકરી તપસ્યા કરવાથી હું ઘણો દુર્બલ થયો છુ, તેથી આપની પાસે આવવા અસમર્થ છું. માટે આપ કૃપા કરીને અહીંયા પધારો." આથી ગૌતમ સ્વામી જ્યાં આનદ શ્રાવક રહેતા હતા ત્યાં આવ્યા આનંદ શ્રાવકે વિધિપૂર્વક વંદન કરી પ્રશ્ન કર્યો: 'હે ભગવન, શ્રાવકને અવધિજ્ઞાન થાય ખરું?' ગૌતમસ્વામી બોલ્યા 'ઉત્તમ શ્રાવકને થાય' ત્યારે આનદ શ્રાવકે કહ્યું 'મને અવધિજ્ઞાન થયું છે, હું એ જ્ઞાનથી ઉંચે સૌધર્મ-દેવલોક સુધી, નીચે રત્નપ્રભા પૃથ્વીના લેલુચ્ચય (લોલુક) નામના નરગાવાસ સુધી તથા તિર્છુ લવણ સમુદ્રને વિષે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં પાંચસો યોજન સુધી અને ઉત્તર માં ક્ષુલ્લહિમાચળ સુધી રૂપી પદાર્થોની બીના જાણું છું.' આ સાંભળીને ગૌતમસ્વામીએ કહ્યું: 'હે ભદ્ર. ગૃહસ્થને અવધિજ્ઞાન થાય, પણ તમે કહ્યા પ્રમાણે એવુ મોટું અવધિજ્ઞાન ન થાય, માટે તમે મિથ્યાદુષ્કૃત આપો.' આનદ શ્રાવકે કહ્યું કે 'હે સ્વામિન અસત્ય બોલવાના પ્રસગે તેમ કરવુ ઉચિત ગણાય, માટે આપે મિથ્યાદુષ્કૃત દેવો જાઇએ.' તે સાંભળી ગૌતમ મહારાજા શંકામાં પડયા, એટલે તેમણે પ્રભુ પાસે જઇને તેનુ સ્વરૂપ પૂછયું. જવાબમાં પ્રભુદેવે આનદ શ્રાવકના કહેવા મુજબ જ જણાવ્યુ એટલે ગૌતમ મહારાજે આનંદ શ્રાવકની પાસે આવીને મિથ્યાદુષ્કૃત આપ્યો. ધન્ય છે આવા મહાપુરૂષોને કે જેઓ આવી ઉંચ કોટીને પામ્યા છતાં સત્ય વસ્તુ સમજાતાં નમ્ર બની ભૂલ ખમાવે છે. એ પ્રમાણે આનંદ શ્રાવક ૨૦ વર્ષ સુધી બહુ પ્રકારના શીલવ્રતાદિ ધર્મકૃત્યની આરાધના કરી, છેવટે એક માસની સલેખનામાં કાલધર્મ પામી સૌધર્મ નામના પહેલા દેવલોકના અરૂણ નામના વિમાનમાં દેવ થયા. ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય પૂર્ણ કરી, મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તર શ્રાવક કુલમાં જન્મ પામી, અવસરે સયમાદિની સાધના કરી સિદ્ધિપદ પામશે વિશેષ બીના શ્રી ઉપાસકદશાંગ, વર્ધમાનદેશના, ઉપદેશપ્રાસાદિ ગ્રથોથી જાણી લેવી

**૨ શ્રી કામદેવ શ્રાવક.**

ચંપાનગરીમાં કામદેવ નામના એક સદ્ગૃહસ્થ રહેતા હતા. તેમને ભદ્રા નામની સ્ત્રી હતી. અને તે અઢાર કરોડ સોનૈયાના સ્વામી હતા. તેમાં ૭ કરોડ સોનૈયા નિધાનમાં, ૭ કરોડ વ્યાજમાં અને ૭ કરોડ વ્યાપારમાં જોડાયલા હતા. તે ૭ ગોકુલના અધિપતિ હતા. આ ચપાનગરની નજીકમાં પૂર્ણભદ્ર નામનં ચૈત્ય હતું, ત્યાં દેવાધિદેવ પ્રભુ મહાવીરદેવ પધાર્યા આ ખબર સાભળીને કામદેવ શ્રાવક ખુશી થયા. પ્રભુને વંદના નમસ્કાર કરી તેમણે પ્રભુની દેશના સભળીને જિનધર્મની ઉપર અડગ શ્રદ્ધા રાખીને આનંદ શ્રાવકની પેઠે પ્રભુદેવની પાસે બારે વ્રતો અંગીકાર કર્યાં. તે પ્રમાણે તેની સ્ત્રીએ પણ કર્યું. અને બન્ને જણા અપૂર્વ ઉલ્લાસથી વ્રતોની આરાધના કરી આત્માને નિર્મલ બનાવતા હતાં.

એક વખત ધર્મજાગરિકા કરવાના પ્રસગે કામદેવને આનંદ શ્રાવકની જેવો વિચાર થયો, જેથી તેમણે પોતાના મોટા પુત્રને કુંટુંબની સંભાળ રાખવાની ભલામણ કરીને પૌષધશાલામાં આવીને દર્ભના સથારા ઉપર બેસી પ્રભુદેવનું ધ્યાન કરતાં આનંદ શ્રાવકની જેમ તે કામદેવ શ્રાવક પ્રતિમાવહન કરવા લાગ્યા એક વખત તે ધ્યાનમાં બેઠા હતા

તે વખતે સૌધર્મેન્દ્રે ત્યાં સુધર્મા સભામાં કામદેવના ધર્મશ્રદ્ધાદિ ગુણોની પ્રશંસા કરી. તે પર શ્રદ્ધા નહિ રાખનાર કોઇ દેવ તેની પરીક્ષા કરવા આવ્યો. તે દેવ દેવતાઇ શક્તિથી (વૈક્રિયલબ્ધિથી) ઘણાં ભયકર રૂપો વિકુર્વીને 'કામદેવ, જો તુ ધર્મને છોડી નહિ દે તો આ તરવારના ઘા કરીને તારુ જીવિત અકાળે હરી લઇશ જેથી તું દુર્ધ્યાનથી ઘણી પીડા ભોગવીશ,' આ પ્રમાણે તેણે વારંવાર કહ્યુ તો પણ કામદેવ લગારે ડર્યા નહિ. કે ધર્મશ્રદ્ધાથી ચલાયમાન પણ થયા નહિ. (વ)ળી તેણે ક્રોધથી લાલચોળ બનીને કામદેવને તરવારના ઝાટકા માર્યા. તો પણ તે ચલાયમાન થયા નહિ. ત્યારબાદ તેણે એક હાથીનું રૂપ વિકુર્વ્યું, અને કામદેવને કહ્યું કે–'હે વણિક, હુ તને સૂંઢમાં ભરાવીને અદ્ધર આકાશમાં ઉછાળીશ, અને જ્યારે તુ પાછો નીચે પડીશ ત્યારે પગ નીચે દબાવીને તને કચરી નાંખીશ.' એમ કહીને ઘણીએ કદર્થના કરી તો પણ શ્રેષ્ઠી લગાર પણ ચલાયમાન થયા નહિ. ત્યારબાદ તે દેવે ભયંકર સર્પનું રૂપ કરીને કામદેવને ધમકી આપી 'એ વીરધૂર્તના ધર્મને તુ છોડી દે અને મને નમસ્કાર કર, નહિ તો હું તને ઘણાં તીવ્ર દુઃખ મારીને હેરાન કરીશ, જેથી તુ રીબાઇ રીબાઇને મરણ પામશ.' તોએ શેઠ ચલાયમાન થયા નહિ, ત્યારે તે સર્પે તેમના શરીરને ત્રણ બન્ધા દઇને ગળે આકરા ડંખ માર્યા. આ વેદના પણ શેઠે આનંદ પૂર્વક સહન કરી અને લગાર પણ ડગ્યા નહિ તેથી તે દેવ થાક્યો, અને છેવટે નમસ્કાર કરીને બોલ્યોઃ 'હે ધર્મવીર, તમને ધન્ય છે. તમારી અડગ શ્રદ્ધાને મે બરોબર તપાસી છે. આથી હું પણ પ્રભુ મહાવીરના ધર્મમા અડગ શ્રદ્ધાળુ બન્યો છુ. મારા ધર્મગુરૂ તમે જ છો. સુખડના ઝાડની જેમ પરીષહો સહન કરીને તમે મને સમ્યગ્દર્શન રૂપી અપૂર્વ સુગંધ આપી તેથી હુ તમારો ઉપકાર માનું છું મારા કરેલા ગુના માફ કરજો.' એમ કહીને ત્રણ પ્રદક્ષિણા દઇને તેના ઉપકારને યાદ કરતો તે દેવ સ્વસ્થાને ગયો.

ત્યારબાદ કામદેવ કાઉસ્સગ્ગ પારીને પ્રભુ મહાવીરને વંદન કરવા ગયા, તે વખતે પ્રભુદેવે બારે પર્ષદાની સમક્ષ કામદેવને પૂછ્યુંઃ "હે મહાનુભાવ, તે આજ રાતે મહા ભયંકર ત્રણ પરીષહો ધૈર્ય રાખીને સહન કર્યા, અને ધર્મધ્યાનમાં સ્થિરતા રાખી મેરૂ પર્વતની જેમ અડગપણે વ્રતો પાળ્યાં, એ વાત સાચી છે?" કામદેવે કહ્યુ. 'પ્રભો, આપે કહ્યુ તેમજ છે.' પછી પ્રભુએ આ બીના ગૌતમાદિક મુનીશ્વરોને જણાવીને સંયમમાં સ્થિર કર્યા. ત્યાં રહેલા સર્વ લોકોએ પણ કામદેવની ઘણી પ્રશંસા કરી પ્રભુની ભવ્ય દેશના સાંભળીને કામદેવ શ્રાવક પોતાને ઘેર ગયા તેમણે આનંદ શ્રાવકની માફક અગિયાર પ્રતિમાઓ વહન કરીને, વીશ વર્ષ સુધી શ્રાવક ધર્મની આરાધના કરી. અને અંતે એક મહિનાની સલેખના આદરીને સમાધિમરણ પામી સૌધર્મ દેવલોકના અરૂણાભ નામના વિમાનને વિષે તે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં ચાર પલ્યોપમના આયુષ્યનું સુખ ભોગવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ શ્રાવક કુલમાં જન્મ પામી ચારિત્રની આરાધના કરી સિદ્ધિપદ પામશે.

**૩ શ્રી ચુલ્લનીપિતા**

વારાણસી નગરીમાં ચુલ્લનીપિતા નામે એક ગૃહસ્થ રહેતા હતા. તેમને શ્યામ (સોમા) નામની સ્ત્રી હતી. તે ચોવીસ કરોડ દ્રવ્ય (સોના મ્હોર)ના સ્વામી હતા, તેમાંનું ૮ કરોડ

નિધાનમા, તેટનું જ વ્યાજમાં અને તેટનું જ દ્રવ્ય વ્યાપારમાં ફરતું હતું. તે આઠ ગોકુલના સ્વામી હતા. તેમણે પ્રભુ શ્રી. મહાવીરદેવની આ ભવમાં અને પર ભવમાં પરમ કલ્યાણ-કારિણી દેશના સાંભળીને શ્રી. આનદ અને કામદેવની માફક બારે વ્રતો સ્વીકાર્યાં હતાં.

એક વખત પોતાના કુટુંબનો બાર મોટા દીકરાને સોંપીને તે પૌષધશાલામાં પૌષધ અંગીકાર કરી આત્મિક ભાવના ભાવી રહ્યા હતા, તેવામાં મધ્યરાતે એક દેવે હાથમાં તરવાર લઇ તેમને ધમકી આપી ' હે શ્રાવક, તું આ ધર્મનો ત્યાગ કર, જો તેમ નહિ કરે તો તારા મોટા દીકરા વગેરેને તરવારથી મારી નાખીશ.' આવાં આકરાં વચનો સાંભળવા છતાં પણ ચુલ્લનીપિતા લગાર પણ ચલયમાન ન થયા. આથી તે દેવે ઘણા ક્રોધિષ્ઠ થઇને ચુલ્લનીપિતાના નાના, મધ્યમ અને મોટા એ ત્રણે પુત્રોને લાવીને તેની સમક્ષ મારવા માંડયા. પછી ત્રણે પુત્રોને ઉકળતા તેલના તાવડામાં નાખ્યા, અને તેઓના માંસ અને લોહી ચુલ્લનીપિતાના શરીર ઉપર છાંટયા. તોપણ તે લગાર પણ ચલાયમાન થયા નહિ. પછી તેણે તેને વારવાર આ પ્રમાણે કહ્યું : ' હે શ્રાવક, જો તું મારા કહેવા મુજબ ધર્મનો ત્યાગ કરીશ નહિ, તો હમણા જ તારી માતા ભદ્રા સાર્થવાહીને અહીં લાવીને તારા દેખતાં માર મારીને તપાવેલા તાવડામા નાખીશ, અને તેણીના માંસ અને રૂધિર તારા શરીરની ઉપર છાંટીશ, જેથી તારે આ ભયકર પીડા ભોગવતાં ભોગવતાં ઘણી મુશ્કેલીએ આજે મરવું પડશે. ' આ પ્રમાણે બહુવાર ધમકાવ્યા છતાં પણ તે ધર્મારાધનમાં નિશ્ચલ રહ્યા આ અવસરે ચુલ્લનીપિતાને વિચાર આવ્યો કે આ તો કોઇ હલકો માણસ લાગે છે. આણે મારા ત્રણ પુત્રોને મારી નાંખ્યા અને હવે મારી માતુશ્રીને મારવા તે તૈયાર થયો છે, માટે કોઇ પણ ઉપાયે આને પકડવો જોઇએ. આવો વિચાર કરી, જેવામાં તેને પકડવને હાથ લાંબા કર્યો તેવામાં તે દેવ ઉડીને આકાશમાં ચાલ્યો ગયો, અને ચુલ્લની-પિતાના હાથમાં એક થાભલો આવ્યો. પછી તેણે મોટા શબ્દેથી કોલાહલ કર્યો, તેવામાં પોતાના પુત્રનો શબ્દ સાંભળી તેની માતા ભદ્રાસહી ત્યાં આવી તેણીએ કોલાહલ કરવાનું કારણ. પૂછયું એટલે ચુલ્લની પિતાએ માતુશ્રીને તમામ બીના જણાવી. તે સાંભળી માતાએ કહ્યું : ' હે વત્સ તેં કહ્યુ તેમાંનુ કઇ પણ બન્યું નથી. મને લાગે છે કે કોઇ મિથ્યાત્વી દેવે તારી ધર્મપરીક્ષા કરવા માટે લબ્ધિથી તારા પુત્રોની જેવાં અને મારા જેવા રૂપો બનાવીને તેમ કર્યું હશે. હે પુત્ર પ્રભુ શ્રી. મહાવીરનું ફરમાન છે કે મનમાં લાગેલા દોષોની આલોચનાદિ સાધનો દ્વારા શુદ્ધિ કરવી જોઇએ. અહી તને પૌષધ વ્રતમા અતિ-ચાર લાગ્યો છે, તેની આલોચના કરી લે. ' માતાના આ વચનો સાંભળી પુત્રે ઉલ્લાસથી તે પ્રમાણે કર્યું.

આ પ્રસંગ એવો બોધ આપે છે કે—આર્ય માતાઓએ પોતાના પુત્રના વ્રતનિયમાદિ તરફ જરૂર કાળજી રાખવી જોઇએ. આ પછી ચુલ્લનીપિતાની ઘણી ખરી જીવનચર્યા આનંદ શ્રાવકની જીવનચર્યાને મલતી હોવાથી તે પ્રમાણે જાણવી. તેમણે શ્રાવક ધર્મની અગિયારે પ્રતિમા વહી હતી. છેવટે તે સમાધિપૂર્વક કાલધર્મ પામી પહેલા સૌધર્મ દેવ-લોકને વિષે અરૂણપ્રભ નામના વિમાનમાં ચાર પલ્યોપમના આઉખે દેવપણે ઉત્પન્ન થયા. ત્યાથી ચ્યવીને તે મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ જૈનધાર્મિક કુલમાં જન્મ પામી અવસરે મહા પ્રભાવશાલિ ભાગવતી દીક્ષાની આરાધના કરી અખંડાનન્દમય સિદ્ધિસ્થાન પામશે.

૪ મહાશ્રાવક સુરાદેવ

વારાણસી નગરીમાં સુરાદેવ નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેમને ધન્યા નામની સ્ત્રી હતી. આ સુરાદેવને કામદેવના જેટલી દ્રવ્ય સંપત્તિ અને ગોકુલો હતાં. એક દિવસ પ્રભુ શ્રી મહાવીરની દેશના સાંભળીને આનંદાદિ મહાશ્રાવકોની માફક પ્રભુની પાસે તેમણે બાર વ્રત અંગીકાર કર્યાં. આ વ્રતોનું ઉલ્લાસથી આરાધન કરતાં, ઉપસર્ગના પ્રસંગે પણ તેણે ધર્મનો રંગ છોડયો નહીં. એમને ત્રણ પુત્રો હતા. જેમ કામદેવ શ્રાવકના પ્રસંગે બન્યુ હતું, તેમ અહીં પણ એક વખત એમ બન્યું કે-કોઇ મિથ્યાદૃષ્ટિ દેવે તેમના ત્રણ પુત્રોને મારી નાંખવાની ધમકી આપતા કહ્યુ: 'હે સુરાદેવ, તું આ ધર્મને છોડી દે.' છતાં પણ શ્રીસુરાદેવ લગાર પણ ચલાયમાન થયા નહિ. ત્યારે દેવે કહ્યું 'હે સુરાદેવ, હજુ પણ તારે જીવવાની ઇચ્છા હોય તો જલ્દી આ ધર્મને છોડી દે, નહિ તો હું તારા શરીરમાં સોળ મહારોગ ઉત્પન્ન કરીશ, જેથી તારે ઘણી વેદના ભોગવવી પડશે, અને તેથી તારે બહુ રીબાઇ રીબાઇને મરવું પડશે.' દેવનાં આ વચનો સાંભળીને શ્રીસુરાદેવે કોલાહલ કર્યો જે સાંભળીને તેમની સ્ત્રી ધન્યા આવી પહોંચી. તેણીએ તમામ ખુલાસો કર્યો, જેથી સુરાદેવ સ્વસ્થ બન્યા. અહીંથી આગળની બીના શ્રી કામદેવની માફક જાણવી. શ્રી સુરાદેવે શ્રાવકની અગિયારે પ્રતિમા વહન કરીને અંતિમ સમયે શ્રી આનંદાદિની માફક સંલેખનાદિ કરવા પૂર્વક સમાધિમરણે મરણ પામી સૌધર્મ દેવલોકના અરુણકાંત નામના વિમાનમાં દેવતાઇ ઋદ્ધિ મેળવી. ત્યાંના દેવતાઇ સુખો ચાર પલ્યોપમ સુધી ભોગવીને ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્તમ કુલમાં જન્મ પામી, અવસરે સંયમાદિની સાધના કરી પરમાનન્દમય મોક્ષસુખને પામશે.

૫ મહાશ્રાવક ચુલ્લશતક

શ્રી આલંભિકા નગરીમાં ચુલ્લશતક નામના એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેમને બહુલા નામે સ્ત્રી હતી. શ્રાવક કામદેવની માફક તેમને ધનસંપત્તિ ગોકુલ વગેરે હતાં. પ્રભુશ્રી મહાવીરદેવની પાસે તેમણે વ્રતો અંગીકાર કર્યાં હતાં અને શ્રાવકની અગિયારે પ્રતિમાઓ વહન કરી હતી ચુલ્લનપિતાને જેમ ઉપસર્ગ થયો હતો તેમ અહીં પણ તેમ થયું હતું. તેમાં તફાવત એટલો હતો કે—આને ધર્મથી ચલિત કરવાને માટે પરીક્ષક દેવે તેના પુત્રને ઉપસર્ગ કર્યો હતો એટલે દેવે પુત્રને મારવાની ધમકી આપી હતી. તોપણ તે ચલાયમાન થયા નહિ. છેવટે દેવે કહ્યું: 'હે ચુલ્લશતક, જો તું આ ધર્મને નહિ છોડે તો તારી અઢાર ક્રોડ સોનૈયા પ્રમાણ તમામ લક્ષ્મીને આ નગરીના ચૌટા આદિ સ્થલે વિખેરી નાંખીશ. જે જોઇને તને ઘણું આર્ત્ત રૌદ્રધ્યાન થશે, અને અસમાધિ મરણ થશે.' આ પ્રસંગે ચુલ્લશતકે કોલાહલ કર્યો, જે સાંભળી તેમની સ્ત્રી બહુલાએ આવીને સત્ય બીના જણાવી જેથી તે શાંત થયા. બાકીની બીના શ્રી આનંદાદિની માફક જાણવી. અંતિમ સમયે શ્રાવક ચુલ્લશતક સમાધિ મરણ પામી સૌધર્મ દેવલોકના અરુણસિદ્ધ વિમાનમાં દેવપણે ચાર પલ્યોપમના આયુવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

૬ મહાશ્રાવક કુંડકોલિક

કાંપિલ્યપુરની અંદર કુંડકોલિક નામના એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેમને પુષ્પમિત્રા

નામની સ્ત્રી હતી. કામદેવની માફક તેમને સમૃદ્ધિ અને ગોકુળો હતાં. પ્રભુશ્રી મહાવીરદેવની પાસે આનંદાદિની જેમ તેમણે દ્વાદશવ્રતમય શ્રાવકધર્મ અંગીકાર કર્યો હતો તે એક વખત મધ્યરાતે પોતાની અશોકવાડીમાં પૃથ્વીશિલાપટ્ટક પર આવ્યા. ત્યાં આવીને પોતાની નામાંકિત મુદ્રા અને ઉત્તરાસંગ વસ્ત્રને રાખી ધર્મધ્યાનની ઉત્તમ ચિંતવના કરવા લાગ્યા. આ અવસરે એક દેવ પ્રકટ થયો. તેણે તેનાં મુદ્રા અને વસ્ત્રાદિ ત્યાંથી ઉપાડી આકાશમાં અદ્ધર રહી આ પ્રમાણે કહ્યું કે—"અરે કુંડકોલિક, ગોશાલ મંખલિ પુત્રે કરેલી ધર્મપ્રરૂપણા સારી છે, કારણ કે તેમાં ઉદ્યમાદિક કાંઈ પણ નથી. તે એમ કહે છે કે—જીવો ઉદ્યમ કરે, છતાં પુરૂષાર્થની સિદ્ધિ થતી નથી, માટે સર્વ ભાવ નિયત છે. શ્રી વીરપ્રભુની પ્રરૂપણા સારી નથી, કારણ કે તે ઉદ્યમ વગેરેને સ્વીકારે છે." આ પ્રમાણે દેવ કહી રહ્યો એટલે કુંડકોલિકે યુક્તિ પૂર્વક પ્રશ્ન કર્યો 'હે દેવ, જો એમ હોય તો તને *આ જે દેવતાઇ ઋદ્ધિ મળી છે તે ઉદ્યમાદિક સાધનોની સેવનાથી મળી કે તે વિના મળી?* એ કહે' દેવે જણાવ્યું: 'હે કુંડકોલિક, ઉદ્યમાદિક સાધનોની મદદ સિવાય હું દેવતાઇ ઋદ્ધિ પામ્યો છું.' કુંડકોલિકે કહ્યું 'જો ઉદ્યમાદિ સાધનો સિવાય તને આ ઋદ્ધિ મલી હોય તો તેવા બીજા જીવોને તેવી ઋદ્ધિ કેમ મલતી નથી? ઉદ્યમાદિ વિનાના જીવોને તારા (ગોશાલાના) મતે દેવપણું મલવું જોઇએ, પણ તેમ તો નથી. અને જો તું એમ કહીશ કે—મને ઉદ્યમાદિથી આ ઋદ્ધિ મલી, તો પછી 'ગોશાલાનો મત સારો છે' એમ તારાથી કહી શકાય જ નહિ.' આથી દેવ નિરૂત્તર બન્યો. એટલે મુદ્રા અને ઉત્તરાસંગ વસ્ત્ર જ્યાં હતું ત્યાં મૂકીને સ્વસ્થાને ગયો.

કેટલોક સમય વીત્યા બાદ પ્રભુ મહાવીરદેવ સપરિવાર પધાર્યા. આ બીના જાણી મહાશ્રાવક કુંડકોલિક પગે ચાલીને પ્રભુ દેવની પાસે આવ્યા. બાકીની બીના કામદેવની માફક જાણવી. જ્યારે કુંડકોલિક પ્રભુની પાસે આવ્યા ત્યારે સભામાં પ્રભુએ દેવને નિરુત્તર કરવાની બીના જણાવવા પૂર્વક તેમની પ્રશંસા કરી. શ્રાવક કુંડકોલિકે એ રીતે દેશવિરતિ ધર્મની ચૌદ વર્ષો સુધી આરાધના કર્યા બાદ પ્રતિમાવહન કર્યું અને અંતે એક માસની સંલેખના કરીને સમાધિમરણ પામીને પહેલા દેવલોકમાં અરૂણધ્વજ વિમાનની અંદર ચાર પલ્યોપમના આયુષ્યે દેવ થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

**૭ મહાશ્રાવક સદ્દાલપુત્ર**

પોલાસપુર નગરમાં સદ્દાલપુત્ર નામના એક કુંભકાર શ્રાવક રહેતા હતા. તે ગોશાલાના મતને માનતા હતા તેમને અગ્નિમિત્રા નામની સ્ત્રી હતી. તેમની ધનસંપત્તિ ત્રણ કરોડ સોનૈયાની હતી. તેમાંનું એક કરોડ નિધાનમાં, તેટલું વ્યાજમાં તથા તેટલું જ દ્રવ્ય વ્યાપારમાં રહેતું હતું. તેમને એક ગોકુળ હતું તેમને આધીન કુંભારની પાંચસો દુકાનો હતી.

આ સદ્દાલપુત્ર એક વખત મધ્યરાતે અશોક વાડીમાં ગોશાલાએ કહેલા ધર્મનું ધ્યાન કરતા હતા. આ વખતે એક દેવે પ્રકટ થઇને કહ્યું 'હે દેવાનુપ્રિય, અહીં મહામાહણ કેવલજ્ઞાન કેવલદર્શનના ધારક શ્રી. અરિહંત પ્રભુ પધારશે. તમારે તેમની વંદનાદિ વિધિ સાચવી ખરી લાગણીથી સેવના કરવી." આ પ્રમાણે બે ત્રણવાર કહીને તે દેવ

સ્વર્ગમાં ગયો. દેવનાં આ વેણુ સાંભળીને સદ્દાલપુત્રે વિચાર્યું કે-તેણે કહ્યા પ્રમાણે ગુણોને ધારણ કરનાર મારો ધર્માચાર્ય ગોશાલો છે તે અહીં સવારે પધારશે, ત્યારે હું તેમને વંદન કરવા જઈશ. સવારમાં પ્રભુ પધાર્યાની ખબર પડતાં પરિવાર સાથે સદ્દાલપુત્રે ત્યાં આવી વંદના કરી યોગ્ય સ્થાને બેસી પ્રભુદેવની દેશના સાંભળી. ત્યારબાદ પ્રભુદેવે તેને રાતે બનેલી બીનાની બાબતમાં પૂછતાં સદ્દાલપુત્રે તે સાચી હોવાનું કહ્યું. પછી પ્રભુદેવે કહ્યું 'હે સદ્દાલપુત્ર, તે દેવે જે કહ્યું હતું તે તારે ગોશાલાને આશ્રીને ન સમજવું.' પ્રભુએ કરેલા આ ખુલાસાથી તેને ખાત્રી થઇ કે દેવે કહેલા ગુણો મહાવીર પ્રભુમાં ઘટે છે. માટે હું તેમને વંદના કરીને પીઠ ફલકાદિ વાપરવા માટે નિમંત્રણ કરું, આમ વિચારી તેણે વંદન કરી પ્રભુને કહ્યું કે-હે ભગવન્. આ નગરની બ્હારના ભાગમાં કુંભકારની ૫૦૦ દુકાનો છે. તેને વિષે તમે પીઠ વગેરે ગ્રહણ કરીને વિચરો. આ પ્રમાણે સદ્દાલપુત્રના વેણુ સાંભળીને પ્રભુએ તેમ કર્યું.

એક વખત સદ્દાલપુત્ર શાલામાંથી માટીના વાસણોને તડકે મૂકતા હતા, ત્યારે અવસર જોઇને પ્રભુએ તેને પૂછ્યું 'આ વાસણો ઉદ્યમથી બન્યા કે વિના મહેનતે બન્યા?' ત્યારે તેણે કહ્યુ 'વગર મહેનતે બન્યા, માટે હું ઉદ્યમને માનતો નથી' પ્રભુએ કહ્યુ 'આ વાસણો કોઇ માણસ ચોરી જાય તો તું તેને શું કરે?' સદ્દાલપુત્રે કહ્યું 'હું તેની તાડના તર્જના, હનનાદિ કદર્થના કરું.' એટલે પ્રભુએ કહ્યું હે સદ્દાલપુત્ર, તારાં જ વચનથી તુ ઉદ્યમને કબૂલ કરે છે, તો પછી તારાથી તેનો નિષેધ કરાય જ નહિ.' પ્રભુદેવે કહેલા યુક્તિગર્ભિત વચનોથી તે પ્રતિબોધ પામ્યો, અને તેણે વંદનાદિ કરી પ્રભુની પાસે બારે વ્રતો અંગીકાર કર્યા. તેના સ્ત્રીએ પણ તેની માફક શ્રાવક ધર્મ સ્વીકાર્યો.

આ બીના જાણીને ગોશાલો સદ્દાલપુત્રને પોતાના ધર્મમાં ખેંચવા માટે પોતાના પરિવાર સાથે ત્યાં આવ્યો. આજીવિકની સભામાં પોતાનાં ઉપકરણો મૂકીને કેટલાએક નિયતવાદીઓને સાથે લઇને સદ્દાલપુત્રની પાસે જવા નીકળ્યો. સદ્દાલપુત્રે ગોશાલાને આવતો જોયો, પણ તેણે તેનો તલમાત્ર પણ આદર સત્કાર કર્યો નહિ. અને તે મૌનપણે બેસી રહ્યો. આ પરિસ્થિતિ ઉપરથી ગોશાલાને ખાત્રી થઇ કે આ સદ્દાલપુત્ર પ્રભુ મહાવીરના ધર્મનો દઢરાગી છે. તેણે વિચાર્યું કે શ્રી. મહાવીરના ગુણોત્કીર્તન કરવાથી મને પીઠ ફલકાદિ મલી શકશે. આ ઇરાદાથી ગોશાલાએ કહ્યું: 'હે સદ્દાલપુત્ર, અહીં મહામાહણ, મહાગોપ, મહાસાર્થવાહ, મહાધર્મકથક અને મહાનિર્યામક આવ્યા હતા?' સદ્દાલપુત્રે પૂછ્યું. 'દેવાનુપ્રિય, એવા કોણ છે?' ત્યારે ગોશાલાએ કહ્યુઃ 'તેવા પ્રભુશ્રી મહાવીર દેવ છે.' શ્રાવક સદ્દાલપુત્રે કહ્યું-' કયા કારણથી તે તેવી ઉપમાને લાયક છે?' ગોશાલાએ કહ્યું '(૧) પ્રભુ મહાવીર અનંત જ્ઞાનાદિને ધારણ કરનારા ચોસઠ ઇંદ્રોને પણ પૂજ્ય છે અને અહિંસા ધર્મના પ્રખર ઉપદેશક છે, તેથી મહામાહણ કહેવાય છે. (૨) પ્રભુ મહાવીર જ્યાં કામાદિ ભયંકર શત્રુઓનો ત્રાસ વર્તી રહ્યો છે, એવી આ સંસાર અટવીમાં ભટકતા ભવ્ય જીવોરૂપિ પશુઓને ધર્મરૂપિ દંડે કરી સીધા માર્ગે ચલાવે છે, અને નિર્વાણરૂપિ વાડાને પમાડે છે, માટે મહાગોપ કહેવાય છે. (૩) જેમ સાર્થવાહ. સાથેના માણુસોને જંગલના ઉન્માર્ગે જતા અટકાવે અને ઇષ્ટ નગરે પહોંચાડે, તેમ પ્રભુ જીવોને વિષય કષાયાદિ

સ્વરૂપ ઉન્માર્ગે જતાં અટકાવે છે, અને મુક્તિરૂપિ ઇષ્ટ નગરે પહોંચાડે છે. માટે મહા સાર્થવાહ કહેવાય છે (૪) પ્રભુદેવ સન્માર્ગથી ખસીજતા ભવ્ય જીવોને શાંતિ ભરેલાં વચનો વડે સન્માર્ગમાં લાવે છે, અને સંસાર સમુદ્રનો પાર પમાડે છે, તેથી ધર્મકથક કહેવાય છે. (૫) ખલાસી જેમ નાવમા બેસાડી નિર્વિઘ્નપણે સમુદ્રના સામે કાંઠે ઇષ્ટ નગરે પહોંચાડે, તેમ પ્રભુદેવ ભવ્ય જીવોને ધર્મરૂપિ હોડીમાં બેસાડી સંસારનો પાર પમાડે છે માટે મહાનિર્યામક કહેવાય.' ગોશાલાનાં આ વચનો સાંભળી સદ્દાલપુત્રે તેને પૂછ્યું 'હે દેવાનુપ્રિય, મારા ધર્માચાર્ય સર્વજ્ઞ પ્રભુ મહાવીરની સાથે તમે વાદ કરવા સમર્થ છો?' ગોશાલાએ સ્પષ્ટ ના કહી. પછી સદ્દાલપુત્રે કહ્યું 'હે દેવાનુપ્રિય તમે મારા ધર્માચાર્યના વખાણ કરો છો તેથી જ હું મારા પીઠ ફલકાદિ વાપરવાનું તમને નિમંત્રણ કરું છું, પરંતુ ધર્મ માનીને હું નિમંત્રણ કરતો નથી. તમે મારી કુંભકારની દુકાને જાઓ અને પીઠાદિને ગ્રહણ કરો.' ત્યારબાદ ગોશાલે તે પ્રમાણે કર્યું. પછી ગોશાલક 'આ સદ્દાલપુત્ર મહાવીર દેવનો પરમ દૃઢ શ્રાવક છે, માટે હવે અહીં રહેવું ઉચિત નથી' એમ વિચારી બીજે સ્થલે તે ચાલ્યો ગયો. એક વખત સદ્દાલપુત્ર દેશવિરતિ ધર્મની આરાધના કરતાં ચૌદ વર્ષો વીત્યાબાદ, આનંદ વગેરેની પેઠે પૌષધ શાલામાં રહ્યા હતા. આ અવસરે ચુલ્લનીપિતાની જેમ તેમને દૈવિક ઉપસર્ગ થયો, તેમાં ફેર એટલો કે ચોથીવાર દેવે કહ્યું કે 'જો તું આ ધર્મનો ત્યાગ નહિ કરે તો હું તારી આ અગ્નિમિત્રા સ્ત્રીને જરૂર હણીશ.' આ વચન સાંભળી મહાવપુત્ર કોલાહલ કરી તે દેવને પકડવા ગયા, તેવામાં દેવ આકાશમાં ઉડી ગયો. કોલાહલ સાંભળીને અગ્નિમિત્રા આવી અને તેણીએ સત્ય બીના જણાવી સમાધાન કર્યું. અન્તિમ સમયે મહાશ્રાવક સદ્દાલપુત્ર એક માસની સંલેખના કરવા પૂર્વક સમાધિમરણ પામી સૌધર્મ દેવલોકે અરુણરૂચ વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળા દેવ થયા. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

## ૮ મહાશ્રાવક મહાશતક

રાજગૃહી નગરીમાં મહાશતક નામે એક ગાથાપતિ રહેતા હતા. તેને રેવતી પ્રમુખ તેર સ્ત્રીઓ હતી. તેની પાસે ચોવીશ કરોડ સોનૈયા જેટલી ધનસંપત્તિ હતી તેને નિધાન, વ્યાજ અને વ્યાપારમાં આઠ આઠ કરોડ એમ ત્રણ વિભાગે વ્યવસ્થિત કરી હતી. તેમની પાસે આઠ ગોકુલ હતાં. દરેક સ્ત્રીના પિતા તરફથી પણ તેમને ઘણી લક્ષ્મી અને ગોકુલ મળ્યાં હતાં તેમણે પ્રભુની પાસે બાર વ્રતો અંગીકાર કર્યાં હતાં. તેમાં પોતાની નિશ્રાના ચોવીશ કરોડ સોનૈયા અને આઠ ગોકુલ રાખી તેમણે બાકીના ( રેવતી પ્રમુખ તેર સ્ત્રીઓના ) દ્રવ્યનો ત્યાગ કર્યો હતો. રેવતી પોતાની શોક્યો ઉપર પ્રબળ ઇર્ષ્યાભાવ રાખતી હતી, એથી તેણીએ પોતાની ૧૨ શોક્યો પૈકી છને શસ્ત્રથી અને છને ઝેર દઈને મારી નાંખી, તે તમામ સ્ત્રીઓનું દ્રવ્ય પોતે સ્વાધીન કર્યું. અને પોતે એકલી ભોગ ભોગવવા લાગી. આ તરફ તીવ્ર આસક્તિના પરિણામે તે માંસ મદિરાનો પણ ઉપયોગ કરવા લાગી. એક દિવસ નગરીમાં અમારી ઘોષણા થઈ, આથી રેવતીને માંસ મળી શક્યું નહિ ત્યારે તેણીએ ખાનગી રીતે પોતાના પિયરના નોકરોની પાસે મંગાવીને ખાવા માંડ્યું;

મહાશતક દેશવિરતિ ધર્મની આરાધના કરતા કરતા ચૌદ વર્ષ વીત્યા બાદ પોતાના વડિલ પુત્રને કુટુંબાદિનો ભાર સોંપીને પૌષધશાલામાં આવ્યા. ત્યાં વિધિપૂર્વક ધર્મધ્યાન કરી રહ્યા હતા તેવામાં મદોન્મત્ત રેવતીએ ધર્મથી ચલાયમાન કરવાને માટે અને ભોગ ભોગવવા માટે આકરો અનુકૂલ ઉપસર્ગ કર્યો, તોપણ તે લગાર પણ ધર્મધ્યાનથી ચલિત ન થયા. ત્યારે રેવતી થાકીને સ્વસ્થાને ચાલી ગઈ. તેમણે શ્રાવકની અગિયારે પ્રતિમા અને વિવિધ તપની આરાધના કરીને આનંદ શ્રાવકના માફક શરીરને શુષ્ક બનાવી દીધું. અવસરે શુભ ધ્યાનાદિ સાધનોના પ્રતાપે તેમને અવધિજ્ઞાન પ્રકટ થયું. આ જ્ઞાનથી તે લવણ સમુદ્રમાં પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમમાં એક એક હજાર યોજન પ્રમાણ ક્ષેત્રની બીના જાણવા લાગ્યા. બાકીની બીના આનંદ શ્રાવકની માફક જાણવી.

એમને એક વખત રેવતીએ ફરીવાર ઉપસર્ગ કર્યો, ત્યારે ક્રોધમાં આવીને તે અવધિજ્ઞાનીએ કહ્યું 'હે રેવતી, શા માટે આ પ્રમાણે ચીકણાં કર્મ બાંધે છે? આવા પાપને લઈને જ તું સાત દિવસમાં અહીંથી મરીને પહેલી નરકમાં ઉપજીશ'. પોતાના પતિનાં આ વચન સાંભળીને રેવતી ભય પામીને દુઃખે દિવસો કાઢવા લાગી, અને સાતમે દિવસે મરીને પહેલી નરકે ગઇ,

આ અરસામાં શ્રી મહાવીર પ્રભુ ત્યાં પધાર્યા. તેમણે મહાશતકને ઘેર શ્રી ગૌતમસ્વામીને મોકલીને કહેવરાવ્યુ: 'હે શ્રાવક, તમારે ક્રોધાદિની આલોચના લેવી જોઇએ.' મહાશતકે પોતાની ભૂલ કબૂલ કરી શ્રી ગૌતમસ્વામીની પાસે આલોચના લીધી. છેવટે તે એક માસની સંલેખના કરી સમાધિમરણ પામી સૌધર્મ દેવલોકના અરુણાવતંસક વિમાનમાં દેવ થયા. ત્યાં ચાર પલ્યોપમ સુધી સુખ ભોગવી ત્યાંથી ચ્યવીને મહાવિદેહમાં સિદ્ધિપદ પામશે.

### ૯ મહાશ્રાવક નંદિનીપિતા

શ્રાવસ્તી નગરીમાં નંદીની પિતા નામે એક ગાથાપતિ રહેતા હતા. તેમને અશ્વિની નામે સ્ત્રી હતી. તેમના ગોકુલ અને દ્રવ્ય સંપત્તિની બીના આનંદ શ્રાવકની માફક જાણવી. તેમણે પ્રભુની પાસે શ્રાવકધર્મ અંગીકાર કર્યો હતો. અનુક્રમે તેનો આરાધના કરતા કરતા જ્યારે ચૌદ વર્ષ પુરા થયા, ત્યારે તેમણે પુત્રને કુટુંબનો ભાર સોંપ્યો, અને પૌષધશાલામાં આવી વિવિધ ધર્મક્રિયા કરવા પૂવક સર્વ પ્રતિમાઓની આરાધના કરી. છેવટે તે સમાધિ મરણે મરણ પામી અરુણગવ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. અનુક્રમે મહાવિદેહે સિદ્ધિપદ પામશે. બાકીની બીના પૂર્વની માફક જાણવી.

### ૧૦ મહાશ્રાવક તેતલીપિતા

શ્રાવસ્તી નગરીમાં તેતલીપિતા નામે એક ગાથાપતિ રહેતા હતા. તેમને ફાલ્ગુની નામે સ્ત્રી હતી. તેમની સમૃદ્ધિ અને વ્રતાદિની બીના પૂર્વની માફક જાણવી. અવસરે તે પોતાના પુત્રને કુટુંબનો ભાર સોંપી પૌષધશાલામાં આવીને પ્રતિમાવહન કરવા લાગ્યા. આ વગેરે બીના શ્રી આનંદ શ્રાવકાદિની માફક જાણવી. છેવટે અંતિમ આરાધના કરીને મહાશ્રાવક તેતલીપિતા કીલ વિમાનમાં દેવ થયા ત્યાં ચાર પલ્યોપમનું આયુષ્ય પૂરું કરીને મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ થશે

ઉપસંહાર

આ દશે શ્રાવકોએ પંદરમા વર્ષની શરૂઆતમાં કુટુંબની તમામ વિવિધ ઉપાધિનો ત્યાગ કર્યો હતો. તેમનો દેશવરતિપર્યાય વીસ વર્ષ પ્રમાણ હતો એટલે તેઓએ નિર્મલ શ્રાવકધર્મની વીસ વર્ષ સુધી આરાધના કરી હતી. તેમજ તેઓ સર્વ સૌધર્મ દેવલોકમાં સરખા આઉખે દેવપણે ઉપજ્યા હતા. અત્રે ઉપસર્ગ થવાની બાબતમાં જરૂર યાદ રાખવું કે પહેલા, છઠ્ઠા, નવમા અને દશમા એ ચાર શ્રાવકોને દૈવિકાદિ ઉપસર્ગો થયા નથી. બાકીના છ શ્રાવકોને ઉપસર્ગો થયા છે. પહેલા આનંદ શ્રાવકને સર્વલબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામીની સાથે પ્રશ્નોત્તર થયા. અને છઠ્ઠા શ્રાવકને દેવની સાથે ધર્મચર્ચા થઇ હતી. દશે શ્રાવકો વિધિપૂર્વક ઉભય ટંક પ્રતિક્રમણ, ત્રિકાલપૂજન, દાન-શીલ-તપ-ભાવ ગુરૂભક્તિ, સ્વાધ્યાય, સંયમ, જિનાજ્ઞાપાલન, પર્વદિને પૌષધાદિ ધાર્મિક ક્રિયા, નમસ્કાર સ્મરણ, પરોપકાર, યતના, સાધર્મિકવાત્સલ્ય, વ્યવહારશુદ્ધિ, રથયાત્રા, તીર્થયાત્રા, ઉપશમ, વિવેક, સંવર, ભાષાદિસમિતિ, છએ જીવનિકાયની દયા, ધાર્મિક જનોની સોબત, ઇંદ્રિયદમન, ચારિત્રની તીવ્ર ઉત્કંઠા, સંઘની ઉપર બહુમાન, આગમાદિ લખાવવાં, તીર્થપ્રભાવના સદાચારિ પુરૂષોનાં ગુણગાન, નિદ્રાના પ્રસંગમૌન રહેવું, આત્મસ્વરૂપની વિચારણા વગેરે વગેરે ઉત્તમ જ્ઞાનક્રિયાગર્ભિત સદ્‌ગુણોના પ્રતાપે જેવી રીતે ધર્મવીર બનીને આત્મોન્નતિ સાધી ગયા, તેવી રીતે ભવ્ય જીવો વર્તન કરીને નિજગુણરમણતામય પરમપદને પામે એજ હાર્દિક ભાવના!

( વાચકોની અનુકૂળતા માટે દસ શ્રાવક યંત્ર આની પાછળ આપ્યું છે. )

## જૈનધર્મ

જગતમાં અમારો ધર્મ પરિપૂર્ણ છે એવો જૈનોનો જે મત છે તેનુ હર્બર્ટ વેરન (H. Warren) અને પેર્ટોલ્ડ (O. Pertold) સમર્થન કરે છે; જૈનધર્મથી વધારે સારો ધર્મ સંભવતો નથી, એમ પેટોલ્ડી માને છે, કારણ કે ભાવનાત્મક, બૌદ્ધિક અને વ્યાવહારિક-સત્ય ધર્મનાં એ ત્રણ તત્ત્વોનું એ ધર્મમાં સામંજસ્ય છે. પરમપુરૂષ વિષે નિત્શે ( Nietrsche )ની ભાવના જેવી શ્રેષ્ઠ જીવની ભાવના એ ધર્મમાં છે એટલે કે જીવના પરિપૂર્ણ વિકાસની સ્રષ્ટાપુરૂષના જેવી ભાવના છે. એ ધર્મમાં અહિંસાધર્મ બહુ દૂરગામી છે અને બીજા ધર્મોના સર્વે નીતિ નિયમો કરતાં એના અહિંસા ધર્મના આચારથી બહુ સફળ પરિણામો આવે છે.

—" જૈનધર્મ " નામક પુસ્તક

# દશ શ્રાવક--યંત્ર

સંયોજક—આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ

[ ભગવાન મહાવીરના દશ શ્રાવકોની વિગત સમજાવતું કોષ્ટક ]

| નામ | જન્મભૂમિ | પત્નીનામ | દ્રવ્યકોટી | ગોકુલ | ઉપસર્ગ | વિમાન | નીચેની બીના બધાની એક સરખી સમજવી |
|---|---|---|---|---|---|---|---|
| ૧ આનંદ | વણિજ્યગ્રામ | શિવાનંદા | ૧૨ | ૪ | — | અરૂણ | |
| ૨ કામદેવ | ચંપાનગરી | ભદ્રા | ૧૮ | ૬ | દેવનો | અરૂણાભ | ૧ બધાએ અગિયાર પ્રતિમા વહી હતી. |
| ૩ ચુલ્લણીપિતા | વાણારસી | શ્યામા | ૨૪ | ૮ | ,, | અરૂણપ્રભ | ૨ બધાનો દેશવિરતિ પર્યાય ૨૦ વર્ષનો હતો. |
| ૪ સુરાદેવ | ,, | ધન્યા | ૧૮ | ૬ | ,, | અરૂણકાંત | ૩ બધાએ એક માસનું અણસન કર્યું હતું. |
| ૫ ચુલ્લશતક | આલભિકા | બહુલા | ,, | ,, | ,, | અરૂણસિદ્ધ | ૪ બધા પહેલા સૌધર્મ દેવલોકમાં ગયા. |
| ૬ કુંડકોલિક | કાંપિલ્યપુર | પુષ્પમિત્રા | ,, | ,, | — | અરૂણધ્વજ | ૫ બધાનુ દેવભવનું આયુષ્ય ચાર |
| ૭ સદ્દાલપુત્ર | પોલાસપુર | અગ્નિમિત્રા | ૩ | ૧ | દેવનો | અરૂણરુચિ | પલ્યોપમનું છે. |
| ૮ મહાશતક | રાજગૃહી | રેવતી | ૨૪ | ૮ | સ્ત્રીનો | અરૂણાવતંસક | એક ગોકુળ દસહજાર ગાય પ્રમાણ |
| ૯ નંદિની પીતા | શ્રાવસ્તિ | અશ્વિની | ૧૨ | ૪ | — | અરૂણગવ | જાણવું. |
| ૧૦ તેતલીપીતા | ,, | ફાલ્ગુની | ,, | , | — | અરૂણકીલ | |

શ્રી કલ્પસૂત્ર વગેરેના ઉલ્લેખ પ્રમાણે ભગવાન મહાવીરના ૧૫૯૦૦૦ શ્રાવકોમાં આ દસ શ્રાવકો મુખ્ય હતા. આ બધા નવ તત્ત્વોના જ્ઞાતા અને ધર્મક્રિયામાં દૃઢરંગી હતા. શ્રી સમવાયાંગ અને નંદીસૂત્રના ઉલ્લેખ પ્રમાણે આ દશે શ્રાવકોનો સવિસ્તર પરિચય સાતમા અંગ શ્રી ઉપાસકદશાંકસૂત્રમાં આપ્યો છે.

## એક હજાર વર્ષનાં

# પાદચિહ્નો

## [ વીરનિર્વાણના એક હજાર વર્ષની ખાસ ખાસ ઘટનાઓની યાદી ]

લેખક : મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

આ વિશેષાંકની યોજના પ્રમાણે જો કે આ લેખમાં ભ૦ મહાવીરના નિર્વાણ પછીની ઐતિહાસિક ઘટનાઓનો ઉલ્લેખ કરવો જોઇએ, છતાં અગત્યને ધ્યાનમાં રાખીને અને એ વિષયની અનુકૂળતાને લીધે વીરનિર્વાણ પૂર્વની-ભ૦ મહાવીરના જન્મથી શરૂ થતી-ઘટનાઓથી આ લેખને પ્રારંભ કર્યો છે. આમાં ખાસ કરીને ભ૦ મહાવીરના જીવનની ઘટનાઓ અને તેમના સમકાલીન કેટલીક વ્યક્તિઓની ચોક્કસ ઘટનાઓ આમાં આપી છે. વાચકોની સરળતાની ખાતર વીરનિર્વાણ પૂર્વની ઘટનાઓ સાથે વીરજન્મ સંવત અને સાથે સાથે ઇસ્વીસન પૂર્વેના સંવત પણ આપેલ છે. અને વીરનિર્વાણ પછીની ઘટનાઓમાં વીરનિર્વાણ સંવત અને ઇસ્વીસન પૂર્વેનો સવત આપેલ છે.

આ લેખમાં આપેલી ઘટનાઓ સિવાયની બીજી કેટલીય ઘટનાઓ એવી છે કે જેને ઉલ્લેખ કરવો જરૂરી હતો, પણ એક તો એ બધી ઘટનાઓનો ચોક્કસ સાલવારી નથી મળતી અને બીજું એ બધાનો અહીં ઉલ્લેખ કરવો બહુ જરૂરી પણ નથી એમ ધારીને એનો ઉલ્લેખ જતો કર્યો છે. વળી કેટલાક અગત્યના પ્રસંગોની સાલવારી ન મળવા છતાં એ પ્રસંગની મહત્તાને કારણે અહીં તેનો ઉલ્લેખ કર્યો છે. આમાં કેટલાક પ્રસંગો છુટી પણ ગયા હશે!

જે ઘટનાઓનો સંવત નથી મળ્યો ત્યાં ડેશ (—)નું નિશાન મૂક્યું છે.

જે ઘટનાઓનો, અહીં આપેલ સંવત નિશ્ચિત નથી લાગ્યો ત્યાં ફુલ (*)નું નિશાન મૂક્યું છે.

| વીરજન્મ સંવત | ઇસ્વીસન પૂર્વે | ઘટના |
|---|---|---|
| ૧ | ૫૯૮ | ક્ષત્રિય કુંડમાં ભ. મહાવીરનો જન્મ, બારમે દિવસે વર્ધમાન નામ પાડ્યું. |
| ૫ | ૫૯૩ | આમલકી ક્રીડા, દેવનો ઉપદ્રવ, દેવાએ મહાવીર નામ આપ્યું. |
| ૭ | ૫૯૧ | વર્ધમાન કુમારને નિશાળે બેસાર્યા. ઇન્દ્ર અને વર્ધમાન કુમારની વચ્ચે પ્રશ્નોત્તર થયા. જૈનેન્દ્ર વ્યાકરણની રચના થઇ. |
| ૧૬-૨૦ | ૫૮૨ થી ૫૭૮ | વર્ધમાન કુમારનું યશોદા કુમારી સાથે લગ્ન. |
| ૨૮ | ૫૭૦ | વર્ધમાન કુમારનાં માતાપિતાનો સ્વર્ગવાસ. વર્ધમાન કુમારે વડિલ ભાઇ નંદીવર્ધન પાસે દીક્ષાની અનુમતી માગી. નંદીવર્ધને |

# દશ શ્રાવક-યંત્ર

સંયોજક—આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ

[ ભગવાન મહાવીરના દશ શ્રાવકોની વિગત સમજાવતું કોષ્ટક ]

| નામ | જન્મભૂમિ | પત્નીનામ | દ્રવ્યકોટી | ગોકુલ | ઉપસર્ગ | વિમાન |
|---|---|---|---|---|---|---|
| ૧ આનંદ | વાણિજ્યગ્રામ | શિવાનંદા | ૧૨ | ૪ | — | અરૂણ |
| ૨ કામદેવ | ચંપાનગરી | ભદ્રા | ૧૮ | ૬ | દેવનો | અરૂણાભ |
| ૩ ચુલ્લણીપિતા | વાણારસી | શ્યામા | ૨૪ | ૮ | ” | અરૂણપ્રભ |
| ૪ સુરાદેવ | ” | ધન્યા | ૧૮ | ૬ | ” | અરૂણકાંત |
| ૫ ચુલ્લશતક | આલભિકા | બહુલા | ” | ” | ” | અરૂણસિદ્ધ |
| ૬ કુંડકોલિક | કાંપિલ્યપુર | પુષ્પમિત્રા | ” | ” | — | અરૂણધ્વજ |
| ૭ સદ્દાલપુત્ર | પોલાસપુર | અગ્નિમિત્રા | ૩ | ૧ | દેવનો | અરૂણરૂચિ |
| [illegible] | [illegible] | [illegible] | ૨૪ | ૮ | સ્ત્રીનો | અરૂણાવતંસક |

નીચેની બીના બધાની એક સરખી સમજવી

૧ બધાએ અગિયાર પ્રતિમા વહી હતી.

૨ બધાનો દેશવિરતિ પર્યાય ૨૦ વર્ષનો હતો.

૩ બધાએ એક માસનું અણસન કર્યું હતું.

૪ બધા પહેલા સૌધર્મ દેવલોકમાં ગયા.

૫ બધાનું દેવભવનું આયુષ્ય ચાર પલ્યોપમનું છે.

એક ગોકુળ દસહજાર ગાય પ્રમાણ જાણવું.

| વીરજન્મ સંવત | ઈસ્વીસન પૂર્વે | ઘટના |
| --- | --- | --- |
| | | અનુમતી ન આપતાં, બે વર્ષ થોભવા કહ્યું. વર્ધમાન કુમારે વડિલ ભાઇની આજ્ઞા માથે ચડાવી. નંદીવર્ધનનો રાજ્યાભિષેક થયો. |
| ૩૦ | ૫૬૮ | માગસર વદિ ૧૧ વર્ધમાન કુમારની દીક્ષા. ગોવાળ અને શૂલપાણી યક્ષનો ઉપસર્ગ. |
| ૩૧ | ૫૬૭ | ચંડકૌશિક અને કંબલ શબલનો પ્રસંગ. રાજગૃહીમાં ચોમાસુ. ગોશાળાનો મેળાપ. ગોશાળાએ સ્વયં ભ. મહાવીરની દીક્ષા લીધી. |
| ૩૯ | ૫૫૯ | પ્રભુ મહાવીરનું અનિયત ચતુર્માસ. |
| ૪૦ | ૫૫૮ | કૂર્મગ્રામ જતા ગોશાળાએ તલના છોડના પુષ્પના જીવોનો પ્રશ્ન પૂછયો. કૂર્મગ્રામમાં ગોશાળાએ વૈશ્યાયન તાપસની મશ્કરી કરી, એટલે તાપસે ક્રોધિત થઇ તેજોલેશ્યા મૂકી. ભ. મહાવીરે શીતલેશ્યા મૂકી ગોશાળાને બચાવ્યો, અને ગોશાળાના પૂછવાથી તેજોલેશ્યાનો વિધિ બતાવ્યો. કૂર્મગ્રામથી સિદ્ધાર્થપુર જતાં તલના પુષ્પના જીવોને તલની શિંગમાં ઉત્પન્ન થયેલા જોયા અને ગોશાળાએ **નિયતિવાદ** પોતાના મનમાં દૃઢ કર્યો. પછી ગોશાળો ભ. મહાવીરથી જુદો પડયો અને તેજોલેશ્યા સાધી અષ્ટાંગનિમિત્તનું જ્ઞાન મેળવી પોતાને સર્વજ્ઞ તરીકે જાહેર કર્યો અને નવો મત ચલાવ્યો. ભ. મહાવીરનું દશમું ચતુર્માસ શ્રાવસ્તિમાં થયુ. |
| ૪૧ | ૫૫૭ | મ્લેચ્છભૂમિમાં પેઢાલગ્રામમાં સંગમક દેવનો ઉપસર્ગ. અને વિશાલામાં ચતુર્માસ. ચતુર્માસ પછી ચમરેન્દ્રનો પ્રસંગ કૌશામ્બીમાં માગશર વદી એકમે અભિગ્રહ લીધો. શતાનિકે ચંપાનો ભંગ કર્યો. લગભગ છ મહિના પછી ચંદનબાળાના હાથે ભ. મહાવીરનો અભિગ્રહ પૂર્ણ થતાં ભગવાને પારણું કર્યું. પછી મેંઢીક ગ્રામમાં ગોવાળિયાએ કાનમાં ખીલા નાખી ઉપસર્ગ કર્યો. |
| ૪૨ | ૫૫૬ | ચંપાનગરીમાં ચતુર્માસ. |
| ૪૩ | ૫૫૫ | વૈશાખ શુદિ દશમે ઋજુવાલુકાને તીરે ભગવાનને કેવળજ્ઞાન થયું. વૈશાખ શુદિ ૧૧ ઇંદ્રભૂતિ–ગૌતમ આદિ ૧૧ વિદ્વાન બ્રાહ્મણોએ ૧૪૪૪ શિષ્યો સાથે ભગવાન પાસે દીક્ષા લીધી. તે જ દિવસે ગણધરપદની અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. આ સાલમાં ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી. રાજા શ્રેણિકનું જૈન થવું. પ્રસન્નચંદ્ર રાજર્ષિની દીક્ષા. આર્દ્રકુમારની દીક્ષા. અભયકુમારની દીક્ષા. શ્રેણિકનું મરણ. કોણિકનો રાજ્યાભિષેક. મગધની રાજધાની |

| વીરજન્મ સંવત | ઈસ્વીસન પૂર્વે | ઘટના |
|---|---|---|
| | | ચંપાનગરીમાં સ્થપાઇ, કોણિકનું વિશાલાપતિ ચેડા રાજા સાથે યુદ્ધ થયું, જેનું બીજું નામ 'મહાકંટકશીલા' હતું. |
| ૫૭ | ૫૪૧ | જમાલી પ્રથમ નિહ્નવ થયો. ગોશાળાએ ભગવાન ઉપર તેજોલેશ્યા મૂકી. ગોશાલાનું મૃત્યુ થયું. જંબૂકુમારનો રાજગૃહીમાં જન્મ. |
| ૫૯ | ૫૩૯ | તિષ્યગુપ્ત બીજો નિહ્નવ થયો. |
| — | — | બુદ્ધદેવનું નિર્વાણ. પ્રદેશીરાજાને કેશીમુનિનો પ્રતિબોધ. પ્રદેશીનું જૈન થવું. કેશીમુનિ અને ગૌતમસ્વામીનો સંવાદ. કેશીમુનિનો ભ. મહાવીરપ્રરૂપિત પંચ મહાવ્રતનો સ્વીકાર. ગૌતમ સ્વામીનું અષ્ટાપદ ઉપર યાત્રાર્થે ગમન અને પંદરસો તાપસોનો પ્રતિબોધ. હાલિકનો પ્રસંગ. |
| ૭૨ | ૫૨૬ | આસો વદિ અમાવાસ્યાએ ભ. મહાવીરસ્વામીનું અપાપાપુરીમાં મોક્ષગમન, દિવાળી પર્વની શરૂઆત. અવન્તિપતિ ચંડપ્રદ્યોતનું મરણ. |
| **વીરનિર્વાણ સંવત** | | |
| ૧ | ૫૨૬ | ગૌતમસ્વામીને કાર્તિક શુદિ એકમે કેવળજ્ઞાન. અવંતિપતિ ચંડપ્રદ્યોતની ગાદીએ પાલકનો રાજ્યાભિષેક. સુધર્માસ્વામી ગચ્છાધિપતિ બન્યા. જંબૂકુમાર આદિની દીક્ષા. |
| ૧૨ | ૫૧૪ | ગૌતમસ્વામીનું રાજગૃહીમાં વૈભારગિરિ પર્વત ઉપર નિર્વાણ. સુધર્માસ્વામીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ. |
| ૨૦ | ૫૦૬ | સુધર્માસ્વામીનું નિર્વાણ. |
| ૨૧ | ૫૦૫ | જંબૂસ્વામીનું કેવળજ્ઞાન. યુગપ્રધાન પ્રભવસ્વામીની દીક્ષા. |
| ૩૬ | ૪૯૦ | શય્યંભવસ્વામીનો જન્મ. |
| ૬૦ | ૪૬૬ | અવંતિપતિ પાલકનું મૃત્યુ. પાટલીપુત્રમાં ઉદાયી રાજાનું મરણ. |
| ૬૧ | ૪૬૫ | નંદવંશના પ્રથમ નંદના રાજ્યનો પ્રારંભ. |
| ૬૪ | ૪૬૨ | જંબૂસ્વામીનું નિર્વાણ. દશ વસ્તુનો વિચ્છેદ. મોક્ષ બંધ થયું. પ્રભવસ્વામી યુગપ્રધાન થયા. શય્યંભવસ્વામીની દીક્ષા. |
| ૭૦ | ૪૫૬ | રત્નપ્રભસૂરિએ ઉપકેશ વંશની સ્થાપના કરી. ઓસવાલોની ઉત્પત્તિ. |
| ૭૧ | ૪૫૫ | પ્રથમ નંદનું મરણ. બીજા નંદનું રાજ્યારોહણ. |
| ૭૫ | ૪૫૧ | પ્રભવસ્વામીનું સ્વર્ગગમન. શય્યંભવસૂરિ યુગપ્રધાન થયા. |
| ૮૧ | ૪૪૫ | બીજાનંદનું મરણ અને ત્રીજાનંદનો રાજ્યાભિષેક. |
| ૮૪ | ૪૪૨ | યશોભદ્રસૂરિની દીક્ષા. |
| — | — | મનકમુનિની દીક્ષા શય્યંભવસૂરિજીએ દશવૈકાલિક સૂત્ર રચ્યું, મનકમુનિનો સ્વર્ગવાસ. |

| વીરનિર્વાણ સંવત | ઈસ્વીસન પૂર્વે | ઘટના |
|---|---|---|
| ૯૪ | ૪૩૨ | ત્રીજા નંદનું મરણ અને ચોથાનો રાજ્યાભિષેક. |
| ૯૮ | ૪૨૮ | શય્યંભવસૂરિનો સ્વર્ગવાસ. યશોભદ્રસૂરિ યુગપ્રધાન. |
| ૧૧૯ | ૪૦૩ | ચોથા નંદનુ મરણ અને પાંચમાનો રાજ્યાભિષેક. |
| ૧૩૯ | ૩૮૭ | ભદ્રબાહુસ્વામીની દીક્ષા. |
| ૧૪૪ | ૩૮૨ | પાંચમા નંદનું મરણ અને છઠ્ઠાનું રાજ્યારોહણ. |
| ૧૪૬ | ૩૮૦ | સ્થૂલભદ્રજીની દીક્ષા. |
| ૧૪૮ | ૩૭૮ | યશોભદ્રસૂરિજીનુ સ્વર્ગગમન. સંભૂતિવિજયજી યુગપ્રધાન. |
| ૧૫૦ | ૩૭૬ | છઠ્ઠા નંદનુ મરણ. સાતમાનો રાજ્યાભિષેક. |
| ૧૫૬ | ૩૭૦ | સંભૂતિવિજયસૂરિજીનો સ્વર્ગવાસ. સાતમા નંદનું મૃત્યુ આઠમાનો રાજ્યાભિષેક. |
| ૧૬૦ | ૩૬૬ | આઠમા નંદનુ મરણ. નવમાનો રાજ્યાભિષેક. ભદ્રબાહુસ્વામી યુગપ્રધાન થયા. પાટલીપુત્રમાં સુપ્રસિદ્ધ સૂત્રવાચના થઇ. |
| ૧૭૦ | ૩૫૬ | ભદ્રબાહુ સ્વામીનું સ્વર્ગગમન. સ્થૂલિભદ્રજી યુગપ્રધાન. |
| ૧૭૫ | ૩૪૫ | આર્ય મહાગિરિજીની દીક્ષા. |
| ૨૧૪ | ૩૧૨ | અવ્યક્ત નામનો ત્રીજો નિહ્નવ થયો. |
| ૨૧૫ | ૩૧૧ | સ્થૂલિભદ્રજીનું સ્વર્ગગમન. નંદવંશનો નાશ. નવમા નંદનું મરણ. મૌર્ય સામ્રાજ્યની સ્થાપના. આર્ય મહાગિરિજીનું યુગપ્રધાનપદ પરમાર્હતોપાસક ચાણક્યમંત્રી થયો. |
| ૨૧૬ | ૩૧૦ | ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક. |
| ૨૨૦ | ૩૦૬ | અશ્વમિત્ર નામનો ચોથો નિહ્નવ થયો. |
| ૨૨૧ | ૩૦૫ | આર્ય સુહસ્તિસૂરિજીની દીક્ષા. |
| ૨૨૮ | ૨૯૮ | ગાંગેય નામનો પાંચમો નિહ્નવ થયો. |
| ૨૩૯ | ૨૮૭ | ચંદ્રગુપ્તનું મૃત્યુ[૧]. બિંદુસારનું રાજ્યારોહણ. |
| * ૨૪૫ | ૨૮૧ | ગજાગ્રપદ તીર્થમાં આર્ય મહાગિરિજીનું સ્વર્ગગમન. મંત્રી ચાણક્યનું અનશન પૂર્વક સ્વર્ગગમન. |
| ૨૪૫ | ૨૮૧ | આર્ય સુહસ્તીસૂરિજીને યુગપ્રધાનપદ. |
| ૨૬૫ | ૨૬૧ | બીજા મૌર્ય સમ્રાટ્ બિંદુસારનું મૃત્યુ. અશોકનો રાજ્યાભિષેક. |
| ૨૭૩ | ૨૫૩ | અશોકનો બૌદ્ધધર્મનો સ્વીકાર. |
| — | — | અવન્તિમકુમારની દીક્ષા. સંપ્રતિનો જન્મ. |
| * ૨૮૧ | ૨૪૫ | સંપ્રતિને જૈનધર્મનો પ્રતિબોધ તેનો જૈનધર્મનો સ્વીકાર. |

૧ પાશ્ચાત્ય વિદ્વાનો અને પૌર્વાત્ય અજૈન વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઈ. સ. પૂ. ૨૯૮માં ચંદ્રગુપ્તનું મૃત્યુ થયું છે. આ રીતે લગભગ દશ વર્ષનું અંતર (મૌર્ય સામ્રાજ્યનો ઈતિહાસ) બધાય મૌર્ય રાજાઓમાં સમજવું.

| વીરનિર્વાણ સંવત | ઈસ્વીસન પૂર્વે | ઘટના |
|---|---|---|
| ૨૯૧ | ૨૩૫ | આર્ય સુહસ્તીસૂરિજીનો સ્વર્ગવાસ. |
| ૩૦૦ | ૨૨૪ | સુસ્થિતસૂરિ અને સુપ્રતિબદ્ધસૂરિજીથી કોટિક ગચ્છની ઉત્પત્તિ. |
| ૩૦૧ | ૨૨૫ | સમ્રાટ અશોકનુ મરણ. યુવરાજ સંપ્રતિનો ઉજ્જયિનીમાં રાજ્યાભિષેક. દશરથ પાટલીપુત્રનો રાજા બન્યો. |
| ૩૦૯ | ૨૧૭ | દશરથનું મરણ. સંપ્રતિ 'ભારતનો સર્વેસર્વા (સમ્રાટ્) બન્યો. ભારતમાં અને ભારતની બહાર જૈનધર્મનો પ્રચાર. સંપ્રતિના કુટુંબિઓની દીક્ષા. |
| — | — | અવંતિમાં અવંતિસુકુમારના પુત્રે જિનમંદિર બંધાવ્યું જે 'મહાકાળ' તરીકે ખ્યાત થયું. સંપ્રતિએ શકુની વિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો. |
| * ૩૧૭ | ૨૦૯ | સંપ્રતિનો સ્વર્ગવાસ. શાલિશુક રાજા બન્યો. તત્ત્વાર્થસૂત્રના કર્તા શ્રી ઉમાસ્વામિ વાચક થયા. |
| * ૩૧૮ | ૨૦૮ | શાલિશુકનુ મરણ. દેવવર્મા રાજા થયો. |
| * ૩૨૦ | ૨૦૬ | ઈંદ્રને નિગોદનું સ્વરૂપ સમજાવનાર અને પન્નવણા સૂત્રના કર્તા પ્રથમ કાલિકાચાર્ય અપરનામ શ્યામાચાર્ય થયા. |
| — | — | શતધનુ અને બૃહદ્રથ રાજાઓ થયા. |
| ૩૨૩ | ૨૦૩ | મૌર્યવંશનો નાશ.[૨] પુષ્યમિત્ર રાજા બન્યો. |
| ૩૨૫ | ૨૦૧ | પુષ્યમિત્રનો જૈનધર્મ ઉપરનો અત્યાચાર શરૂ થયો. |
| ૩૨૭ | ૧૯૯ | કલિંગપતિ ખારવેલની પુષ્યમિત્ર ઉપર ચઢાઈ. |
| ૩૩૧ | ૧૯૫ | કલિંગપતિ ખારવેલની પુષ્યમિત્ર ઉપર બીજી ચઢાઈ. પુષ્યમિત્રને નમાવ્યો અને ત્યાંની જિનમૂર્તિ ખારવેલ પોતાના દેશમાં લઈ ગયો. |

---

૨ આ ગણનામા ઘણો મતભેદ છે. વિચારશ્રેણીની આ ગાથા.—

सट्ठी पालगरण्णो पणवन्नसयं तु होइ नन्दाणं ।
अट्ठसयं मुरियाणं तीस च्चिय पूसमित्तस्स ॥
बलमित्तभाणुमित्ताण सट्ठि वरिसाणि चत्त नहवाणे ।
तह गद्दभिल्लरज्जं तेरस सगस्स चउ ॥

આમાં ૬૦ પાલકનાં, ૧૫૫ નંદનાં, ૧૦૮ મૌર્યોનાં ૩૦ પુષ્યમિત્રનાં, ૬૦ બલમિત્ર ભાનુમિત્રનાં, ૪૦ નભોવાહનનાં, ૧૩ ગર્દભિલ્લનાં, ૪ શક રાજાનાં એમ કુલ ૪૭૦ થાય છે. જ્યારે ઇતિહાસવિદ્ મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી તિથ્થોગાલી પ્રકરણના આધારે 'मुरियाणं सट्ठीसयं' કહી મૌર્યોનાં ૧૬૦ વર્ષ ગણે છે. પાશ્ચાત્ય વિદ્વાનો અને બૌદ્ધ ગ્રંથોમા પણ મતભેદ છે કેટલાક કહે છે કે મૌર્યોનો ૧૩૮ વર્ષ રાજકાળ છે. મે અહીં કેટલાક સંવતોમાં વિચારશ્રેણીની મદદ લીધી છે "દુષમ કાલ શ્રી શ્રમણ સંઘસ્તોત્ર"માં પણ મૌર્યના ૧૦૮ વર્ષ જ ગણાવી વીર નિ૦ સં૦ ૩૨૩ સુધીની ગણના આપી છે.

( જુઓ પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧, પૃ૦ ૧૭ )

| વીરનિર્વાણ સંવત | ઇસ્વીસન પૂર્વે | ઘટના |
| --- | --- | --- |
| ૩૩૫ | ૧૯૧ | આચાર્ય ગુણસુંદરસૂરિ યુગપ્રધાન થયા. |
| ૩૫૩ | ૧૭૩ | પુષ્યમિત્રનું મરણ. બલમિત્ર—ભાનુમિત્ર રાજા થયા. |
| ૩૭૨ | ૧૫૪ | આર્ય સુસ્થિતસૂરિજીનો સ્વર્ગવાસ. |
| * ૩૭૬ | ૧૫૦ | ઇંદ્રને નિગોદનું સ્વરૂપ સમજાવનાર અને પન્નવણાસૂત્રના કર્તા પ્રથમ કાલિકાચાર્ય અપર નામ શ્યામાચાર્યજી થયા.[૩] |
| ૪૧૩ | ૨૧૩ | નભોવાહનના રાજકાળનો પ્રારંભ. |
| ૪૧૪ | ૧૧૨ | યુગપ્રધાન આર્ય સાંડિલ્યનું સ્વર્ગગમન. |
| ૪૪૧ | ૮૫ | ઇંદ્રદિન્નસૂરિજીનું સ્વર્ગગમન. પ્રિયગ્રંથસૂરિ થયા. |
| ૪૫૦ | ૭૬ | આર્ય રેવતીમિત્ર યુગપ્રધાન થયા. |
| ૪૫૩ | ૭૨ | ગર્દભિલ્લઉચ્છેદક, સંવત્સરી પાંચમના બદલે ચોથે કરનારા બીજા કાલિકાચાર્ય થયા. યુગપ્રધાન આર્ય ખપુટાચાર્ય થયા. પાદલિપ્તસૂરિ થયા. ગર્દભિલ્લનું રાજ્ય ચાલુ. કાલિકાચાર્યની બ્હેન સરસ્વતી સાધ્વીનું ગર્દભિલ્લે અપહરણ કર્યું એટલે તેને યોગ્ય શિક્ષા કરવા કાલિકાચાર્ય સાહિદેશ (પારિસકુગ) ગયા. |
| ૪૬૬ | ૬૯ | ગર્દભિલ્લ પદભ્રષ્ટ થયો—તેનું રાજ્ય ગયું. સરસ્વતી સાધ્વીનો છુટકારો થયો. શકોનું રાજ્ય શરૂ થયું. |
| ૪૭૦ | ૫૬ | યુગપ્રધાન આર્ય મંગુનો સ્વર્ગવાસ શક રાજ્યનો અંત. રાજા વિક્રમાદિત્યના રાજ્યનો પ્રારંભ. **વિક્રમસંવતનો પ્રારંભ.** |
| * ૪૮૪ | ૪૨ | આર્ય ખપુટાચાર્યે બૌદ્ધોના હાથમાંથી શકુનિકા તીર્થની રક્ષા કરી. વૃદ્ધવાદીસૂરિ થયા. કુમુદચંદ્રની દીક્ષા અને આચાર્યપદ. આચાર્ય પદ પછી કુમુદચંદ્ર સિદ્ધસેન દિવાકર તરીકે ખ્યાત થયા. તેમણે આગમોને સંસ્કૃતમાં ઉતારવાના ઇરાદાથી નવકાર મંત્રને સંસ્કૃતમાં **नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः** આવું સૂત્ર બનાવ્યું. આથી સંઘે તેમને દોષિત ઠરાવીને પ્રાયશ્ચિત્ત આપ્યું. સિદ્ધસેન દિવાકરે વિક્રમરાજાને પ્રતિબોધ કર્યો, કલ્યાણમંદિર સ્તોત્ર રચી અવંતી પાર્શ્વનાથની મૂર્તિ પ્રગટ કરી. વિક્રમે જૈનધર્મ સ્વીકાર્યો. સિદ્ધસેન સૂરિજીએ સન્મતિતર્ક, બત્રીશ બત્રીશી, ન્યાયાવતાર વગેરે ગ્રન્થો બનાવ્યા. વિક્રમે શકુનિકાતીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. (આ ઘટનાઓ વિક્રમના કાળમાં બની છતાં તેનો ચોક્કસ સંવત મળતો નથી.) |
| ૪૮૮ | ૩૮ | સિદ્ધસેન દિવાકરનો દક્ષિણમાં સ્વર્ગવાસ. |

૩ વીર નિ૦ સં૦ ૩૨૦ (ઇ૦ સ૦ પૂ૦ ૨૦૬)માં આ આચાર્ય થઈ ગયાનો આગળ ઉલ્લેખ કર્યો છે. આ સમય માટે મતભેદ હોવાના કારણે અહીં ફરી ઉલ્લેખ કર્યો છે.

| વીરનિર્વાણ સંવત | ઈસ્વીસન પૂર્વે | ઘટના |
|---|---|---|
| ૪૯૨ | ૩૪ | વજ્રસેનસૂરિજીનો જન્મ. |
| ૪૯૪ | ૩૨ | આર્ય ધર્મ યુગપ્રધાનનું સ્વર્ગગમન. |
| ૪૯૬ | ૩૦ | વજ્રસ્વામીના પિતા ધનગિરિની દીક્ષા. વજ્રસ્વામીનો જન્મ. |
| ૪૯૯ | ૨૭ | આર્ય સમિતસૂરિજીએ ૫૦૦ તાપસોને પ્રતિબોધી દીક્ષા આપી એટલે બ્રહ્મદીપિકા શાખા નીકળી. |
| ૫૦૧ | ૨૫ | વજ્રસેનજીની દીક્ષા. |
| ૫૦૪ | ૨૨ | વજ્રસ્વામીની દીક્ષા |
| * ૫૧૬ | ૧૦ | વજ્રસ્વામીનું આચાર્ય પદ. |
| ૫૨૨ | ૪ | આર્યરક્ષિતસૂરિજીનો જન્મ. |
| ૫૨૫ | ૧ | શત્રુંજય તીર્થ ઉપર ઉપદ્રવની શરૂઆત. |

[ અહીં ઇસ્વીસન પૂર્વેનો કાળ સમાપ્ત થઇ ને ઇસ્વીસનનો પ્રારંભ થાય છે. ઇસ્વીસનમાં અને વિક્રમ સંવતમાં ૫૬ વર્ષનું અંતર છે એટલે ઇસ્વીસનના આંકડામા ૫૬ ઉમેરવાથી વિક્રમ સંવત્ નિશ્ચિત થાય છે. હવે પછીનો આંક ઇસ્વીસન પૂર્વનો નહીં પણ ઇસ્વીસનનો આંક સમજવો. ]

| | | |
|---|---|---|
| ૫૨૬ | ૧ | ઇસ્વીસન પૂર્વનો અંત અને **ઇસ્વીસનનો પ્રારંભ.** |
| • ૫૨૬ | ૧ | ભીષણ દુકાળને કારણે વજ્રસ્વામી સંઘને જગન્નાથપુરી લઇ ગયા. ત્યાંના બૌદ્ધ રાજાને પ્રતિબોધી જૈન બનાવ્યો. |
| ૫૩૦ | ૪ | વિક્રમરાજાનુ સ્વર્ગગમન અને ધર્માદિત્યનો રાજ્યાભિષેક. |
| ૫૩૩ | ૭ | યુગપ્રધાન ભદ્રગુપ્તનો સ્વર્ગવાસ |
| ૫૪૪ | ૧૮ | આર્યરક્ષિતજીની દીક્ષા. રોહગુપ્ત નામે છઠ્ઠો નિહ્નવ થયો. |
| ૫૪૮ | ૨૨ | વજ્રસ્વામીનું યુગપ્રધાનપદ. શ્રીગુપ્તનો સ્વર્ગવાસ. |
| — | — | આર્ય રક્ષિતસૂરિ પૂર્વનું જ્ઞાન મેળવવા વજ્રસ્વામી પાસે જતા હતા ત્યારે વચમાં ઉજ્જયિનીમાં તેમણે આર્ય ભદ્રગુપ્તસૂરિજીને નિર્યામણા કરાવ્યું. |
| ૫૭૦ | ૪૪ | ધર્માદિત્ય રાજાનું મરણ. ભાઇલ્લનો રાજ્યાભિષેક. |
| ૫૭૮ | ૫૨ | વજ્રસ્વામીએ શત્રુંજયતીર્થનો ઉપદ્રવ દૂર કર્યો અને જાવડશાહને ઉપદેશી શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. |
| ૫૮૧ | ૫૫ | ભાઇલ્લનું મરણ. નાઇલ્લનુ રાજ્યારોહણ. |
| ૫૮૪ | ૫૮ | બીજી બાર દુષ્કળીનો કાળ. ગોષ્ઠામાહિલ નામનો સાતમો નિહ્નવ થયો. વજ્રસ્વામી રથાવર્તગિરિ ઉપર અનશન કરી સ્વર્ગે ગયા. વજ્રસેનસૂરિ પાટે આવ્યા. |
| * ૫૮૪ | ૫૮ | આર્યરક્ષિતસૂરિએ ચાર અનુયોગ જુદા કર્યા. |
| ૫૯૫ | ૬૯ | નાઇલ્લનુ મરણ. નાહડ રાજા થયો. દેવસૂરિજીએ કોરંટકમાં પ્રતિષ્ઠા કરી તેને તીર્થ સ્થાપ્યું. |

| વીરનિર્વાણ સંવત | ઈસ્વીસન | ઘટના |
|---|---|---|
| ૫૯૬ | ૭૦ | બારદુકાળી સમાપ્ત નાગેન્દ્ર, ચંદ્ર, નિર્વૃત્તિ અને વિદ્યાધરની દીક્ષા |
| ૫૯૭ | ૭૧ | આર્યરક્ષિતસૂરિજીનો સ્વર્ગવાસ. |
| ૬૦૫ | ૭૯ | નાહડનું મરણ. શકસંવતનો પ્રારંભ. |
| ૬૦૯ | ૮૩ | રથવીરપુરમાં શિવભૂતિથી દિગમ્બરોની ઉત્પત્તિ (બોટિકમત સ્થાપન) |
| ૬૧૭ | ૯૧ | વજ્રસેનસૂરિ યુગપ્રધાન થયા. યુગપ્રધાન પુષ્પમિત્રનું સ્વર્ગ. |
| ૬૨૦ | ૯૪ | વજ્રસેનસૂરિનું સ્વર્ગગમન. ચંદ્રગચ્છની સ્થાપના. |
| ૬૪૫ | ૧૧૯ | વનવસી ગચ્છની ઉત્પત્તિ. |
| ૬૮૯ | ૧૬૭ | યુગપ્રધાન નાગહસ્તીનો સ્વર્ગવાસ. |
| ૭૨૦ | ૧૯૪ | ત્રીજા કાલિકાચાર્ય થયા. |
| ૭૨૮ | ૨૦૨ | અજમેર વસ્યુ. |
| ૭૪૫ | ૨૧૯ | યુગપ્રધાન રેવતીમિત્રનો સ્વર્ગવાસ. |
| ૭૭૦ | ૨૪૬ | નાગપુરમાં વીરસૂરિજીએ નમિનાથથી પ્રતિષ્ઠા કરી. |
| ૮૨૩ | ૨૯૭ | બ્રહ્મદીપિક, યુગપ્રધાન સિંહસૂરિજીનો સ્વર્ગવાસ. |
| ૮૨૭ થી ૮૪૦ | ૩૦૧ થી ૩૧૪ | મથુરામાં સ્કંદિલાચાર્યે અને વલભીમાં નાગર્જુનસૂરિજીએ આગમવાચના કરી. ( જુઓ પરિશિષ્ટ પર્વ.) |
| ૮૪૫ | ૩૧૯ | વલભીનો પ્રથમ ભંગ થયો. |
| ૮૮૪ | ૩૫૮ | મલ્લવાદીએ બૌદ્ધોને જીત્યા, શત્રુંજયની રક્ષા કરી અને નયચક્ર નામના મહાગ્રંથની રચના કરી. |
| ૮૮૬ | ૩૬૦ | ચૈત્યવાસની સ્થાપના. તેનું જોર વધ્યું. |
| ૮૯૮ | ૩૭૨ | અનંગસેન તુંઅરે દીલ્હી રાજધાની સ્થાપી. |
| ૮૯૯ | ૩૭૩ | યુગપ્રધાન નાગાર્જુનનો સ્વર્ગવાસ. |
| ૯૭૮ | ૪૫૨ | યુગપ્રધાન ભૂતદિન્નસૂરિનો સ્વર્ગવાસ. |
| ૯૮૦ થી ૯૯૩ | ૪૫૪ થી ૪૬૭ | વલભીમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમવાચના કરી. કલ્પસૂત્રને સભામાં વાંચવાનો પ્રારંભ થયો આગમવાચનામાં સહાય કરનાર ચોથા કાલિકાચાર્ય અને ગંધર્વ વદીવેતાળ શાંતિસૂરિજી થયા |
| ૧૦૦૦ | ૪૭૪ | સત્યમિત્ર આચાર્યનું સ્વર્ગગમન. પૂર્વજ્ઞાનનો વિચ્છેદ થયો તથા બારમા અંગ દૃષ્ટિવાદનો વિચ્છેદ થયો. |

વીરનિર્વાણના એક હજાર વર્ષની મુખ્ય મુખ્ય ઘટનાઓનો આ રીતે અહીં સંક્ષેપમાં ઉલ્લેખ કર્યો છે. કોઈ ખાસ ઘટના રહી જતી હોય તો વિદ્વાનો તેને આમાં ઉમેરી લે એવી આશા સાથે આ લેખ સમાપ્ત કરું છું.

# પરિશિષ્ટો

## પરિશિષ્ટ ૧

સ્કંદિલાચાર્યજી પછી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ સુધીમાં ૭ આચાર્ય યુગપ્રધાનો ક્રમમાં થયા છે, જેમાંના ૧ નાગાર્જુન અને ૨ ભૂતદિન્ન એ બે સિવાયનો સમય મળતો નથી. એ ૭ આચાર્ય આ પ્રમાણે થયા: ૧ હિમવંત, ૨ નાગાર્જુન, ૩ ગોવિંદ, ૪ ભૂતદિન્ન, ૫ લોહિત્ય અને ૬ દુષ્યગણિ. પછી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ થયા. જે બેના સંવતો મળ્યા છે તે આગળ આપ્યા છે. બાકીના ચારનો સમય વિદ્વાનો પ્રગટ કરશે તો લાભ થશે.

આવી જ રીતે કલ્પસૂત્રમાં વજ્રસ્વામી–જે વીરનિ. સં. ૫૮૪ વિક્રમ સં. ૧૧૪માં સ્વર્ગે ગયા તેમની પછી શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ સુધીમાં બે જ આચાર્યોનો સમય મળે છે, બાકીનાનો મળતો નથી. તે આ પ્રમાણે છેઃ આર્યરક્ષ, આર્યપુષ્યગિરિ, આર્યફાલ્ગુમિત્ર, આર્યધનગિરિ આર્યશિવભૂતિ, આર્યભદ્ર, આર્યનક્ષત્ર, આર્યરક્ષ, આર્યનાગસૂરિ, આર્યજેહીલ, આર્યવિષ્ણુ, આર્યકાલિકસૂરિ (પ્રસિદ્ધ), આર્યસંપલિત, (આર્યભદ્ર), આર્યવૃદ્ધ, આર્ય સંઘપાલિત, આર્યહસ્તિ, આર્યધર્મ, આર્યસિંહ, આર્યધર્મ, આર્યસાંડિલ્ય અને શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ. આમાં આર્યકાલિક અને ૨ આર્યસાંડિલ્ય આ બેનો સમય મળે છે. બાકીનાનો સમય શોધવાની જરૂર છે.

## પરિશિષ્ટ ૨

હિમવન્ત થેરાવલીમાંથી કેટલીક ઘટનાઓ અહીં આપી છે. આમા બન્ને જાતની ઘટનાઓ છેઃ એક તો ઉપર લેખમાંના સંવતો સાથે મોટા મતભેદવાળી અને બીજી તેમાં ઉલ્લેખાઇ નથી તેની. ઇતિહાસજ્ઞ વિદ્વાનોને ચર્ચા કરતી વખતે હિમવન્ત થેરાવલીકારની માન્યતા ખ્યાલમાં આવે તેટલા માટે અહીં તે ઘટનાઓની સાલવરી આપી છે.

| વીરનિર્વાણ સંવત્ | ઘટના |
|---|---|
| ૧૮ | શોભનરાયનુ કલિંગમાં રાજ્યારોહણ. |
| ૩૧ | ઉદાયીરાજાએ પાટલીપુત્ર નગર વસાવ્યું. |
| ૭૦ | આર્ય જંબૂસ્વામીનુ નિર્વાણ થયુ. |
| ૧૪૮ | ચામુડરાયનો કલિંગમાં રાજ્યાભિષેક. આઠમા નંદની કલિંગ પર ચઢાઈ. |
| ૧૮૪ | સમ્રાટ્ ચંદ્રગુપ્તનું સ્વર્ગગમન. બિન્દુસારનું રાજ્યારોહણ. |
| ૨૦૯ | બિંદુસારનુ સ્વર્ગગમન. અશોકનો રાજ્યાભિષેક. |
| ૨૨૭ | ક્ષેમરાજનું કલિંગમાં રાજ્યારોહણ. |
| ૨૩૯ | સમ્રાટ્ અશોકની કલિંગ ઉપર ચઢાઈ. |
| ૨૪૪ | અશોકનું મરણ. સંપ્રતિનો પાટલીપુત્રનો રાજ્યાધિકાર. |
| ૨૪૬ | સંપ્રતિ ઉજ્જયિની ગયો. પાટલીપુત્રમાં પુણ્યરથનો રાજ્યાધિકાર. |
| ૨૭૫ | વુડ્ઢરાજનું કલિંગમાં રાજ્યારોહણ. |

દાસી ઉતાવળે પગલે રાજગૃહિના પૂર્વભાગમાં આવેલ વિશાળ પ્રાસાદ તરફ ચાલી ગઇ. શાહસોદાગર કેવલ કુતૂહલ ખાતર ક્ષણવાર ઊભો રહ્યો થોડીવારમાં તો પેલી દાસી આવતી જણાઇ.

"સોદાગરજી, પધારો! અમારા માલિકનાં માતુશ્રી આપને બોલાવે છે. માલ જેટલો હોય તેટલો સાથે રાખશો."

"ભલે, ભલે!" શાહસોદાગરને આ દાસીના બોલવા પર વિશ્વાસ નહોતો છતાં કૌતુક ખાતર એ એની પાછળ ચાલ્યો.

બન્ને જણા વિશાળ મહાલયના દરવાજે આવી પહોંચ્યા. શાહસોદાગરે પૃથ્વીનાં પડ વીંધી નાખ્યાં હતાં. અજબ દેશોમાં ફર્યો હતો મોટા માંધાતાઓને મળ્યો હતો; પણ આ મહાલયની સાહ્યબી અને ઠાઠ જોઇ એ અજાયબ થઇ ગયો. આખો મહાલય સંગેમરમરનો હતો. રવેશ સોનાથી રસેલા હતા. ગોખમાં રત્ન, મણિ, માણેકનું જડતરકામ હતું. જમીન પર ઇરાન-અરબસ્તાનમાં પણ અલભ્ય એવી જરિયાની જાજમ બિછાવેલી હતી.

અત્તરની સુગંધથી મઘમઘી રહેલા ફુવારાઓ ઉડી રહ્યા હતા, અને સંગીતનો દિવ્ય ધ્વનિ વાતાવરણમાં ગૂંજી રહ્યો હતો. શાહ સોદાગર એક પછી એક ઓરડાઓ વટાવતો હતો અને એનું મગજ કામ ન કરે એવું ઐશ્વર્ય જોતો જતો હતો. દાસ, દાસીઓનો તો પાર નહોતો.

કેટલાએક ઓરડાઓ વટાવ્યા બાદ, દાસી અને સોદાગર એક વિશાળ ખંડમાં આવી પહોંચ્યાં. એક જાજરમાન વૃદ્ધ સ્ત્રી અહીં રત્નજડિત સુવર્ણ સિંહાસન પર બેઠી હતી. શું એ ખંડની શોભા! સોદાગર વસ્તુની કિંમત કરી જાણતો હતો. એ આ અમૂલખ વસ્તુ-શણગારના મૂલ મૂલવવામાં મગ્ન થઇ ગયો.

"શાહસોદાગરજી, શું રાજગૃહિ પર તમને માઠું લાગ્યું? રાજાજી તરફ કંઇ અરૂચિ થઇ?"

"માતાજી, દૂરદેશાવરથી જાન-માલનું જોખમ વેઠતો આશાભર્યો અહીં આવ્યો હતો. ખુદ રાજાજીએ પણ મારા માલની કદર ન કરી!"

"સોદાગરજી, ત્યાં જ તમારી ભૂલ થાય છે. અમારા રાજાજી પોતાને પ્રજાના સેવક ગણે છે. પ્રજાના પૈસા આવા શોખ પાછળ વાપરવા એમને નથી ગમતા." વૃદ્ધ માતાએ પોતાના રાજાજીનો બચાવ કરવા માંડ્યો. રાજા અને પ્રજા વચ્ચેના હેતનું આ દૃષ્ટાન્ત હતું.

"માજી, ત્યારે અમારો માલ કોણ ખરીદે?"

"અમે છીએ ને, સોદાગરજી! કાઢો તમારો માલ. મૂલ કરો તમારા માલનાં!"

"માજી, મારી પાસે રત્નકંબલો છે. એક એકની કિંમત લાખ લાખ સોનૈયા છે."

"ભલા, કેટલી કંબલો છે? અરે દાસી! જા બધી વહુરાણીઓને બોલાવી લાવ, એમને ગમે એ રંગ પસંદ કરી લેવાનું કહે!"

સોદાગર કંબલો બહાર કાઢીને પહોળી કરવા લાગ્યો. જોતજોતામાં ૩૨ સ્ત્રીઓ આવીને ખડી થઇ ગઇ. શાહસોદાગર તો આવનારીઓનાં રૂપ જોઇ અંજાઇ ગયો. એણે ઘણાં અંતઃપુર જોયાં હતાં. બડી બડી રાજરાણીઓનો મહેમાન બન્યો હતો; પણ આ સૌંદર્ય તો એણે ક્યાંય જોયું નહોતું.

ધરતી પર વસનારી આ ન હોય. નક્કી સ્વર્ગલોકની અપ્સરાઓ! સોદાગર તો કલ્પનાના ગર્તમાં ડૂબી ગયો. ત્યાં તો વૃદ્ધ માતાએ કહ્યુંઃ

"સોદાગરજી! આ કંબલો તો સોળ છે, ને મારી વહુરાણીઓ ૩૨ છે. બીજી સોળ લાવો!"

"માતાજી! બીજી સોળ ક્યાંથી લાવું? મારી આખી દોલત અને અર્ધી જિંદગી ખર્ચીને તો આ તૈયર કરી છે. બીજી મળવી હવે અશક્ય છે."

"ભલે ત્યારે, કરી નાખો એના બે ભાગ, ને વહેંચી દો બત્રીસેને! પહેરવાના નહિ તો પગ લૂછવાના કામમાં તો આવશે."

"માતાજી, આ રત્નકંબલના બે ભાગ! શું બોલો છો? એક સોય પરોવતાં કાંટા લાગ્યા જેટલું દુઃખ થાય, ત્યાં એના પર મારે સગે હાથે કાતર ચલાવું?"

"દાસી, સોદાગરજીને મૂલ્ય ચૂકવી દે! અને તારા હાથે આના બે ટુકડા કરી બત્રીસેને વહેંચી દે!"

દાસીએ મૂલ્ય ચૂકવી દીધાં. રત્નકંબલના ચીરીને બત્રીસ ટુકડા કર્યાં ને એક એક વહેંચી દીધો.

સોદાગર આ દૃશ્ય જોઇ શકતો નહોતો. આશ્ચર્યથી એનું હૃદય કંબલની સાથે ચીરાઇ રહ્યું હતુ.

"સોદાગરજી, જાઓ અને દેશેદેશ કહેજો કે આવાં રત્નકંબલો રાજગૃહિના રાજાજી તો શું. પણ ત્યાંના સામાન્ય ગૃહસ્થો હાથપગ લૂછવામાં વાપરે છે. જાઓ, અને બોલો મહારાજા શ્રેણિકની જય!"

"માતાજી, તમારા જેવાં પ્રજાજનોથી જ રાજગૃહિ ઊંચું છે. ખરેખર, દેવોની નગરી અલકાપુરી તો કોઇએ જીવતાં જોઇ નથી; પણ જો જોવી હોય તો રાજગૃહિ જજો, એ સંદેશો હુ ઠેરઠેર કહીશ."

વૃદ્ધ માતાના મુખ પર અમીરાતનો સંતોષ હતોઃ સોદાગરનું ભવદરિદ્ર આજે ટળી ગયું હતુ.

(૨)

નગરશેઠ શાલિભદ્રના દિવ્ય પ્રસાદનો તોતીંગ દરવાજા ખૂલ્યો, ત્યારે વહેલી સવારનો એક કાસદ કંઇક સંદેશો લઇને ત્યાં ખડો હતો. રાજાજીનો એ કાસદ હતો, પણ રાજાજીની એને ખાસ આજ્ઞા હતી કે વહેલી સવારની મીઠી નીંદરમાં કોઇને ખલેલ ન પહોંચાડીશ.

નગરશેઠનાં માતુશ્રી ભદ્રાશેઠાણીને સંદેશો પહોંચાડવામાં આવ્યો. અરે, રાજાજીનો સંદેશો! ભદ્રાશેઠાણી સામે પગલે આવ્યાં. સંદેશો સાંભળ્યો. પણ છેવટે નિરાશ થઇ બોલ્યાં:

" કાસદ, એ સોને સોળ રત્નકંબલ મેં ખરીદેલી પણ મહારાજા શ્રેણિકની નગરીની આંટ વધારવા મારી વહુઓએ એની સામે ચીરીને, પગ લૂછીને ખાળમાં ફેંકી દીધી. રાજાજીને કહેજો કે બીજી કામસેવા ફરમાવે!"

કાસદ નમસ્કાર કરી રવાના થયો. થોડીવારમાં એ પાછો ફર્યો. એ સંદેશો લાવ્યો હતો, કે ખુદ રાજાજી હાથીની અંબાડીએ ચઢી નગરશેઠની મુલાકાતે આવે છે.

ધન્યભાગ્ય મુજ રંકના! આજ આ પ્રાસાદ રાજાજીના ચરણરજે પાવન થવાનો. વૃદ્ધ માતા ભદ્રાશેઠાણીએ સ્વાગત માટે આજ્ઞા આપી દીધી. જોતજોતામાં રાજશાહી સ્વાગતની સંપૂર્ણ તૈયારીઓ થઇ ગઇ.

ભદ્રાશેઠાણી પ્રાસાદની સાતમી મંજીલ પર આરામ કરતા પુત્રને ખબર આપવા અને રાજાજીનું સ્વાગત કરવા તૈયાર થવાનું કહેવા ગયાં. નગરશેઠ શાલિભદ્ર એક સિંહાસન પર આરામ લઇ રહ્યા હતા. દેવાંગના જેવી બત્રીસ સ્ત્રીઓ આસપાસ વીંટળાઇ વળી હતી. કોઇ ઉંચાં અત્તરો લગાવતી હતી. કોઇ પંખો ઢોળતી હતી. કોઇ ગીત ગાતી હતી. કોઇ નૃત્ય કરતી હતી. સ્વર્ગનું સુખ જાણે અહીં જ મૂર્ત થયું હતું.

"બેટા, વધામણી આપવા આવી છું." ભદ્રાશેઠાણીએ ઉપર આવતાં કહ્યું.

"શુ છે, માતાજી!" શાલિભદ્રે પ્રશ્ન કર્યો. શું શાલિભદ્રનું રૂપ! કામદેવનો બીજો અવતાર!

"બેટા, આજે શ્રેણિક મહારાજા આપણે ઘેર પધારે છે."

"માતાજી, એમાં મને શુ પૂછો છો? તમારી વ્યવસ્થામાં મેં કયે દિવસે માથું માર્યું? શું શ્રેણિક મોટો વેપારી છે? તો એને આપણી મોટી વખારે ઉતારો આપો."

ભદ્રાશેઠાણી હસ્યાં. પાસે જઈ પુત્રના મસ્તકને સૂંઘતા કહ્યું: "બેટા, આપણા રાજાજી આવે છે. મગધના પતિ મહારાજ શ્રેણિક પધારે છે."

"શું માતાજી, મારે માથે પણ રાજા છે?"

"હા, બેટા!"

"ત્યારે તું મને કહેતી હતી, કે બેટા, અહીં જ સ્વર્ગ છે. તને કોઇ રોકટોક કરનાર નથી. આ બધું તારૂં છે. તું સ્વતંત્ર છે. શું એ બધું ખોટું હતું? મારે માથે પણ રાજા છે?" ઊંઘમાંથી કોઈ સફાળો જાગતો હોય એવી દશા શાલિભદ્રની હતી.

"બેટા, એમાં શું નવાઈ લાગે છે! સહુને માથે રાજા તો હોય જ ને!"

"એટલે આટઆટલી સાહયબી છતાં, ઐશ્વર્ય છતાં બધું ગુલામીથી મિશ્રિત! મારે માથે રાજા!"

"દુનિયામાં દરેકને માથે રાજા હોય, મારા બેટા! પૃથ્વીની વાત તો શું કહું, સ્વર્ગમાં પણ રાજા હોય છે ને!"

"શું ત્યારે સ્વતંત્રતા ક્યાંય પણ નથી?"

"અવશ્ય છે, બેટા! અને તે ત્યાગીપણામાં અને મોક્ષપ્રાપ્તિમાં! પણ આપણને એ બધું દુર્લભ."

"મા, મારા માથે રાજા હોય, એ વિચાર જ મારાં આ સુખોને દુઃખમય કરી નાખે

છે. પૃથ્વીની વ્યવસ્થા કરનાર રાજા જેવો, શું ત્યાગ, અને મોક્ષની વ્યવસ્થા કરી બતાવનાર કોઇ રાજાનો પણ રાજા, રાજાધિરાજ હશે ?"

"હા, એવો રાજાધિરાજ જરૂર છે. એ પોતાના આશ્રયે આવેલાને પરાધીન નથી બનાવતો. સ્વતંત્ર બનાવે છે.'

"મા, મારે એવા રાજાધિરાજની જરૂર છે, જે મને પરતંત્ર નહિ પણ સ્વતંત્ર બનાવે ! એનું નામ ?"

"પ્રભુ મહાવીર !"

નગરશેઠ શાલિભદ્રને રાજાધિરાજ પ્રભુ મહાવીરની એવી તાલાવેલી લાગી, કે એ રાજા શ્રેણિકનું સન્માન ન કરી શક્યો. પરાધીનતા એને ડસી રહી હતી. બે ક્ષણ પણ રાજાજી પાસે ન રોકાતાં એ સાતમી મંજીલે ચઢી ગયો. એ દહાડે રાજાધિરાજ પાસે જવાના વિચારમાં એવો ગૂંથાઇ ગયો કે એને કશુંય ન ગમ્યું.

પ્રજાની સમૃદ્ધિમાં પોતાની સમૃદ્ધિ લેખનાર મહારાજા શ્રેણિક આજે ખૂબ ઉલ્લાસમાં હતા. શાલિભદ્રનો ઠઠ જોઇ એ તો અજાયબ થઇ ગયા હતા. આ બધામાં એ પોતાનું ગૌરવ જોઇ રહ્યા હતા. જુવાન શાલિભદ્ર પોતાની પાસેથી જલદી ચાલ્યો ગયો, એનું પણ એમને માઠું નહોતું લાગ્યું.

( ૩ )

કમળપત્રની કેદમાં પૂરાયેલ ભમરાને જ્યારે પોતાની સ્થિતિનું ભાન થાય છે, ત્યારે કઠણ લાકડાને કોરી કાઢનાર એના ડંખ સહેજવારમાં જાગ્રત થઇ જાય છે. શાલિભદ્રની આજે એવી સ્થિતિ હતી.

એને સ્વતંત્રતા બક્ષનાર રાજાધિરાજને ભેટવાની આકાંક્ષા જાગી હતી. જેને કોઈ પ્રજા નથી, માલ નથી, મિલકત નથી, સિંહાસન નથી કે સૈન્ય નથી; અને છતાંય જગતના તમામ રાજાઓ કરતાં વધુ સમૃદ્ધિશાળી છે, એવા રાજાધિરાજનાં દર્શન વગર હવે ચેન નહોતું.

અને એ સુસમય તરતમાં સાંપડયો. વનપાળ ખબર લાવ્યો હતો, કે પ્રભુ મહાવીર નજીકના વનમાં પધાર્યા છે. વગર સુખાસને, એક પણ નોકર ચાકર વગર, અડવાણે પગે શાલિભદ્ર દર્શનાર્થે ઊપડ્યો. જે પુત્રે કદી જમીન પર પગ મૂક્યો નથી, સૂર્યનો આતાપ સહ્યો નથી, એને આ રીતે ચાલ્યો જતો જોઇ ભદ્રાશેઠાણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

માતાએ અપાર વિનવણીઓ કરી.

પત્નીઓએ બનતું જાદુ વેર્યું.

નોકર—ચાકર ઘેરી વળ્યાં.

દોલત સાહ્યબી મૂંગું આકર્ષણ કરવા લાગી.

પણ કમળપત્રની કેદ શાલિભદ્ર ક્યારનો ભેદી ચૂકયો હતો. એને કોઇ ન રોકી શકયું. આઝાદીના આશકોનો માર્ગ કોણ, ક્યારે રોકી શક્યું છે, કે અત્યારે રોકાય ?

શાલિભદ્ર રાજાધિરાજના ચરણે પડયો. આઝાદીના બન્ને ઉપાસકોનાં ગાન દેવતાંએ ગાયાં. તારનાર ને તરનાર બન્ને જગવંદનીય બની રહ્યા !

વંદન હો એ રાજાધિરાજ પ્રભુને અને એ રાજાધિરાજના અનન્ય ઉપાસક શાલિભદ્રને !

સહુને શાલિભદ્રની ઋદ્ધિ હજો ! ત્યાગની ને તપની !

# ધર્મવીર ચેટકરાજ

પૂર્વ ભારતની શોભા સમો વિદેહ દેશ તે કાળે સુખસમૃદ્ધિથી ભરપૂર હતો.

ધર્મવીર મહારાજા ચેટકનું ત્યારે વિદેહમા શાસન ચાલતું હતું. તેમણે વિદેહ દેશને ધનધાન્યથી આબાદ બનાવ્યો હતો. સંસ્કાર અને સદાચારમાં પણ વિદેહની પ્રજા બીજા કોઈ દેશ કરતાં ઉતરે એમ ન હતી. અને વિદેહ દેશની રાજધાની વૈશાલી નગરી તો એક નમૂનેદાર નગરી બનેલી હતી. તેની શોભા અને વૈભવ વિલાસનાં સાધનોને સમૃદ્ધ બનાવવામાં વિદેહપતિએ કોઈ વાતની બાકી નહોતી રાખી !

મહારાજા ચેટક જાતે લિચ્છવી કુળના ક્ષત્રિય હતા અને તે વખતના લિચ્છવી રાજાએના તે અગ્રેસર હતા—બીજા બધા નાના મોટા લિચ્છવી રાજાઓ તેમને ઉપરી તરીકે સ્વીકારી જરૂર પડતા તેમની સલાહ અને સૂચના મેળવી અનેક મુશ્કેલીઓમાંથી પાર પામતા. મહારાજા ચેટક પોતે પણ પોતાને સહજ મળેલા રાજ્યને સાચવીને સમૃદ્ધ બનાવવામાં રત રહીને બીજા કોઈના પણ રાજ્યને પડાવી લેવાની દાનતથી સદા અળગા રહેતા. અને આ જ ગુણે તેમને સમગ્ર લીચ્છવી રાજવીઓના અગ્રેસરપદે—મુરબ્બીપદે સ્થાપન કર્યા હતા.

મહારાજા ચેટકનો ધર્મ પરાયણતાનો ગુણ સૌથી ચઢિયાતો હતો. તે પરમાત્મા મહાવીરદેવના પરમ ઉપાસક બન્યા હતા અને તેમની ધર્મશ્રદ્ધા એવી અડગ હતી કે તેને કોઇ પણ સંયોગામાં ડગાવી ન શકાય. પોતાની આ ધર્મપરાયણતાના સંસ્કાર પોતાના કુટુંબીજનોમાં અને ખાસ કરીને પોતાનાં સંતાનોમાં ઉતરે તે માટે મહારાજા ચેટક હંમેશા પ્રયત્નશીલ રહેતા. જો કે ઇતિહાસના ઉલ્લેખ પ્રમાણે, તેમને એક પુત્ર ન હતો—તે અપુત્રિયા હતા, પણ તેમને સાત પુત્રીઓ હતી અને તે બધી પુત્રીઓને ધર્મના સંસ્કાર આપી એક આદર્શ પિતા તરીકે પોતનો ફરજ બજાવી હતી. પોતાના પિતા તરફથી મળેલ ધર્મસંસ્કારના આ અમૂલ્ય વારસાના પ્રતાપે દરેક પુત્રીએ પોતાના પતિ ઉપર પ્રભાવ પાડયો હતો એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે

મહારાજા ચેટકે નિયમ કર્યો હતો કે પોતાની પુત્રીનું પાણીગ્રહણ કેઇ પણ પરધર્મી રાજવી સાથે ન કરાવવું. ભલે પછી એ રાજા ગમે તેટલો મોટો હોય કે ગમે તેટલો બળવાન હોય ! પોતે લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં મહારાજા ચેટકે કેટલીક વખત વગર નોતરી આફતો વહોરી લીધી હતી, પણ તેથી તેમની ધર્મશ્રદ્ધા કદી ડગી ન હતી. ગમે તે ભોગ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવામાં તેમને એક પ્રકારે આત્મસંતોષ થતો.

આ ઉપરાંત, ક્ષત્રિયોચિત વીરતામાં મહારાજા ચેટક કોઇથી ઉતરે એવા ન હતા. પોતાની ટેક જાળવતાં કદી યુદ્ધ આવી પડે તો તેથી કદી પાછી પીઠ ન કરતા કે પોતાની વીરતાને કલંક લાગે તેવી રીતે નમતું ન આપતા. એ એક અચૂક તીરંદાજ—બાણાવળી હતા અને તે કાળના બાણાવળીઓમાં તેમની બરોબરી કરી શકે એવો બાણાવળી ભાગ્યે જ મળતો. તેમણે તાકેલું નિશાન ખાલી જાય એ અશક્ય હતુ.

મહારાજા ચેટકની સાત પુત્રીઓમાંની પાંચ પુત્રીઓનાં લગ્ન જુદા જુદા દેશના જૈનધર્મી રાજવીઓ સાથે થઇ ગયા હતાં અને સુજ્યેષ્ઠા અને ચિલ્લણા નામની બે પુત્રીઓનાં લગ્ન થવા બાકી હતાં. એક વખત મગધસમ્રાટ મહારાજા શ્રેણિકે સુજ્યેષ્ઠાનાં રૂપ અને

ગુણુનાં પ્રશંસા સાંભળીને ચેટકરાજ પાસે તેનું પોતાના માટે માગું કર્યું.

આ વખત દરમિઆન મહારાજા શ્રેણિકને હજુ પરમાત્મા મહાવીર-દેવનો ધર્મોપદેશ મળ્યો નહતો. એટલે તે હજુ આર્હતોપાસક થયા ન હતા અને મહારાજા ચેટક આ વાત જાણુતા હતા એટલે પેતાની પ્રતિજ્ઞા પ્રમાણે તે પોતાની પુત્રીને તેમને શી રીતે આપી શકે ?

મહારાજા શ્રેણિક એક સમ્રાટ હતા અને એની સત્તા અને મહત્તાનો કોઇ પાર નહોતો. આવા એક બળવાન રાજવીની માગણીનો ઇન્કાર કરવામાં કેટલું જોખમ સમાયું હતું તે ચેટકરાજ બરાબર જાણુતા હતા પણુ પેતાની પ્રતિજ્ઞા આગળ તેમને બીજા વિચારો કરવાના ન હતા. તેમણે પોતાના કુળની ઉચ્ચતાના બહાને મહારાજા શ્રેણિકની માગણીનો ઇન્કાર કરતાં જણાવ્યું કે "વિવાહ સંબંધ તો સમાન કુળની વચ્ચે જ શોભે "

શ્રેણિક રાજા આવો ઉત્તર સાંભળવા તૈયાર ન હતો. તેના ગુસ્સાએ મર્યાદા મૂકી. અને ચેટકરાજ ઉપર આફતના વાદળો ઘેરાવા માંડયાં. છતાં ચેટકરાજ ડગે એમ ન હતું.

છેવટે અભયકુમારની બુદ્ધિથી, બળના બદલે કળનો ઉપયોગ કરીને સુજ્યેષ્ઠાને મેળવવી એવો નિર્ણય થયો. કેટલાક પ્રયત્નના અંતે સુજ્યેષ્ઠાના મનમાં શ્રેણિકને વરવાની વૃત્તિ જાગૃત થઇ. પણુ સુજ્યેષ્ઠાની પોતાની ઢીલના કારણે મગધરાજ સુજ્યેષ્ઠાને બદલે ચિલ્લણાને લઇને રવાના થયા અને તે મગધની સામ્રાજ્ઞી બની બેઠી. પોતાની પુત્રી પરધર્મીને પરણે એ ચેટકરાજને મન મોત સમું હતું એટલે તેણે ચિલ્લણાના આ પગલાને અયોગ્ય ગણ્યું અને મહારાજા શ્રેણિક સાથેનો તેનો સંબંધ વધુ કડવો બન્યો.

પણુ ચિલ્લણા પોતાના પિતાના મનને બરાબર જાણુતી હતી. તેને ખબર હતી કે ચેટકરાજને શ્રેણિકપ્રત્યે વ્યક્તિગત અણુગમો નથી પણુ તેના પરધર્મીપણા પ્રત્યે અણુગમો છે. વળી તે પોતે પણુ જૈનધર્મના સંસ્કારોને તજવા તૈયાર ન હતી. છેવટે ચિલ્લણાના પ્રયત્નથી અને બીજા અનેક સંયોગોને લીધે મગધરાજ શ્રેણિક અર્હતોપાસક બન્યા એટલે ચેટકરાજનો ક્રોધ ઓસરી ગયો. તે એક દાનો દુશ્મન હતો એટલે દુશ્મનાવટનું કારણુ દૂર થતાં તેને મિત્ર બનતાં વાર નહોતી લાગતી ! તેનો મગધરાજ પ્રત્યેનો અણુગમો જતો રહ્યો અને બન્ને-સસરા જમાઇ-વચ્ચે સમાનધર્મીપણાની લાગણીએ સ્નેહના અંકુરો ઉભા કર્યા.

પોતે મનથી માનેલ પતિને ન મેળવી શકી એટલે સુજ્યેષ્ઠાએ બીજા પુરુષને પરણુવાનું માંડી વાળ્યું અને પોતાના પિતા તરફથી મળેલા ધર્મસંસ્કારના બળે સંસારનો ત્યાગ કરી આત્મસાધનાનો માર્ગ લીધો

વખત જતા મહારાણી ચિલ્લણાને ત્રણુ પુત્રો થયા : કોણિક, હલ્લ અને વિહલ્લ.

કોણિકની અયોગ્ય પ્રવૃત્તિઓથી કંટાળીને તેમજ તેના કાવાદાવા બંધ થાય તે માટે શ્રેણિકે પોતાની હયાતીમાં જ મગધની ગાદીનો ત્યાગ કરીને કોણિકને મગધરાજ બનાવ્યો અને હલ્લ અને વિહલ્લમાંના પ્રથમને વીરવલય અને બીજાને સેચનક હાથી આપ્યો.

કોણિક દુષ્ટ સ્વભાવનો હતો. પોતાને સમગ્ર મગધનુ રાજ્ય મળ્યા છતાં હલ્લ અને વિહલ્લને પોતાના પિતાએ વીરવલય અને સેચનક હાથી આપ્યા તે એને ન ગમ્યું, તે ગમે તે રીતે એ બેય વસ્તુઓ લઇ લેવા માગતો હતો. પણુ જ્યાં સુધી મહારાજા શ્રેણિક જીવતા હોય ત્યાં સુધી તેમ કરવામાં તેને ડહાપણુ ન લાગ્યું.

પણુ કાળાંતરે મહારાજા શ્રેણિકનું મરણુ થતાં જ ખોટાં બહાનાં ઉભાં કરીને તેણે હલ્લ

અને વિહલ્લની પાસેથી એ બે ચીજો લઇ લેવાનો પ્રયત્ન આદર્યો. હલ્લ અને વિહલ્લ કોણિકની કુટનીતિથી પરિચિત હતા અને પોતાની શકિત અને સ્થિતિનું તેમને ભાન હતું, એટલે તે બન્ને કોણિકનો સામનો ન કરતાં પોતાના પિતામહ મહારાજા ચેટકની પાસે જતા રહ્યા, અને પોતાની બધી પરિસ્થિતિથી તેમને વાકેફ કરી પોતાનું રક્ષણ કરવાનું કહ્યું.

કોણિકના તુચ્છ સ્વભાવથી મહારાજા ચેટક સુપરિચિત હતા અને તેની ઇચ્છાની આડે આવવામાં સાપના દરમાં હાથ નાખવા જેવું સાહસ હતું એ પણ તે સારી રીતે જાણતા હતા. છતાં શરણાગતરક્ષણની ક્ષત્રિયવટની ભાવના તેમની રગેરગમાં વહેતી હતી. શરણાગતને જાકારો દેવામાં ક્ષત્રિયવટને કલંક લાગે! અને એમાંય વળી આ શરણાગત તો પોતાની સગી પુત્રીના પુત્રો-પોતાના દોહિત્રો જ હતા એટલે પછી તો વિચારવાનું જ ક્યાં રહ્યું? એટલે તેમણે ગમે તે આફત આવે તેનો સહર્ષ સામનો કરવાનો નિશ્ચય કરી, હલ્લ વિહલ્લને શરણ આપી નિર્ભય કર્યા.

**આ** તરફ કોણિકને ખબર પડી કે હલ્લ અને વિહલ્લે પોતાના પિતામહ ચેટકરાજનું શરણ સ્વીકાર્યું છે ત્યારે તેના ગુસ્સાનો પાર ન રહ્યો. તે એક અવિચારી રાજવી હતો, એટલે પોતાના નજીવા સ્વાર્થની ખાતર પણ યુદ્ધ વહેરી લેતાં, હજારો પ્રાણોના નાશનો કે પોતાની નિર્દોષ પ્રજાના અપાર નુકશાનનો તેને વિચાર ન આવ્યો. તેણે ચેટક મહારાજા સામે-પોતાના પિતામહની જ સામે-યુદ્ધ જાહેર કર્યું અને એક દિવસ તે વૈશાલીના પાદરમાં લાવલશ્કર સાથે આવી પહોંચ્યો.

મહારાજા ચેટક આ વખતે વૃદ્ધ થયા હતા-જીવનની છેલ્લી વીસીમાંથી તે પસાર થતા હતા. છતાં તેનાં શૂરાતન અને શકિતમાં હજુ ઓટ નહોતી આવી, ક્ષત્રિયવટનું શોણિત તેની નસોમાં હજુય વેગ પૂર્વક વહેતુ હતું. પોતાની તીરંદાજી ઉપર તેને હજુય અટલ વિશ્વાસ હતો. અને પોતાના એક જ બાણે કોણિક ભૂમિચાટતો થશે તેની તેમને ખાત્રી હતી. પણ યુદ્ધભૂમિમાં આવતાં જ તેમના મનમાં અજબ પલટો થઇ ગયો.

આજનો યુદ્ધદેવતા જાણે માનવસંહારને ધિક્કારતો ન હોય તેમ તેમને આ યુદ્ધ પ્રત્યે સખ્ત અણગમો જાગ્યો. અત્યાર સુધી, યુદ્ધ અને જય-પરાજયના મણકા ફેરવતું મન બિલકુલ અંતર્મુખ બની ગયું, અને આત્મસાધના ને આત્મશુદ્ધિના મણકા ફેરવવા લાગ્યું. જેમાં આટઆટલા નિર્દોષ પ્રાણીઓનો સંહાર થાય તે યુદ્ધ અને તે યુદ્ધના નિમિત્તભૂત રાજ્ય તરફ તેમને સખ્ત અણગમો જાગ્યો.

-અને એક સુભાગી પળે તેમણે શસ્ત્રો નીચાં મૂકીને આત્મદમન કરીને આ પાર્થિવ શરીરનો અંત આણવાનો નિર્ણય કર્યો. તેમણે અણસણ આદર્યું અને જ્યાં યુદ્ધભૂમિના કોલાહલોમાં આર્ત્ત અને રાૈદ્ર ધ્યાનની સંભાવના હતી ત્યાં ધર્મધ્યાનની નીસરણીએ ચઢીને પોતાના આત્માનુ સાધન કરી એનો આત્મા પરલોક પ્રયાણ કરી ગયો.

આ રીતે ધર્મવીર મહારાજા ચેટકે પોતાના પ્રાણના ભોગે હજારો નિર્દોષ જીવોનો સંહાર અટકાવ્યો! અને પ્રભુ મહાવીરની અહિંસાનો જયજયકાર થયો!

૨.

મુદ્રક : ચંદ્રશંકર ઉમાશંકર શુકલ, પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ, મુદ્રણસ્થાન : યુગધર્મ મુદ્રણાલય સલાપોસ ક્રોસ રોડ અમદાવાદ, પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.